# પ્રાણેશ્વરીનું પ્રેમમંદિર

અથવા

# સતીનો સત્યાગ્રહ

(રસિક સચિત્ર નવલકથા)


લેખક અને પ્રકાશકઃ—

જગન્નાથ વ્રજલાલ રાવળ

• મુ. સરઢવ (ઉ. ગુજરાત.)



પ્રથમાવૃત્તિ<br>પ્રત ૧૦૦૦ ] મૂલ્ય રૂ. ૩-૦-૦. [ વિક્રમાબ્દ ૧૯૭૯<br>ખ્રિસ્તાબ્દ ૧૯૨૩





અમદાવાદ-ધી ડાયમંડ જ્યુબિલિ પ્રિન્ટિંગ પ્રેસમાં

પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.

# બે બોલ



આ એક કલ્પિત વાર્ત્તા છે. સામાન્ય કેળવણી પામેલો જન-સમાજ અવકાશને વખતે આનંદ સાથે થોડા ઘણા જ્ઞાનને મેળવી શકે એ હેતુ લક્ષ્યમાં રાખી આ વાર્ત્તા લખી છે અને લેખકને જો જનસમાજ તરફથી ઉત્સાહ તેમજ ઉત્તેજન મળશે તો તે આ દિશામાં બની શકતું કામ કરવાની આંતરિક ઇચ્છા રાખે છે.

હું લેખક કિંવા ગ્રંથકાર હોવાનો દાવો કરતો નથી મ્હારા આ પ્રથમ પ્રયાસમાં ઘણી ભૂલો રહી ગઇ હશે. તેથી દોષ તરફ દુર્લક્ષ કરી સારને સ્વીકારવાની નમ્રતાપૂર્વક હુ વાંચકો અને વિવેચ-કોને વિનંતિ કરું છું.

મ્હારું આ પ્રથમ પુસ્તક પ્રકટ થાય છે તેનું સઘળું માન સુવિખ્યાત ગુજરાતી નવલકથાકાર **શ્રીયુત વ્રજલાલ જાદવજી ઠક્કરને** ઘટે છે. તેમણે આ પુસ્તક પ્રસિદ્ધ કરવામાં આરંભથી અંત સુધી જે કિમતી મદદ આપી છે તે માટે અંતઃકરણપૂર્વક હુ તેમનો ઉપકાર માનું છું.

અંતે જે પરમકૃપાળુ પરમાત્માની કૃપાથી મ્હારું આ પુસ્તક હું વાંચનારાઓની સેવામાં સમર્પણ કરી શક્યો છું તે પિતાનો ઉપકાર માની મ્હારા બે બોલ પૂરા કરું છું.

અમદાવાદ.
તા. ૧૫-૬-૨૩.

જગન્નાથ વ્રજલાલ રાવળ.

# અર્પણપત્રિકા.

શ્રીયુત નાથાલાલ શિવલાલ પટેલ.

શુભનિવાસ-સરઢવ

આરંભથી જ આપશ્રી સાહિત્ય પ્રત્યેના મ્હારા વ્યાસંગ તરફ સ્નેહભરી દ્દષ્ટિથી જોતા આવ્યા છો, પ્રસંગોપાત આપની કિમતી સલાહનો અમૂલ્ય લાભ મ્હને મળ્યો છે, યોગ્ય પાત્રને યોગ્ય ઉત્તેજન આપવા આપ સદૈવ તત્પર રહ્યા છો એ તેમજ એવા બીજા અનેકવિધ ગુણોથી મુગ્ધ થઇ સાહિત્યના વ્યાસંગનું આ મ્હારું પ્રથમ પુષ્પ નમ્રતાપૂર્વક આપને અર્પણ કરી હું કૃતાર્થ થાઉં છું.

લિ૦

નિરંતર કૃપાભિલાષી

જગન્નાથ વ્રજલાલ રાવળ

# વિષયાનુક્રમણિકા







આર્યસંસારનો આધુનિક ચિતાર ! ( સામાજિક વાર્ત્તાસંગ્રહ.

# સંસારદર્શન

**પ્રયોજક, વ્રજલાલ જાદવજી ઠક્કર**

સુધારાનો સાર, કુધારાનો કોપ, સ્ત્રીસ્વાધીનતાનું પરિણામ, ધર્મશૂન્ય શિક્ષણને લીધે સંસારમાં ચાલતો સ્વચ્છંદાચાર, સ્ત્રીજાતિનાં ગૃહકર્ત્તવ્ય વગેરે અનેક ઉપયોગી વિષયોનો આ વાર્ત્તાસંગ્રહમાં સમાવેશ કરવામાં આવ્યો છે. સ્વદેશની પરિસ્થિતિથી પરિચિત થવું હોય, કુટુંબકલેશ કિંવા ગૃહકલેશમાંથી મુક્ત થવું હોય, પતિ-પત્નીએ પરસ્પરના પ્રેમમાં લીન બની સ્નેહમય જીવન ગુજારવું હોય તો આ વાર્ત્તાસંગ્રહ અવશ્ય વાંચો. પાકું સોનેરી પૂઠું; મૂલ્ય માત્ર રૂા. ૩-૦-૦

---

**સચિત્ર ઐતિહાસિક નવલકથા.**

# પંજાબ રહસ્ય

**જનની જન્મભૂમિશ્ચ સ્વર્ગાદપિ ગરીયસી** એ મહાન્ સ્વદેશસૂત્રનો સાક્ષાત્કાર કરવો હોય તો આ ઐતિહાસિક નવલકથા અવશ્ય વાંચો. એક રજપૂત રાજકુમારનું પોતાની શૈશવાવસ્થામાં અર્થાત્ માત્ર એક જ વર્ષની ઉમ્મરે ભાગ્યયોગથી માતાપિતાથી વિખુટા પડવું, એક સદાશય અંગ્રેજ લશ્કરી અમલદારના આશ્રય નીચે ઉછરી તેનું મ્હોટા થવું, સ્વદેશસેવાના મહામંત્રની સાધનામાં તેણે પોતાનું જીવન સમર્પણ કરવું, દગાબાજ દેશબંધુઓદ્વારા તેમાં છળ થવો વગેરે વિષયો આ નવલકથામાં રસિકતાથી વર્ણવેલા છે. **પાકું સોનેરી બાયન્ડીંગને શોભાવે એવું પૂઠું છતાં મૂલ્ય માત્ર રૂા. ૨-૦-૦**

ફક્ત એક પૈસાનું પોસ્ટ કાર્ડ લખી નામ નોંધાવનારને

# ☞ પોણી કિમ્મતે. ☜

## સારૂં વાંચન એજ અશાન્તિમય સંસારમાં શાન્તિ-સુખનું ઈષ્ટ ધામ છે

અમારા તરફથી પ્રસિદ્ધ થએલી સઘળી **સચિત્ર** વાર્તાઓની ચાર પાંચ વર્ષ જેટલા ટૂંક વખતમાં **ત્રણ ત્રણ ચાર આવૃત્તિઓ** થઈ ગઈ છે અમારી નવલકથાઓની લોકપ્રિયતાનું પ્રમાણપત્ર છે.

**ખાસ અમારા આજ સૂધીના જુના અને નવા ગ્રાહકોને સસ્તી કિમ્મતનો લાભ આપવાના હેતુથી જ અમે**

# રસિક નવલકથામાળા

ની યોજના કરી છે. માત્ર એક પોસ્ટ કાર્ડમાં પોતાનું શિરનામું લખી જણાવનાર સદ્દગૃહસ્થનું નામ ગ્રાહકના લિસ્ટમાં નોંધવામાં આવશે અને આજ સુધીમાં અમે પ્રસિદ્ધ કરેલાં તથા હવે પછી અમારા તરફથી પ્રસિદ્ધ થનારાં બધાં પુસ્તકો **પોણી કિમ્મતે** મળશે. નામ નોંધાવનારે દરેક પુસ્તક લેવું જોઇએ એવો કાંઈ **નિયમ નથી** **તેમજ અગાઉથી** કાંઇ રકમ ડિપોઝીટ **લેવામાં આવતી નથી.** આ માળાના ગ્રાહક થનારે હવે પછી અમારા તરફથી પ્રસિદ્ધ થતાં બધાં પુસ્તકો લેવાનાં છે. વળી અત્યાર પહેલાં પ્રસિદ્ધ થએલાં પુસ્તકોમાંથી જે જોઇશે તેજ **પોણી કિમ્મતે** મોકલી આપવામાં આવશે. અમારૂં દરેક પુસ્તક **સચિત્ર** હોઈ લાયબ્રેરીના શણગાર અને સંસારમાર્ગના સાચા સલાહકારરૂપ છે. **ઉત્તમ છપાઇ અને સોનેરી પૂંઠાં.** આજે જ આપનું નામ નોંધાવો.

**લુહાણા-બંધુ કાર્યાલય, માંડવીની પોળ-અમદાવાદ**



"* જીવિતેશ્વર! આપે મ્હારૂં સર્વસ્વ લૂંટી લીધું છે છતાં આપનાં દર્શન દાસીને દુર્લભ કેમ છે?" પૃષ્ઠ ૧૧૧

ॐ तत्सत्परमात्मने नमः ।

# પ્રાણેશ્વરીનું પ્રેમમંદિર

અને

# સતીનો સત્યાગ્રહ

## પ્રકરણ ૧ લું.

### અંધકારમયી રાત્રે અરણ્યમાં યોગિની

**सुहृदां हितकामानां यः शृणोति न भाषितम् ।**
**विपत्संनिहिता तस्य स नरः शत्रुनन्दनः ॥**

**ભાવાર્થ,** જે માણસ પોતાના મિત્રોનું તથા હિત કરનારાઓનું ભાષણ સાંભળતો નથી, તે માણસને વિપત્તિ પાસે જ આવી રહેલી છે તથા શત્રુને આનંદ કરાવનારો જલદી નાશ પામે છે એમ નક્કી સમજવું.

રાત્રિનો દ્વિતીય પ્રહર ચાલતો હતો. સર્વત્ર ભીષણ અંધકારનો વિસ્તાર થયેલો હતો. પુણ્યપ્રવાહિની કલકલનિનાદિની પરમ પવિત્ર નર્મદા નદીની આસપાસનો પ્રદેશ અત્યંત ભયંકર ભાસતો હતો. સર્વત્ર શાંતિનું સામ્રાજ્ય છવાયલું હતું. ક્વચિત્ નિશાચર પક્ષીઓની પાંખોના ફડફડાટથી અને વનરાજની ભયંકર ગર્જનાથી એ શાન્તિમાં ભંગ પડતો હતો. આસમાની આકાશમાં કેટલાક તારાઓ પ્રકાશેલા હોવા છતાં તેઓ રાત્રિના ભીષણ અંધકારનો વિનાશ કરી શકતા નહોતા. આવા સમયે એક વડ વૃક્ષ નીચે બલિષ્ઠ બાંધાનો એક

યુવક નજરે પડતો હતો. તેની ઉમ્મર ભાગ્યે સોળ સત્તર વર્ષની હશે. તેનું અંગ ઉજ્વળ ગૌરવર્ણ હતું. તેનો કપોલપ્રદેશ ભવ્ય હતો. નેત્રો વિશાળ હોઇ તે તેની સૂક્ષ્મ અને ચપળ બુદ્ધિનો ભાસ કરાવતાં હતાં. તેના મુખ ઉપર વીરત્વનું તેજ પ્રકાશતું હતું. તેણે શરીર ઉપર મખમલનો મૂલ્યવાન્ રાજવંશી પોષાક પહેરેલો હતો. મસ્તક ઉપર લીલા રંગનો રેશમી શિરપેચ પહેર્યો હતો. કમરબંધ સાથે તેની અતિપ્રિય શત્રુશોણિતપિપાસુ સમશેર લટકતી હતી. રત્નજડિત સુવર્ણમુઠવાળી તલ્વાર તથા તેના મૂલ્યવાન્ પોષાક ઉપરથી એવું અનુમાન થતું હતું કે તે કોઇ ઉચ્ચ કુળનો ક્ષત્રિયકુમાર હોવો જોઇએ. જ્યોત્સનાના ક્ષીણ પ્રકાશમાં તેનું વદનમંડળ ક્રોધથી કંપતું હોય તેવો ભાસ થતો હતો તેના મુખ ઉપરવિષાદની ગંભીર છાયા છવાયલી હતી. તેનું મન સંતપ્ત હોય એમ લાગતું હતું. તે યુવક વારે વારે પોતાની સમશેરની મુઠ ઉપર હાથ નાખતો હતો. તેનાં નયનયુગલમાંથી જાણે અગ્નિકણો ઝરતા હોય એમ દેખાતું હતું. અંતે તે ગર્જનાસૂચક સ્વરે બોલી ઉઠયોઃ "હાય દગો! ઓ વિશ્વાસઘાતી ભીષણ ફેણિધર! ત્હેં ન કરવાનાં કર્મ કરેલાં છે. અરેરે! જેણે તને પાળીને ઉચ્ચ પદાસનપર પહોંચાડયો છે તે ત્હારા પાળકનો જ તું સંહારક નિવડયો! બસ વૈર, વૈર. હવે મ્હારા આખા તન બદનમાં વૈરના ક્રોધાગ્નિના ભડકા સળગી ઉઠે છે ને એ પ્રબળ ક્રોધાગ્નિમાં મ્હારા પૂજ્ય પિતાશ્રીના ખૂનીને હોમી ભસ્મીભૂત કરનાર ઓ નરાધમ! તું કદાચ એમ ધારતો હોઇશ કે ત્હેં મ્હારા પૂજ્ય પિતાશ્રીનું ખૂન કર્યું છે એ વાત મ્હારાથી અજ્ઞાત હશે પણ ઓ પાપાત્મા! ત્હારું એ પાપ કાર્ય મ્હારાથી અજાણ્યું નથી. રાજ્ય મેળવવાની ત્હારી પ્રબળ ઇચ્છા છે એ પણ હું જાણું છું; પણ ઓ નરરાક્ષસ! ત્હારી

એ ઇચ્છા અથવા નીચ મહત્વાકાંક્ષા આકાશ કુસુમવત્ છે. જ્યાં સૂધી આ પ્રભુનો બાળક હયાત છે, જ્યાં સૂધી આ ક્ષત્રિયનંદનની નસેનસમાં ઉષ્ણ શોણિત વહે છે ત્યાં સૂધી મહારાજાના એક વાળને પણ ઇજા કરવાને તું સમર્થ નથી. ઓ નરઘાતકી રાક્ષસ! ત્હેં મ્હારા પૂજ્ય પિતાશ્રીનું રૂધિર શા ઉદ્દેશથી વહેવડાવ્યું હતું? રાજ્ય-પ્રાપ્તિની રાક્ષસી મહાત્વાકાંક્ષાથી કે? ના–ના, ઓ નરાધમ! ત્હારી તે ઇચ્છા હવામાં મળી જશે. ઓ દુષ્ટ! ખૂનનો બદલો હું ખૂનથી જ લઇશ. જ્યારે મ્હારી આ રક્તપીપાસુ સમશેરને ત્હારા રૂધિરનું પાન કરાવીશ ત્યારે જ હું સ્વસ્થ થઇને બેસીશ. હવે તો બસ આ જીવનો ઉદ્દેશ એજ છે કે,

મુજ જીવનના સોગન લઉં બદલો કદિ ના લેઉં તો,
મુજ સમશેરના સોગન લઉં બદલો કદિ ના લેઉં તો;
ખૂની છું, ખૂન કરવાને હવે આ જીવ તલસે છે,
બદન તનની મહીંથી આગ બદલાની જ વરસે છે.

તું અત્યારે મહારાજાનો માનીતો છે. મહારાજા ત્હારીજ આંખે જુએ છે ત્યારે ઓ નરાધમ! મહારાજાની અનુકંપાનો લાભ તું અવળી રીતે લે છે. મહારાજાનું ખૂન કરી, તેમની જીવનાધિકારિણી કન્યા સાથે લગ્ન કરી ત્હારે આ રાજ્યના કર્તાહર્તા અને વિધાતા થવું છે, કેમ? મહારાજાની આંખે તો કાંઇ સૂઝતું નથી. ત્હારા જેવા પાપીઓના છળ, કપટ ને પ્રપંચોથી તેઓ સર્વથા અજ્ઞાત છે. ત્હારાં મીઠાં વચનોથી તેઓ ભોળવાઈ ગયા છે. તેમને સમજાવનાર કેવળ સમસ્ત રાજ્યમાં એકજ ધર્મમૂર્તિ હતી. તેનો તો ત્હેં વિનાશ કર્યો છે; પણ ઓ દુષ્ટાત્મા! ત્હારે હવે આ વીરનરથી સાવધાન થઇને ચાલવાનું છે. આ વીરનર યોગ્ય સુયોગ મળતાં

પોતાના શિકારને સપડાવ્યા સિવાય રહેશે નહિ. યાદ રાખજે ઓ દુષ્ટ નરાધમ ! કે હવેથી હુંજ ત્હારો કાળ છું.

"ઓ અભિમાની ! આજથી હવે હું ત્હારો કૃતાંત કાળ બન્યો છું; ઝેરી સાપ થયો છું. ઓ મનુષ્યના રૂધિરનું પાન કરનાર નરરાક્ષસ! હું હવે ત્હારો સત્વર વિનાશ કરી તારા યમપાશમાંથી મહારાજાને મુક્ત કરીશ. દુષ્ટાત્મા મ્હારા પિતાશ્રીના પરલોકવાસ પછી પ્રજાજનોને પીડવામાં ત્હેં પાછું વાળીને જોયું પણ નથી. પ્રજાજનોની કુળાંગનાઓ કે જેમને ત્હારે ત્હારી પુત્રીઓ માનવી જોઇએ તેમના અમૂલ્ય સતીત્વ રત્નનો ત્હેં બળાત્કારે નાશ કર્યો છે. અફસોસ ! દેવી સરોજિનીનો પણ ઘણા દિવસથી બિલ્કૂલ પત્તો નથી. એ પવિત્ર બાળા પણ ત્હારા ક્રોધનો જ ભોગ થઈ હોય એમ ભાસે છે. ઓ વ્યભિચારી લંપટ ! પરસ્ત્રીનાં ભાન પ્રતિષ્ઠાનો બળાત્કારે ભંગ કરવામાં જ તું ત્હારૂં પરાક્રમ સમજે છે. કુમારિકાઓના કૌમાર્યવ્રતનો ભંગ કરવો એજ ત્હારો ધર્મ છે. ઓ નરાધમ ! વિનાશકાળે વિપરીત બુદ્ધિ પ્રમાણે હવે તારો કાળ નજીક આવેલો હોય એમ જ મ્હને ભાસે છે. ત્હારો પાપકુંભ ભરાઇ ચુકયો છે. તેનો સ્ફોટ થતાં ત્હારો ભયંકર કાળ ત્હારી પાસે ઉપસ્થિત થશે. એ વખતે ત્હારાં દુષ્ટ કર્મોનો તાદૃસ્ય ચીતાર ત્હારાં નેત્રો નજીક તરવરશે અને તને પ્રચંડ પશ્ચાત્તાપ થશે." આમ કહી થોડા સમય સૂધી ચુપ રહ્યા પછી પાછો તે કહેવા લાગ્યોઃ-"હું અત્યારે જ જઇને એ દુષ્ટને તેનાં કરેલાં કર્મનાં ફળ ચખાડીશ. ચાલ મ્હારા સુખ દુઃખની સહચરી સમશેર ! તું તૈયાર થઇ જા ને મારા દુશ્મનનું હૃદય ચીરીને તેના ગરમ રૂધિરનું પાન કરીને પ્રસન્ન થા."

આમ બોલતો તે યુવક એકદમ સફાળો ઉભો થયો ને સમશેરને મ્યાનમાંથી ખુલ્લી કરીને તે આગળ વધવા જતો હતો; પરંતુ

એવામાં એક એવો અકલ્પનીય બનાવ બન્યો કે, જેથી તે આગળ વધી શક્યો નહિ. અલ્પકાળમાં જ એક અતિ તેજસ્વિની યોગિનીએ મૃદુમંદગતિથી કુમારની નજીક આવી તેનો હાથ પકડ્યો. એ યોગિનીને જોઇ તે યુવક ચમક્યો. એ ભગવાંવસ્ત્રધારિણી નવયૌવના યોગિનીને આવી ભીષણ રાત્રે વિકટ અરણ્યમાં એકાએક ઉપસ્થિત થયેલી જોઇ તે વિસ્મિત અને આશ્ચર્યચકિત બની ગયો. તે એક શબ્દનો પણ ઉચ્ચાર કરી શક્યો નહિ. નિર્નિમેષ નયને એ તેજસ્વી યોગિનીના પ્રભાવશાળી મુખ તરફ જોઈ રહ્યો.

રાત્રિનો ભીષણ અંધકાર ધીમે:ધીમે ક્ષીણ થતો હોવાથી આવનાર યોગિનીનું તેજસ્વી મુખ પ્રકાશી નીકળતું હતું. તેણે ભગવા રંગની કફનીથી તેના ગૌર બદનને આચ્છાદિત કર્યું હતું. તેનું વિશાળ કપાળ અંધકારમાં પણ તેની અપૂર્વ બુદ્ધિમત્તાનો પરિચય કરાવતું હતું. તેનો કૃષ્ણકેશકલાપ તેની પીઠ ઉપર સર્પાકૃતિની માફક ઝુલી રહ્યો હતો. એ યોગિની રૂપસૌંદર્યમાં ગંધર્વની કિન્નરીથી પણ ચઢીયાતી હતી. એ મૃગાક્ષી યોગિનીના મુખ તરફ જોઇને યુવકે તરત જ નીચું જોયું તથા ભક્તિ ગદ્દગદ કંઠે મૃદુસ્વરે તેણે કહ્યું:—" હે માતૃતુલ્ય દેવાંગના ! આપ કોણછો તથા મ્હારા કાર્યમાં વિઘ્નકારિણી થવાનું આપને શું પ્રયોજન છે તે કૃપા કરી કહો. મ્હારા શત્રુનો વિનાશ કરવાને તત્પર થયેલા મ્હારા હાથને આપ છોડી ધો અને મ્હારૂં કામ મ્હને તમામ કરવા ધો. હું જીવનપર્યંત આપના ઉપકારનું વિસ્મરણ કરીશ નહિ."

યોગિનીએ એક વખત આ યુવકના આપાદ મસ્તકનું સૂક્ષ્મદ્દષ્ટિથી દર્શન કરીને ગંભીર વાણીથી કહ્યું—" યુવક ! આપ કોણ છો તથા અત્યારે આવા ભીષણ અંધકારમાં કયા શત્રુનો વિનાશ કરવા પધારો છો ? "

યુવકે કર્કશ કંઠે કહ્યું–"દેવિ! આપ મ્હને વિશેષ ન રોકો. મ્હારો મૂલ્યવાન્ સમય વીતી જતો હોવાથી આપ મ્હને હમણાં જ અત્રેથી વિદાય થવા દ્યો. મ્હારો ક્રોધ વૃદ્ધિ પામતો જતો હોવાથી તેનું પરિણામ સારૂં આવે એવો સંભવ નથી."

"યુવક! આપ આમ એકાએક અધીરા ન બની જાઓ ને મ્હારા બે શબ્દ સાંભળો."

"આપ શું કહેવા ઇચ્છો છો તે સત્વર જણાવો."

"પહેલાં આપ આપશ્રીના વૃદ્ધિ પામતા ક્રોધને શમાવો."

"તમારા પ્રભાવશાળી તેજસ્વી મુખનું દર્શન થતાં જ મ્હારો ક્રોધ ઘણા અંશે શાન્ત થઇ ગયો છે. મ્હારા અંતરમાં સળગી ઉઠેલા ક્રોધાગ્નિને આપે શાન્ત વચનરૂપી જળના સિંચનથી શાન્ત કર્યો છે."

"કહો જોઇએ કે અત્યારે આપ કોનું લોહી વહેવડાવવાની ઇચ્છા રાખો છો?"

"દેવિ! એ જાણવાનો તમને શો હક્ક છે?"

"હક્ક હોય યા ન હોય પણ એ વાત તમારે જણાવવીજ પડશે."

"ન પૂછો દેવિ! એ વાત હું તમને જણાવી શકું તેમ નથી."

"જો તમે એમ સમજતા હો કે એ વાત મ્હારાથી અજાણી છે તો એ તમારી ગંભીર ભૂલ છે. તમે તમારા નગરના વીર સેનાધિપતિ ધૈર્યસિંહનું ખૂન કરવા જાઓ છો કેમ?"

"દેવિ! શું તે વીર છે? ના તે નિર્દોષનું લોહી પીનાર નરરાક્ષસ છે."

"કુમાર! એ હું જાણું છું; છતાં સાહસ કર્મ કરવાથી તેનું ઘણું વિપરીત પરિણામ આવે છે એ તમે નથી જાણતા કે?

કુમાર! હું અંતઃકરણપૂર્વક તમારા કલ્યાણની કામના કરું છું. મ્હારા આવતાં પહેલાં તમે સાહસ કરીને ગયા હોત તો અવશ્ય તમારો આજે વિનાશ થાત. માટે અત્યારે તમારા ઉપર ભાગ્યદેવી પ્રસન્ન નથી. હમણાં એ પાપીના પોબાર છે તેથી તમારો ઉદ્દેશ સફળ થશે નહિ."

"માતા! તમે આ શું કહો છો એ હું સમજી શકતો નથી. આ વીર બાળક મૃત્યુથી ડરતો નથી. દેવિ! તમે મ્હને ન રોકો. મ્હારી તલ્વાર શત્રુશોણિતનું પાન કરવા તલસી રહી છે."

યોગિનીએ દ્રઢતાપૂર્વક કહ્યું-"જો તમે મ્હને તમારી કલ્યાણકારિણી સમજતા હો તો કુમાર! હું તમને આજ્ઞા કરૂં છું કે તમારે ત્યાં જવું નહિ."

યુવકે નિરાશા દર્શાવી કહ્યું-"મ્હને ક્ષમા આપો. તમારી આજ્ઞા હમણાં હું શિરસાવંધ કરી શકતો નથી."

યોગિનીએ ગંભીર વાણીથી કહ્યું-"કુમાર! તમારે મ્હારી આજ્ઞાનું પાલન કરવું જ પડશે. કોઇ પણ પ્રકારે તમે મ્હારી આજ્ઞા વિરુદ્ધ વર્તી શકશો નહિ. મ્હારા પરમ પૂજ્ય ગુરૂદેવની એવી આજ્ઞા છે કે તમને સાહસ કર્મ કરતાં અટકાવવા. એજ ઉદ્દેશથી હું અત્રે આવી છું. મ્હને પ્રથમથી જ સમાચાર મળ્યા હતા કે કુમાર આજે જ સેનાધિપતિનું ખૂન કરી વૈરની વસુલાત લેવા જનાર છે. કુમાર! મ્હારા ગુરૂવર્યની ઇચ્છાને તમારે અંતઃકરણપુર્વક માન આપવું જ પડશે."

યુવકે કિંચિત્ ક્રોધકર્કશકંઠે કહ્યું:-"ત્યારે શું તમે મ્હારા કામની આડે આવવા ઇચ્છો છો?"

"આ ઉપરથી મ્હને એમ લાગે છે કે, તમે મ્હારા મિત્રની નહિ પણ શત્રુની ગરજ સારો છો."

યોગિનીએ ગંભીરતાથી જ કહ્યું–" કુમાર ! ભવિષ્યમાં તમને તમારો ભ્રમ સમજાશે; પણ અત્યારે તો કર્મધર્મસંયોગે લાચારીથી મ્હારે મ્હારું કર્ત્તવ્ય બજાવવું પડે છે."

" જેવી રીતે તમે તમારૂં કર્ત્તવ્ય નક્કી કર્યું છે તેવી રીતે મ્હેં મ્હારું કર્ત્તવ્ય પણ નક્કી કર્યું છે. વીર પુરુષો કાળથી કદાપિ ગભરાતા નથી; કેમ કે,

વીર પુરુષો કાળથી ના કોઇ દિન ગભરાય છે;
આવવું ને જવું એ તો આ જગતનો ન્યાય છે.
નિજ ધર્મને ભૂલી સદા જે જીવ બચાવા ચ્હાય છે;
નામર્દ એવા બાયલાથી વિશ્વમાં શું થાય છે?

મ્હારો વખત વીતી જાય છે. કહો જોઇએ કે, તમે મ્હને માર્ગ આપો છો કે નહિ?"

" ના કુમાર ! મ્હારા ગુરૂશ્રીની આજ્ઞાનું હું પ્રાણાંતપર્યંત પાલન કરીશ."

" તમે મ્હને શા માટે રોકો છો એ સમજાતું નથી."

" એ વાતનો ભેદ ભવિષ્યમાં તમને સમજાશે."

" તમે જાણો છો કે એ દુષ્ટનાં પાપ અમાપ છે. તેને વિશેષ સમય સુધી જીવતો રાખવામાં ભય છે. તેના ભયંકર ત્રાસથી કાળો કેર વર્ષી રહ્યો છે. જુલ્મ, સીતમ, ખૂન વગેરે સિવાય બીજું કાંઇ એ સમજતો નથી તેથી હું અત્યારે જ તેનો વિનાશ કરવાની ઇચ્છા રાખું છું."

" કુમાર ! તમારો પ્રાણ અત્યારે ભયમાં છે માટે જ હું તમને રોકું છું સેનાધિપતિ અત્યારે તેના દસવીસ સરદારો સાથે ગુપ્ત મંત્રણા ચલાવતો બેઠેલો છે. તમે એકલા હોવાથી અત્યારે તેની હરિફાઇમાં તમને વિજય મળી શકે એ સર્વથા અશક્ય છે,

માટે મ્હારૂં કહ્યું માનીને તમારે આખી રાત્રિ આ વિકટ અરણ્યમાં જ પસાર કરવી પડશે."

"માતા! તેના જેવાં વિશ્વાસઘાતી દસવીસ શીયાળવાંને યમસદનમાં મોકલી દેવાની આ કુમાર શક્તિ ધરાવે છે. માતાજી, મને ન રોકો. આપ મ્હને અહીંથી નહિ જવા દો તો મ્હારે બળાત્કારે જવાની ફરજ પડશે."

"કુમાર! આ યોગિની પાસેથી તેની આજ્ઞાનું ઉલ્લંઘન કરીને ચાલ્યા જવાની કોઇનામાં શક્તિ નથી. ગુરૂકૃપાથી હું ધારૂં તે કરવાને સમર્થ છું."

આમ કહીને યોગિનીએ પોતાના હસ્તમાં પકડેલા દંડને કુમારની સામે ધરી તત્કાળ પાછો યથાસ્થિત કર્યો; તેથી કુમારનું મન હરણ થયું ને તેનો ક્રોધ શાન્ત થઈ જવા લાગ્યો. અદ્દ્ભુત શક્તિધારિણી યોગિનીનું દૈવી સામર્થ્ય જોઇ અત્યંત નમ્ર બની જઇને કુમારે કહ્યું:–"દેવિ! શું આપ એક બળવાન્ વીરને રોકવાની શક્તિ ધરાવો છો?"

"હા, હું જાણું છું કે તું બળવાન્ છે પણ દૈવી સત્તા સમક્ષ બળવાન્ વીરોનું કાંઇ ચાલતું નથી."

આવી વાતચિત ચાલતી હતી એવામાં કોઇનાં પગલાંનો મૃદુધ્વનિ સંભળાયો. એ ધ્વનિ સાંભળીને યોગિની ચમકી તથા કુમાર તરફ જોઇ બોલી કેઃ–"કુમાર! કોઇ આ તરફ આવતું હોય એમ ભાસે છે માટે સત્વર આ પ્રચંડ વટવૃક્ષ ઉપર ચઢી જાઓ ને જે બને તે ચુપકીદીથી જોયા કરો."

"માતા! વૃક્ષ ઉપર ચઢવાની જરૂર નથી. જ્યાં સુધી મ્હારી કમર ઉપર તલ્વાર છે ત્યાં સુધી હર કોઇ શત્રુ લાચાર છે."

"તમે દુરાગ્રહ નહિ કરતાં સત્વર મ્હારા કહેવા પ્રમાણે કરો. બળની પરીક્ષા અજમાવાનો આ સમય નથી."

"માતા! તમે એક ક્ષત્રિય પુત્રને તેના ધર્મથી વિમુખ ન કરો."

"કુમાર! અત્યારે એ જોવાનું નથી. જુઓ ધીમે ધીમે અવાજ નજીક આવે છે. તમે સત્વર વૃક્ષ ઉપર ચઢી જાઓ."

યુવક લાકડાના યંત્રની માફક સત્વર વૃક્ષ ઉપર ચઢી ગયો. પછી યોગિની પણ એ વૃક્ષ ઉપર ચઢી ગઈ. તેમના બન્નેના ઉપર ચઢયા પછી ત્રણ માણસો એ સ્થળે ઉપસ્થિત થયા અને તેઓ તેજ વૃક્ષ નીચે બેસીને કંઇ ગુપ્ત મંત્રણા ચલાવવા લાગ્યા.



## પ્રકરણ ૨ જું



## વફાદાર વીર યુવકની પ્રતિજ્ઞા

ગયા પ્રકરણમાં દર્શાવેલા પેલા ત્રણ માણસોમાંના એક જણની ઉમ્મર ત્રીશેક વર્ષની હતી તથા બીજા બન્ને માણુસોની ઉમ્મર તેનાથી થોડી ઓછી હતી. વચમાં બેઠેલો પ્રૌઢ વયનો જે પુરૂષ હતો બીજા બે માણુસોનો સરદાર હોય એમ તેની વર્તણુંકથી માલુમ પડતું હતું. એ ત્રણે માણુસો શસ્ત્ર અસ્ત્રથી સુસજ્જિત થયેલા હતા. તેમનાં ત્રણેનાં નેત્રોમાં ક્રૂરતા સ્પસ્ટ દેખાઇ આવતી હતી. તેમનાં શરીરના બાંધા મજબુત હતા. મ્હોં ભયંકર ભાસતા હતાં. તેમની વચ્ચે જે વાતચિત ચાલતી હતી તે વડ ઉપર ચઢી ગયેલાં યુવક તથા યોગિની ધ્યાનપૂર્વક સાંભળતાં હતાં. પ્રિય પાઠકો!

ચાલો આપણે પણ તેમની વચ્ચે ચાલતી વાતચિત બરાબર સાંભળીએ. સરદારની આસપાસ બેઠેલા તેમના વફાદાર અનુચરો કિંવા સહચરોમાંના એકે નિરાશા દર્શાવતાં કહ્યું:—"સરદાર સાહેબ! આપનું મન અત્યંત અશાન્ત જણાય છે તથા તેનું કાંઇ કારણ મ્હારાથી કળી શકાતું નથી. શું આ સેવકને આપના અંતરની વાત જણાવવામાં કાંઈ હરકત છે?"

સરદારે પણ નિરાશાસૂચક સ્વરે કહ્યું:—"મ્હારા વફાદાર સાથીઓ! તમે જાણો છો કે, આજે આપણો શિકાર છટકી ગયો છે. જ્યાં સુધી તે આપણા માર્ગમાં એક કંટક રૂપ થઇ પડયો છે ત્યાં સુધી આપણા હેતુ સર્વાંશે સફળ નહિ થાય."

"મહારાજ! આજે જો કે તેના સદ્‌ભાગ્યે તે છટકી જવા પામ્યો છે પણ વિના વિલંબે તે પાછો આપના પંઝામાં ફસાયા સિવાય રહેશે નહિ. એ માટે આપ સર્વથા નિશ્ચિંત રહો.

જ્યાં સુધી રાજનંદિની પ્રિયનંદાના અધરામૃતનું પાન નથી કર્યું ત્યાં સુધી મ્હારું મન સ્થિર નહિ થાય. જ્યારે એ દેવલોકની અપ્સરાને તથા બેહસ્તના બુલબુલને હું મ્હારા હૃદય સાથે ચાંપી તેના અધરામૃતનું પાન કરીશ ત્યારે જ મ્હારા જીગરમાં જાગેલી ઇશ્કની આગ બુઝાશે." સેનાપતિ ધૈર્યસિંહે કહ્યું.

કુટિલસિંહ નામનો અનુચર બોલ્યો:—"સેનાપતિ સાહેબ! અંતે તે આપનીજ થશે. મહારાજા આપની પ્રપંચજાળમાં ફસાયા છે એટલે રાજનંદિનીને પ્રાપ્ત કરવામાં આપને વિલંબ લાગશે નહિ."

સેનાપતિ ધૈર્યસિંહે ગંભીરતાથી કહ્યું:—"કુટિલસિંહ! આપણી જાળ જો કે બરાબર પથરાઇ છે પણ મ્હને એવો ભય રહે છે કે

કદાચ પેલો મ્હારો કટ્ટો દુશ્મન વીરસિંહ આપણી જાળને છિન્નભિન્ન કરી નાખશે. આજે એ હરામી હાજર નહિ હોવાથી જ હું રાજનંદિનીને કેદ કરી શક્યો છું. હવે ફક્ત મ્હારા કાર્યમાં વિઘ્ન કરનાર તેજ રહ્યો છે તેથી હું હવે તેને પણ તેના પિતાની પાસે જહન્નમમાં મોકલી દઇશ અને એક બળવાન્ વીરની વિરુદ્ધતા કરવાથી કેવું પરિણામ આવે છે તેનો ખ્યાલ કરાવીશ."

બીજો મદનસિંહ નામનો એક અનુચર ગર્વસૂચક સ્વરે બોલી ઉઠ્યો કે: "સેનાપતિ બહાદૂર ! એક સિંહને હરાવવા શીયાળ કદાપિ સમર્થ થઇ શકે છે કે ? શું પતંગીઉં દીપકની જ્યોતિને નહિ સહન કરી શકવાથી તેની સામે થવા જાય છે તો જીવી શકે છે ? નાના, એ બનવું અશક્ય છે. મહારાજ ! એ દુષ્ટને આ પૃથ્વી ઉપરથી વિદાય કરવામાં આપને તકલીફ લેવી નહિ પડે. એ હરામીને તો હું જ જહન્નમનો માર્ગ બતાવીશ. ફક્ત આપની આજ્ઞાનો જ વિલંબ છે. આપની આજ્ઞા મળતાં જ આ સેવક હરકોઇ કાર્ય કરવાને શક્તિવાન્ છે. જો આપ આજ્ઞા આપો તો હું આજેજ સૈન્યની સહાયતાથી મહારાજને કેદ કરી સમસ્ત ભદ્રપુરને ભસ્મીભૂત કરી નાખું ?"

"મદનસિંહ! ત્હારૂં કહેવું યથાર્થ છે; પરંતુ આકસ્મિત સાહસ કરવાથી આપણે સપડાઇ જઇએ એવો સંભવ છે. જેમ જેમ સુયોગ મલતા જાય તેમ તેમ આપણા સુખના માર્ગની વચ્ચે આડે આવતા કંટકોનો નાશ કરવો એ જ ઉત્તમ છે. એકદમ ઉત્તેજિત બની જવાની આવશ્યકતા નથી. હું જાણું કે છે, તું ઘણો ચાલાક અને બહાદુર છે. ત્હેં જ મ્હારા માર્ગની વચ્ચે નડતા કેટલાક કંટકોનો વિનાશ કર્યો છે; તેથી હું ત્હારા ઊપર અત્યંત પ્રસન્ન છું." ધૈર્યસિંહે પોતાના અનુચરની પ્રશંસા કરી.

સેનાધિપતિનાં આવાં પ્રશંસાપૂર્ણ વચન સાંભળી મદનસિંહ ગર્વઘેલો બની ગયો ને દંભમાં ને દંભમાં જ મુછોના આંકડા આમળવા લાગ્યો. થોડા સમય પછી કુટિલસિંહ કહેવા લાગ્યો: "મહારાજ! મદનસિંહે કંટક તો દૂર કર્યો; પણ હજી મ્હોટામાં મ્હોટો દુશ્મન હયાત છે. તે જ્યાં સુધી જીવતો રહેશે ત્યાં સુધી આપણું કર્યું કારવ્યું ધૂળ મેળવશે. તેના પિતાના મૃત્યુ પછીથી તો તે ઘણો છંછેડાયલો ફરે છે. તે જ્યારે આપણી તરફ જુએ છે ત્યારે તેનાં નેત્રોમાંથી અગ્નિકણોની વૃષ્ટિ થતી હોય એવો ભાસ થાય છે." કુટિલસિંહે ભયનું સૂચન કરાવ્યું.

"એ માટે તું નિશ્ચિંત રહે. શીયાળને રોળવા આ વીર સમર્થ છે. મ્હારા એક જ મુષ્ટિપ્રહારથી હું તેને જમીનદોસ્ત બનાવીશ." મદનસિંહે નિર્ભયતા દર્શાવતાં કહ્યું.

"કુટિલસિંહ! એ તો બધું ખરું પણ હવે મહારાજાનું શું કરવું? તેમનો સંહાર કેવી રીતે કરવો? તેમ કરતાં કદાચ આપણે સપડાયા તો?" સરદારે વાત ફેરવીને કહ્યું.

"મહારાજ! તમે આમ એકાએક ભયભીત કેમ થઇ જાઓ છો? મહારાજાનો વિનાશ કરવો એ તો સહેજ છે. જુઓ, મહારાજા ફક્ત આપણીજ આંખે જુએ છે એટલે તમે કાલે કાંઇ નિમિત્ત દર્શાવી તેમના મહેલમાંજ ગાયન કરજો. અમે બન્ને ભાઇઓ મધ્યરાત્રે મહારાજાના મહેલ પછવાડે આવીશું. આપ તેજ વખતે મહારાજાને બેહોશ બનાવી અમને સંકેતથી તમારી પાસે બોલાવજો. પછી અમે બન્ને આવીને મહારાજાને ઉપાડી નર્મદા નદીમાં ફેંકી દઇશું. પછીથી રાજ્ય આપ સંભાળી લેજો. સૈન્ય તો જાણે આપણુંજ છે એટલે એ સંબંધી બિલ્કુલ ગભરાવા જેવું નથી." કુટિ-

લસિંહે પોતાની કુટિલ બુદ્ધિનો પરિચય કરાવતાં કહ્યું.

"ધન્ય છે કુટિલસિંહ! ત્હારી અગાધ બુદ્ધિને હું અત્યંત ધન્યવાદ આપું છું. પણ પછી પેલા ઝેરી સાપ વીરસિંહનું શું કરવું? તે તેના પિતાના મરણ પછી ત્યાંજ રહે છે તથા મહારાણીનો તેના ઉપર વિશેષ પ્રેમ છે." સરદારે જણાવ્યું.

"સરદાર બહાદુર! એ બદમાશ સૂર્યના ઉદય પહેલાં સૂર્યપુર ગયેલો છે એ વાતે ગભરાવા જેવું નથી."

તે ત્રિપુટીની વચ્ચે આવી ભયંકર મસલત ચાલતી હતી ત્યારે વડ ઉપર ચઢેલા યુવકની કેવી સ્થિતિ હતી તે આપણે એક વખત અવલોકીએ. યુવક જેમ જેમ ત્રિપુટીની ભયંકર મસલત સાંભળતો ગયો તેમ તેમ તેના અંગમાં ક્રોધનો વધારો થતો ગયો. તેનું સર્વાંગ ભયંકર ક્રોધથી કંપવા લાગ્યું. તેના હાથ ઉંચા નીચા થવા લાગ્યા. તે વારંવાર યોગિનીના મુખ તરફ જોવા લાગ્યો. યોગિની શાન્ત ચિત્તે સઘળી વાતચિત સાંભળતી હતી; પણ આપણો વીર યુવક તો જેમ જેમ સાંભળતો ગયો તેમ તેમ તેના ક્રોધમાં વૃદ્ધિ થતી ગઇ. છેવટે તેણે ક્રોધના આવેશમાંજ પોતાની કમરે લટકતી તેજસ્વી સમશેરને મ્યાનમાંથી બહાર ખેંચી કાઢી તથા જેવો તે દુષ્ટ મંડળમાં કૂદી પડવા જતો હતો કે તરતજ યોગિનીની નજર તે તરફ ગઇ ને યુવકનું આવું સાહસ જોતાંજ તે પણ કંપી ઉઠી. તેણે તરતજ કુમારને પકડી લીધો ને થોડો સમય શાન્ત રહેવાનું સૂચન કર્યું. યુવકે મહામુશ્કેલીથી પોતાના ક્રોધને સમાવ્યો. પાછાં બન્ને જણાં એક ચિત્તે ત્રિપુટી વચ્ચે થતી વાતચિત સાંભળવા લાગ્યાં ને સરદારનો પહાડી સુર સંભળાયો.

"કુટિલસિંહ! ધાર કે તે પણ આજે અગર કાલે સાંજ પહેલાં પાછો આવ્યો તો પછી શું કરવું?"

"સેનાપતિ બહાદુર! એ વાતે આપ નિશ્ચિંત રહો. કદાચ તે આવશે તો મ્હારી આ રક્તપિપાસુ સમશેર તેના રૂધિરનું પાન કરીને તૃપ્ત થશે. કેમ મદનસિંહ! તું શું કહે છે?"

"બંધુ! ત્હારૂં કહેવું યથાર્થ છે. એ ઉદ્ધત છોકરો કદાચ આવશે તો મહારાજાની પહેલાં તેને જ યમપુરીનો માર્ગ લેવો પડશે."

"એટલું બન્યા પછી રાજનંદિની મ્હારે સ્વાધીન થશે કે નહિ?" સરદારે મોહવશ થઇ પૂછ્યું.

"મહારાજ! એ તમારી નહિ થાય તો કોની થશે? તે નિરંતર તમારી જ છે તથા તેની બન્ને સખીઓ આ બન્ને ભાઇઓની પ્રિયતમાઓ બનશે. બસ, પછી વિલાસ વૈભવ ભોગવીશું." મદનસિંહે મદનવૃત્તિનો પરિચય કરાવતાં કહ્યું.

"ભાઇ! અત્યારે સો દુઃખ વેઠવાનું છે. આપણી વચ્ચે નડતા કંટકોનો પ્રથમ જડમૂળથી નાશ કરવાનો છે. જ્યારે આપણો માર્ગ સ્વચ્છ થશે ત્યારે જ સ્વસ્થતાથી બેસાશે." સરદારે કહ્યું.

"મહારાજ! હવે આપણું કામ થઇ ગયું છે. રાત્રિ પણ વિશેષ વ્યતીત થઇ ગઇ છે તેથી હવે મહેલ તરફ ચાલો." કુટિલસિંહે જણાવ્યું.

"હા ચાલો, વખત થઇ ગયો છે." સરદારે પણ અનુમતિ દર્શાવી. તરત તે ત્રિપુટી ત્યાંથી ઉભી થઇને જોત જોતાંમાં અરણ્યના અંધકારમાં અદૃશ્ય થઇ ગઇ. વૃક્ષ ઉપરથી યુવક એ ત્રિપુટીને ત્યાંથી જતી જોઈ રહ્યો. જ્યારે તે ત્રિપુટી તેની દૃષ્ટિમર્યાદાથી દૂર થઇ ત્યારે કુમાર સ્થિર થયો ને પાછું જોયું તો તેની સાથે વૃક્ષ ઉપર ચઢેલી દિવ્ય યોગિની નજરે નહિ પડવાથી તે આશ્ચર્યચકિત અને સ્તંભિત બની ગયો. તરત જ તેણે આંખા વટવૃક્ષ ઉપર તપાસ

કરી તો પણ તેનો પત્તો લાગ્યો નહિ. આથી સત્વર તે યુવક વૃક્ષપરથી નીચે ઉતર્યો ને આસપાસ તપાસ કરી તો ત્યાં પણ યોગિની પુનઃ તેની નજરે પડી નહિ. આથી કુમારના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. તે આશ્ચર્યચકિત અને વિસ્મિત બની ગયો તથા સ્વગત બોલી ઉઠયો કેઃ–" અરે આ શું ? આ કેવો અદ્દ્ભુત ચમત્કાર ! એ દિવ્ય બાળા કોણ હશે ? શું તે કોઇ દેવી હશે ? અહા ! કેવું તેનું સ્વર્ગીય તેજ છે ? કેવી તેની સર્વોપરી સત્તા છે ? તેની પ્રબળ સત્તા આગળ મ્હારું કાંઇ પણ ચાલ્યું નહિ. કંઇ રહસ્ય હોય એમ મ્હને ભાસે છે."

આવા આવા અનેક તરંગો તેના અંતરમાં ઉપસ્થિત થયા. અંતે તેનું સર્વાંગ કંપવા લાગ્યું. તેનાં રોમેરોમ ખડાં થઇ ગયાં. તે પોતાની તલવારને મ્યાનમાંથી બ્હાર ખેંચી કાઢી ઉત્તેજનાસૂચક સ્વરે બોલી ઉઠયોઃ–" ઓ નિમકહરામ વિશ્વાસઘાતક સર્પ ! મહારાજાને નિદ્રાધીન સ્થિતિમાં જળપ્રવાહમાં પધરાવીને ત્હારે રાજ્ય લેવું છે ? શું તેમનો નાશ કરી ભગિની સમાન રાજનંદિનીને ત્હારે ત્હારી પ્રાણેશ્વરી બનાવવી છે ? નરાધમ ! કયાં એ પદ્મિની અને તું કયાં વિષ્ટાનો ચુંથનાર કાગડો ! શું તમારો ઉભયનો સંયોગ સંભવિત છે ? ના ના, ઓ નરાધમ ! આ પ્રભુનો બાળક એમ કદાપિ થવા દેનાર નથી. ઓ વસુંધરા દેવિ ! અરે ઓ નીલાકાશમાં પ્રકાશતા તારાઓ તથા ઓ દિશાના દિગ્પાળો ! તમને સાક્ષી રાખીને આ પ્રભુનો બાળક તેની પ્રિય શક્તિના સોગન ખાઇ પ્રતિજ્ઞા લે છે કે જ્યાં સુધી મ્હારી નસે નસની અંદર શુદ્ધ ક્ષત્રિયાણીનું શોણિત વહેતું હશે, જ્યાં સુધી મ્હારા દેહમાં જીવનનું અસ્તિત્વ હશે ત્યાં સુધી મહારાજના એક વાળને પણ કોઇ વાંકો કરી શકશે નહિ. દુષ્ટોને શોધી શોધી આ સમશેરના શિકાર બનાવવા જતાં કદાચ મ્હારા પ્રાણની આહૂતિ

આપવી પડશે તો તેની પણ મ્હને બિલ્કુલ ચિંતા નથી. ઓ દુષ્ટ સેનાધિપતિ! હવેથી તું આ છંછેડાયલા સિંહથી સાવચેત રહેજે. આ સિંહ તને સુખેથી સૂવા દેનાર નથી."

આવી રીતે બોલતાં યુવક અતિ ઉત્તેજિત બની ગયો. તેને તેના શરીરની શુદ્ધિ રહી નહિ. અંતે સૂર્યનો ઉદય થવાનાં ચિન્હ જણાવા લાગ્યાં. પૂર્વ તરફ આછો આછો પ્રકાશ ફેલાવા લાગ્યો. પક્ષીઓ નિદ્રા તજીને આમથી તેમ ઉડી પ્રભાત કીર્ત્તન કરવા લાગ્યાં. મનુષ્યો નિદ્રાનો ત્યાગ કરીને પોતાના ઇષ્ટદેવનું સ્મરણ કરવા લાગ્યાં. જ્યારે આવો પ્રકાશ આ પૃથ્વીપર પથરાયો ત્યારે જ યુવકે પોતાના વિચારનો ત્યાગ કર્યો ને ઝડપથી તે ભદ્રપુર નગર તરફ વિદાય થયો.

---

## પ્રકરણ ૩ જું

### પૂર્વ પરિચય

પ્રિય પાઠકો! ચાલો હવે આપણે એક વખત ભદ્રપુર તરફ વળીએ તથા રાજકુટુંબથી પરિચિત થઇએ. ભદ્રપુર નર્મદા નદીના તટ ઉપર આવેલું હતું. ભદ્રપુરથી દશ ગાઉ દૂર વિંધ્યાચળ પર્વત આવેલો હતો. તેનાં ગગનસ્પર્શી શિખરો ભદ્રપુરથી દેખાતાં હતાં. એ પર્વતમાં અનેક ગુહાઓ આવેલી હતી. ભદ્રપુરની પેલી બાજૂએ પાંચ ગાઉના અંતર ઉપર સૂર્યપુર નામક નગર આવેલું હતું ને તે રાજ્ય ભદ્રપુરનું મિત્રરાજ્ય હતું. ભદ્રપુરમાં મહારાજા ભદ્રકેતુ રાજ્ય કરતા હતા. આપણી વાર્ત્તાના આરંભ વખતે તેમની ઉમ્મર સીતેર વર્ષની હતી. તેઓ એક દેવાંશી પુરૂષ હતા. પોતાની પ્રિય પ્રજા કેવી રીતે સુખ સમૃદ્ધિમાં રહે તે વિષે હંમેશાં ચિંતિત રહેતા હતા તથા

પ્રજાનું પરિવારની માફક પાલન કરતા હતા. તેમના વખતમાં પ્રજા પણ સુખી હતી તથા તેમનાં ઘરોમાં લક્ષ્મીદેવીએ સ્થાયી વાસ કર્યો હતો. ઘણા લોકો ધનાઢ્ય હતા. રાજ્યમાં દીન દરિદ્ર માણસ ભાગ્યે જ જોવામાં આવતું હતું. ઘણા પ્રેમભાવથી મહારાજા પ્રજાનું પાલન કરતા હતા. પ્રજા પણ રાજાને પિતા સમાન માનતી હતી. રાજ્યમાતાનું નામ વિમળાદેવી હતું. તેમની ઉંમર લગભગ પાંસઠ વર્ષની હતી. તેઓ ખરેખર દેવીના જ અવતાર રૂપ હતાં. મહારાજા સર્વ પ્રકારે સુખી હોવા છતાં તેમને કેવળ એક પુત્રરત્નની જ ખોટ હતી. તેમને સંતાનમાં એક જ પુત્રી હોઇ તેનું નામ પ્રિયનંદા હતું. રાજકુમારીનામાં પણ માતાના ગુણો ઉતર્યા હતા. તે સર્વગુણસંપન્ન હતી. તેની ઉંમર પંદર વર્ષની હોઇ તેનો વિવાહ સૂર્યપુરના પાટવી કુમાર વીર કેશરીસિંહ સાથે કરેલો હતો. રાજકુમાર ઘણો ચાલાક તેમ જ પરાક્રમી હતો. ભદ્રપુરના સેનાનાયકનું નામ ધૈર્યસિંહ હતું. તે ઘણો જ બહાદુર હોઇ યુદ્ધકૌશલમાં નિપુણ હતો તથા મહારાજાનો અત્યંત વિશ્વાસુ હતો. એ દુષ્ટે મહારાજાની મીઠી નજરનો દુરુપયોગ કર્યો હતો. બે દુષ્ટ માણસોની સોબતથી તેની મતિ ગતિ ઘણી બગડી ગઇ હતી.

એ બન્નેનાં નામ કુટિલસિંહ તથા મદનસિંહ હતાં. તેઓ બન્ને ક્ષત્રિયોના પુત્ર હતા; તેમાં મદનસિંહ ઉપ સેનાધિપતિ હતો. એ બન્ને ભાઇઓ અત્યંત નીચ સ્વભાવના હતા. તેમનો પિતા આ બન્ને બાળકોને લઇને તદ્દન કંગાલ હાલતમાં અત્રે આવ્યો હતો. તેમનો પિતા યુદ્ધવિદ્યામાં નિષ્ણાત હોવાથી મહારાજાએ તેને સરદારના પદ ઉપર નીમ્યો હતો. તે વખતે મદનસિંહની ઉમ્મર ચૌદ વર્ષની તથા કુટિલસિંહની સોળ વર્ષની હતી. થોડા કાળ પછી એ બન્ને ભાઇના પિતાનું અકાળ મૃત્યુ થયું. એક બહારવટીઆએ મહારાજાનો

ખજાનો લૂંટયો તેથી મર્હુમ સેનાધિપતિ સત્યસિંહ અને કુટિલસિંહના પિતાને બહારવટીઆની તપાસ કરવા જવું પડયું. બહાદુર બહારવટીઆને હાથે તેમનાં બન્નેનાં ખૂન થયાં. તે વખતે ધૈર્યસિંહની ઉંમર વીસ વર્ષની હોઈ તે કીલ્લેદારની જગ્યા ઉપર હતો. કુટિલસિંહ તથા મદનસિંહના બાલ્યાવસ્થાથી જ તેના દોસ્ત હતા. બન્ને ભાઈ બહુ ચંચળ હતા. ભિખારી અવસ્થામાંથી તેઓ ઉચ્ચાધિકાર પ્રાપ્ત કરી શકયા હતા. તેઓ બન્ને નીચ હોવાથી રાજ્ય લેવાની પ્રબળ ઇચ્છા તેમના અંતરમાં ઉપજી. તેમણે ધૈર્યસિંહને પોતાનું હથિયાર બનાવી એવું સમજાવ્યું કે, ' આ બધી ખટપટ કેવળ તમારે માટે જ છે.' આવી રીતે સમજાવીને તેને તેમણે પોતાના પક્ષમાં લીધો. ધૈર્યસિંહે વિચાર્યું કે, ' જ્યાં સુધી સત્યસિંહ હયાત છે ત્યાં સુધી આપણા પોબાર નથી.' આથી તે બહારવટીઆને મળી ગયો ને ગુપ્ત રીતે સેનાધિપતિનું તથા કુટિલસિંહના પૂજ્ય પિતાશ્રીનું ખૂન કરાવ્યું.

સત્યસિંહના મરણ પછી ધૈર્યસિંહે પોતાની હોશિયારીથી સેનાધિપતિનું પદ મેળવ્યું તથા કુટિલસિંહને કીલ્લેદારની જગ્યા મળી. મદનસિંહને ઉપસેનાધિપતિની જગ્યા મળી.

હવે દુષ્ટોને પોતાનું કામ સાધવાનું સુલભ થઈ પડયું. તેમના કામની વચ્ચે ફક્ત પ્રધાન વીરકેતુ આડે આવતા હતા. તેથી યુક્તિથી તેમનો પણ નાશ કરાવ્યો. હવે ફકત પ્રધાનપુત્ર વીરસિંહ જ તેમના કામની વચ્ચે આડો આવતો હતો. આ યુવકની ઉંમર અઢાર વર્ષની હતી. તેનો બાંધો મજબૂત હતો. તે એક ધીર વીર હતો. આ વીર યુવક સ્વામીભકત હતો. પ્રિય પાઠકો સાથે પહેલા પ્રકરણમાં જ તેનો પરિચય કરાવવામાં આવ્યો છે.

પ્રથમ પ્રકરણમાં રાત્રિના ભીષણ અંધકારમાં પાઠકોએ જે યુવકને જોયો હતો તેજ પ્રધાનપુત્ર વીરસિંહ હતો. વીરસિંહ કોઈ

ખાનગી કામને માટે સૂર્યપુર ગયો હતો ને ત્યાંથી પાછા ફરતાં દિવ્ય યોગિની સાથે તેની મુલાકાત થઈ હતી. ત્યાર પછી દુષ્ટ સેનાધિપતિની ભયંકર મસલત, યોગિનીનું એકાએક ગૂમ થવું એ સઘળું આપણે પહેલા પ્રકરણમાં અવલોકી ગયા છીએ.

દુષ્ટ સેનાધિપતિ રાજનંદિનીના અપાર રૂપસૌંદર્ય ઉપર મોહિત થઈ ગયો હતો તથા તેને પોતાની અર્ધાંગના બનાવવાનો તેનો વિચાર હતો. આ પ્રકારથી રાજકુમારી અજ્ઞાત હતી. તેને પોતાની જાળમાં સપડાવવા મહારાજાને આડું અવળું સમજાવી નજરકેદ કરવામાં આવી હતી ને તેની તપાસ રાખવાનું કામ પોતે જ સ્વીકાર્યું હતું. વીરસિંહ જ્યારે ઘેર આવ્યો ત્યારે રાજમાતા તરફથી આ વિષયના સમાચાર તેને મળ્યા હતા. રાજનંદિનીને કાંઈ પણ હરકત ન આવે તેથી વીરસિંહે એક ગુપ્તદ્વારની ચોકી ઉપર પોતાના પ્રિય મિત્ર ગુલાબસિંહને નિમ્યો હતો. ગુલાબસિંહ પણ એક વફાદાર રાજભક્ત સેવક હતો. તેની ઉમ્મર વીસ વર્ષની હતી. વીરસિંહ ઉપર પણ મહારાજાનો સંપૂર્ણ વિશ્વાસ હતો ને રાજમાતા તો તેને પોતાના પુત્રની માફક ગણતાં હતાં. પ્રિયનંદા પણ તેને પોતાના બંધુ સમાન માનતી હતી. પ્રધાનના એકાએક ગૂમ થવાથી વીરસિંહ રાજમહેલમાં જ રહેતો હતો. મર્હુમ સેનાધિપતિને સંતાનોમાં ફક્ત બે કન્યાઓ જ હતી. મોટી કન્યાનું નામ મહિલા તથા ન્હાની કન્યાનું નામ કાન્તા હતું. એ બન્ને બ્હેનો રાજકુમારી પ્રિયનંદાની સખીઓ હતી તથા તે બન્ને પ્રિયનંદાની પાસે જ રહેતી હતી. તેમની માતા તેમના પિતાની પહેલાં જ સ્વર્ગે સીધાવી હતી. આટલો પરિચય મેળવી હવે આપણે વાર્ત્તા-પ્રવાહમાં આગળ વધીશું.

# પ્રકરણ ૪ થું

## પ્રેમનું પ્રાબલ્ય

સંધ્યાનો સમય હતો. ભાસ્કર ભગવાન્ પોતાની પશ્ચિમ દિગ્-વધૂને આલિંગન આપવા અસ્તાચળ તરફ ગમન કરી રહ્યા હતા. પશ્ચિમ દિગ્વધૂ પણ પોતાના પ્રિય સ્વામીને આલિંગન આપવા રંગબેરંગી નયનરંજક સાડી પહેરીને તૈયાર થઇ ગઈ હતી. પશુ પંખીઓ વિશ્રાંતિ મેળવવા માટે પોતાના વિશ્રામસ્થાન તરફ જતાં હતાં. મહારાજા ભદ્રકેતુના મહેલ પછવાડે એક સુંદર ઉદ્યાન આવેલો હતો. તેની અંદર અનેક પ્રકારનાં વૃક્ષ તથા અનેક પુષ્પ-લતાઓ આવેલી હતી. મંદમંદ પવનની લહેરો પુષ્પોની સુગંધ સર્વત્ર ફેલાવતી હતી. આ ઉદ્યાનનો ઘેરાવો એક માઇલનો હતો. તેની અંદર ભિન્ન ભિન્ન સ્થળે આરસનાં આસનો ગોઠવેલાં હતાં તથા ઉદ્યાનની વચ્ચે આરસથી બાંધેલો ફુવારો આવેલો હતો. ઉદ્યા-નમાં આરસ પત્થરોનું એક શિવાલય બાંધેલું હતું. તેનું શિલ્પકામ જોઇ પ્રાચીનકાળની ભારતીય શિલ્પોન્નતિની પરિસીમાનું ભાન થતું હતું. હમણાં એ ઉદ્યાનની અંદર એક પરમ રૂપવતી બાળા પુષ્પ વીણતી હતી. યુવાવસ્થામાં પ્રવેશ કરતી એ બાળાના અંગ પ્રત્યંગ ઉપર કામ-દેવનાં ચિહ્ન દેખાતાં હતાં. તેનું વદનમંડળ શીતળ ચંદ્ર સમાન ગૌર ઘાટીલું હતું. તેનાં વિશાળ નેત્રો હરકોઇના મનનું હરણ કર-વાને શક્તિવાન્ હતાં. આમ છતાં એ નેત્રોમાં અદ્યાપિ વિકાર નહોતો. બાળાએ શરીર ઉપર લીલારંગનું અંબર ધારણ કરેલું હતું. આથી તેના ગૌર વર્ણની શોભામાં અભિવૃદ્ધિ થઈ હતી. લાલ મખમલની સુંદર ચોળીથી તેણે તેના બન્ને સ્તન છુપાવ્યા

હતા. બાળાના સુકોમળ હસ્તના સ્પર્શથી પુષ્પો જાણે પોતાના દેહને ભાગ્યશાળી માનતાં હોય તેમ સહર્ષ ડોલતાં હતાં. થોડા સમય પછી બાળાએ પુષ્પો વીણીને શિવાલયમાં પ્રવેશ કર્યો તથા શિવના લિંગને સ્નાન કરાવી, ચંદન પુષ્પ બિલ્વ પત્ર અબીલ ગુલાલ વગેરે ચઢાવીને ધુપ કર્યો તેમજ નૈવેદ ધરાવી તે ભોળાનાથની પ્રાર્થના કરવા લાગી. બરાબર એજ સમયે એક બળવાન્ બાંધાનો યુવક ઉદ્યાનમાં થઇ શિવાલયમાં આવ્યો ત્યાં તેણે શું જોયું? એક અનુપમ બાળાને શિવની સ્તુતિ કરતી જોઇ યુવક સ્તંભ્યો તથા બાળાના મંજુલ સ્વરથી ગવાતી શિવની પ્રાર્થના એક ચિત્તે સાંભળવા લાગ્યો. બાળાનું ચિત્ત શિવપૂંજનમાં જ લાગેલું હોવાથી આવનાર યુવક તરફ તેનું લક્ષ્ય ખેંચાયું નહિ.

ધીમે ધીમે બાળા પોતાના મધુર સ્વરથી આખા ઉદ્યાનને ડોલાવા લાગી:—

"પ્રભુ પ્રાણના નાથ વિશ્વેશ સ્વામી;
જગન્નાથના નાથ નામું નમામી.
ત્રિકાળજ્ઞાની ત્રિલોચન તમારું;
ધરું ધ્યાન ક્ષણ ક્ષણ હૃદે ધીર ધારું.
ધરી સર્પ શોભા, ગળે રૂંડમાળા;
શરણ આવી સ્વામી અનાથિની બાળા.
કૃપાનાથ મ્હારાં સકળ કષ્ટ હરજો
દયા લાવી વિનતિ આ અંતર ધરજો."

આવી રીતે પ્રાર્થના કરતાં બાળાનું મન ભરાઇ આવ્યું. તેથી માતા પિતાં તેને યાદ આવ્યાં તે ઉચ્ચ કંઠે બોલવા લાગી:–"હે વિશ્વંભર નાથ! આપ ભક્તને આધીન છો. હે નાથ! આ સમસ્ત

અવનીમાં કેવળ આપ સિવાય મ્હારૂં કોઇ બેલી નથી. માતા ગઈ, પિતા ગયા, હવે ફક્ત મ્હારે આપનો જ આધાર છે. હે નાથ ! મ્હને પતિ આપો તો વીરસિંહ જ આપજો. તેની મોહક મૂર્ત્તિ મ્હારા હૃદયમાં સ્થાપિત થઇ ચુકી છે. હું લગ્ન કરીશ તો પ્રિય વીરસિંહની સાથે જ કરીશ; નહિ તો જીવનપર્યંત કૌમાર્યવ્રતનું પાલન કરીશ. હે નાથ ! હે દયાળુ દેવ ! આપ મ્હને એ જ વર આપજો; એમના હૃદયમાં મ્હારી જ પ્રેરણા કરજો. હું આપની જ બાળકી છું. મ્હારાથી અનેક અપરાધો થયા હશે, પણ આ અનાથિની પુત્રી ઉપર દયા લાવીને સર્વ અપરાધોની ક્ષમા આપજો. હે દેવ ! આપે અનેક ભક્તોનાં સંકટો કાપ્યાં છે. આપના અનંત ગુણો ગાવાની મ્હારામાં શક્તિ નથી; હું તો એક ક્ષુદ્ર જીવ છું. ત્હારૂં મ્હારૂં કરી માયાને જાણનારી છું. હે નીલકંઠ ! આપે દેવોને માટે હળાહળ ઝેરનું પાન કર્યું હતું ને દેવોનું સંકટ હર્યું હતું. હે ઉમાકાંત ! રાવણની અત્યંત સેવાથી આપે તેના ઉપર પ્રસન્ન થઇ તેના હૃદયમાં અમરની કુપ્પી સ્થાપી હતી પણ તેનાં અત્યંત પાપથી આપે જ તેનો વિનાશ કર્યો હતો. હે પાર્વતીપતિ ! ત્રિપુરાસુરનો વિનાશ કરી દેવોને આપે અભય આપ્યું હતું. જાળંધરનો પણ આપે જ નાશ કરી ઇંદ્રનો ભય દૂર કર્યો હતો. હે ગિરિજાપતિ ! આપના અનંત ગુણને બ્રહ્મા પણ પોતાનાં ચાર મુખ છતાં ગાઈ શકતા નથી તો પછી હું તો એક અલ્પજ્ઞ જીવ છું. આપના ગુણ હું કેવી રીતે ગાઇ શકું ? આપે અનેક જન્મો ધારણ કરીને ભક્તોનાં સંકટો કાપ્યાં છે તો આપની આ પુત્રીની વારે ચઢજો. મ્હારી અંતિમ પ્રાર્થના એ જ છે.”

આ પ્રમાણે શંકર ભગવાનની સ્તુતિ કરીને તે ધ્યાનસ્થ થઇ. અડધા કલાક પછી ધ્યાનનો ત્યાગ કરીને તે સ્વસ્થ થઇને બોલી કે,

"દેવ ! મ્હેં આપની દિવ્યજ્યોતિનાં મ્હારા હૃદયમાં દર્શન કર્યાં છે. હવે મ્હારો અંતરાત્મા સાક્ષી પુરે છે કે મ્હારી ઇચ્છા આપ અવશ્ય પૂર્ણ કરશો." આમ બોલતી એ બાળા 'હરહર મહાદેવ જયજય ઉમાકાન્ત'નો ઉચ્ચાર કરતી ઉભી થઇ તથા શિવને પ્રણામ કરી જેવી બ્હાર નીકળવા લાગી કે તેની નજર સામે ઉભેલા યુવક ઉપર પડી. યુવકને જોતાં જ બાળાનાં નેત્રો નમી ગયાં. તેના ગુલાબી ગાલ ઉપર શર્મના શેરડા પડવા લાગ્યા. તેના મુખમાંથી એક શબ્દનો પણ ઉચ્ચાર થઇ શક્યો નહિ. વખતે આ યુવકે, શિવની પાસે પ્રકટ કરેલી પોતાની ઇચ્છા જાણી હશે એવો સંશય આવતાં બાળાનું સર્વાંગ રોમાંચિત થયું.

પ્રિય પાઠકો ! આવનાર યુવક પ્રધાનપુત્ર વીરસિંહ જ હતો. તે નગરમાં ફરવા નીકળ્યો હતો. ત્યાંથી આવતાં શિવનાં દર્શન કરવાનો વિચાર થવાથી તે શિવાલયમાં આવ્યો. ત્યાં તેણે એક મૃગાક્ષીને શિવપૂજન કરતી જોઇ. આથી વીરસિંહ ત્યાં થોભ્યો ને બાળિકાની ચેષ્ટા તેણે જોઇ. બન્નેમાંથી કોઇ બોલતું નહોતું. બન્નેમાં તારામૈત્રક જામ્યું. બાળા વક્રદૃષ્ટિથી યુવક તરફ જોતી હતી ત્યારે યુવક મૃદુમૃદુ હસતો હતો. અંતે વીરસિંહ ગંભીર ભાવથી બોલ્યો. "કાન્તા ! તું આટલી બધી શર્માય છે શા માટે ? તું કેમ કાંઇ બોલતી નથી ? આજે મ્હારો કાંઇ અપરાધ તો થયો નથીને ?"

"વીરસિંહે આટલા બધા પ્રશ્ન કર્યા; પરંતુ બાળા તેના એકકે પ્રશ્નનો ઉત્તર આપી શકી નહિ. કંઠ સુધી શબ્દ આવતો હતો. પણ પાછો ત્યાં જ અટકી જતો હતો. તેણે બોલવા માટે મુખ ઊંચું કર્યું પણ બોલી ન શકાયું. પાછો વીરસિંહ બોલ્યોઃ

"કાન્તા ! ત્હારા હૃદયમાં આજે શું છે તે હું સમજી શકતો

નથી. બોલ, બોલતી કેમ નથી? રાજનંદિની આરોગ્યમાં છે ને?"

"હા." કેવળ આ એક જ શબ્દ તેના મુખમાંથી નીકળ્યો.

"કાન્તા! કોઇ દિવસે નહિ ને આજે તું આમ એકાએક આટલી બધી લજ્જિત કેમ બની જાય છે તેની મને સમજણ પડતી નથી. આજે તને શું થયું છે તે હું સમજી શકતો નથી."

"આપ ક્યારના અત્રે પધાર્યા છો?" કાન્તાએ પૂછ્યું.

"હું હમણાં જ આવ્યો છું." વીરસિંહે ગંભીરતાથી ઉત્તર આપ્યો.

"નહિ, આપ અસત્ય વદો છે." કાન્તાએ શંકિત ભાવથી કહ્યું.

"શું હું અસત્ય વદું છું?"

"હા, આપ ક્યારનાય આવ્યા છો ને છુપી રીતે મ્હારા મનની વાત સાંભળી ગયા છો. આપ એમ જ સમજતાં હશો કે જાણે હું કાંઇ જાણતી નથી, કેમ?"

આ શબ્દો સાંભળી વીરસિંહ હસી પડયો ને બોલ્યો કેઃ— "કાન્તા! ત્હારા મનની ગુપ્ત વાત શી હતી?"

"જાઓ, પાછા મ્હને સતાઓ છો શા માટે?"

"શું હું તને સતાવું છું?"

"હાસ્તો, સતાવતા નથી તો બીજું શું કરો છો!"

"કાન્તા! ત્હારા હૃદયમંદિરમાં ક્યા ભાગ્યવાન્ પુરુષની મૂર્ત્તિ રમી રહી છે? તું શિવની પાસે કયો કોડીલો કંથ માગતી હતી?"

"તે મૂર્ત્તિ મ્હારી પાસે જ ઉભેલી છે!" કાન્તાએ સલજ્જ મુખે કહ્યું.

"શું ત્હારી પાસે જ ઉભી છે? હું તો ક્યાંય જોતો નથી." વીરસિંહે વિનોદ કરતાં કહ્યું.

"મ્હારા મનમાં રમી રહેલી મોહનમૂર્ત્તિ આપની જ છે. બોલો, આપ મ્હને સ્વીકારશો કે?" આમ કહીને કાન્તા વીરસિંહના પગમાં પડી. વીરસિંહે પોતાને હાથે કાન્તાને ઉભી કરી ને કહ્યું:-"કાન્તા! તું આ શું કરે છે? હજી તું કુમારિકા છે. આવી રીતે એકદમ સાહસ કરવાથી પાછળથી પસ્તાવું પડશે તો?"

"વ્હાલા! મ્હારું સર્વસ્વ મ્હેં આપને પ્રથમથી જ અર્પણ કરેલું છે. હું લગ્ન કરીશ તો આપની સાથે જ; નહિતો જીવનપર્યંત કૌમાર્યવ્રતનું પાલન કરીશ."

"કાન્તા! ઉતાવળ ન કર, ઉતાવળ કરવાથી પાછળથી પસ્તાવું પડશે."

"ત્યારે શું આપ મ્હારો સ્વીકાર નહિ કરો? અરેરે! થઇ ચુક્યું. હવે ભોળાનાથ સિવાય મ્હારું બેલી કોઇ ન રહ્યું. માતા ગઇ, પિતા ગયા, ફક્ત વીરસિંહ હતા તે પણ ગયા ને બીજાના થયા." આમ બોલતાં તેનાં નયનયુગલમાં અશ્રુજળ ભરાઈ આવ્યું. એ જોઇ વીરસિંહનું હૃદય દ્રવીભૂત થયું. તેણે કાન્તાનાં નેત્રો પોતાના રૂમાલથી સાફ કરતાં કહ્યું:-"કાન્તા! તને શું ઓછું લાગ્યું? હું તો ત્હારી સહજ પરીક્ષા કરતો હતો. હું નહોતો ધારતો કે તું આમ એકાએક વ્યાકુળ બની જઇશ. કાન્તા! હૃદયેશ્વરિ! તું મ્હારી જ છે ને નિરંતર મ્હારી જ રહીશ. હું અન્ય કોઇને ચ્હાતો નથી. મ્હારૂં તન મન ધન કિંવા સર્વસ્વ તું જ છે. તું જ આ વીરસિંહની પ્રાણેશ્વરી છે. કાન્તા! કહે જોઇએ કે હવે શું કરવું?"

"વ્હાલા! આપ શી વાત પૂછો છો?" કાન્તા આશ્ચર્ય પામતાં બોલી.

"શું તું જાણતી નથી કે સેનાધિપતિ રાજ્ય તરફ બેવફા થયો છે?"

"શું કહો છો? શું ધૈર્યસિંહ બેવફા થયો છે?" કાન્તાએ વિસ્મિત ભાવથી પૂછ્યું.

"અરે, સમસ્ત રાજ્ય પલટાઇ ગયું છે. મહારાજાનું ખૂન કરવાનું કાવત્રું રચાયલું છે. ગઇ કાલે મ્હારૂં પણ ખૂન થવાનું હતું; પરંતુ સદ્‌ભાગ્યે કાલે હું અત્રે નહોતો એટલે બચી ગયો છું." વીરસિંહે ઉત્તરમાં કહ્યું.

"અરે! હું આ શું સાંભળું છું? મ્હારા વ્હાલા વીરસિંહનું ખૂન કરવાની કયો પાપાત્મા હિમ્મત ધરાવે છે?" કાન્તાએ કિંચિત્ ક્રોધયુક્ત ભાવથી કહ્યું.

"કાન્તા! શાન્ત થા. આમ એકાએક આકુળ વ્યાકુળ ન બની જા. હવે આપણે ઘણી સાવધાનતાથી ચાલવાનું છે. ઠીક, હમણાં તું ક્યાં રહે છે?" વીરસિંહે પૂછ્યું.

"મહેલના પાછલા ભાગમાં." કાન્તાએ ઉત્તર આપ્યો.

"પહેલાં તું ક્યાં રહેતી હતી?" વીરસિંહે પૂછ્યું.

"રાજમહાલયમાં." કાન્તાએ જણાવ્યું.

ત્યારે હાલમાં શા કારણથી બીજા સ્થળે જઇને નિવાસ કરવો પડયો છે?" વીરસિંહે પૂછ્યું.

"બ્હેન પ્રિયનંદાની તબિયત થોડા દિવસથી નરમ હતી તેથી હવાફેર કરવા માટે ત્યાં હાલ મુકામ રાખ્યો છે." કાન્તાએ કહ્યું.

"ના ના, કાન્તા! તને હજુ ખબર નથી. રાજનંદિની નજરકેદ થયાં છે."

"હું આ શું સાંભળું છું? શું આપ સાચું કહો છો?"

"હા, વ્હાલી! હું સાચું જ કહું છું."

"શા કારણથી રાજકુમારીને નજરકેદ કરવામાં આવી છે?"

"દુષ્ટ સેનાધિપતિની પાપદૃષ્ટિનું જ એ પરિણામ છે."

"શું તે કામાંધ પણ થયો છે?"

"હા, એ દુષ્ટે પોતાની પાપી ઇચ્છા પાર પાડવા માટે જ આવો પ્રપંચ રચ્યો છે."

"પણ મહારાજાએ પોતાની એકની એક પ્રાણાધિકારિણી પુત્રી ઉપર આવો સીતમ કેમ ગુજાર્યો છે? શું તેમની પણ બુદ્ધિ વયોવૃદ્ધિની સાથે બહેર મારી ગઈ છે કે?"

"હા, મહારાજાને એ દુષ્ટે એમ સમજાવ્યું છે કે, 'આપનો જામાત્ર આપનું રાજ્ય લેવાની ઇચ્છા ધરાવે છે ને તે એક દિવસે સુયોગ મળતાં ગુપ્ત વેશ ધારણ કરીને પ્રિયનંદાને ઉપાડી 'જનાર છે. પછી તે તરત પોતાના સૈન્ય સાથે આપણા રાજ્ય ઉપર હુમલો કરશે એવા સમાચાર પાકે પાયે મળેલા છે.' આવા સમાચાર સાંભળી મહારાજા સૂર્યપુરના પાટવી કુમાર ઉપર ક્રોધે ભરાયા ને પોતાની પ્રિય પુત્રીને તે ઉપાડી ન જાય એ માટે પ્રિયનંદાને નજરકેદ કરવામાં આવી છે તથા સૈન્યને પણ તૈયાર રાખવામાં આવ્યું છે. મહારાજા એ દુષ્ટનાં સ્વાર્થ ભરેલાં મધુર વચનોથી એ દુષ્ટની પ્રપંચજાળમાં જકડાઈ ગયા છે."

"ત્યારે હવે શું કરવું?"

"ગમે તેમ કરીને પણ મહારાજાની જીંદગીનું રક્ષણ કરવું જ જોઇએ. એ દુષ્ટ લોકો આજે રાત્રે જ મહારાજાનો વિનાશ કરવાના છે."

"શું મહારાજાનું ખૂન આજ રાત્રે જ થનાર છે? વ્હાલા! જાઓ. એ કામ હું મ્હારા શિર ઉપર ઉપાડી લઉં છું. દુષ્ટોની પ્રપંચજાળ તોડીને હું મહારાજાનો પ્રાણ બચાવીશ." કાન્તાએ દૃઢ નિશ્ચયસૂચક સ્વરે કહ્યું.

" કાન્તા ! તું આ શું કહે છે ? ત્યાં ત્હારૂં કામ નથી. દુષ્ટોને પહોંચી વળવાની ત્હારામાં શક્તિ નથી."

" નાથ ! એક વખત આ કાન્તાના બળની પરીક્ષા આપ કરી જુઓ. આપની આ દાસીમાં કેટલું પરાક્રમ છે તેની આપને યથા સમયે ખબર પડશે."

" ઠીક, ત્હારો આટલો આગ્રહ છે તો હું તને મ્હારી સાથે લઇ જઇશ. તને એકલીને તો હું ત્યાં નહી મોકલું. રાત્રિના પ્રથમ પ્રહરે મ્હને તું આ ઉદ્યાનમાં જ મળજે. હું અત્રે ત્હારી રાહ જોઇને બેસીશ. પછીથી આપણે મહારાજાને કેવી રીતે બચાવવા એ વિષયનો વિચાર કરીશું."

" ઠીક, હું બરાબર તેજ સમયે હાજર થઇશ."

" કાન્તા ! હું હવે જાઉં છું કારણ કે રાત્રિ પડવા આવી છે. હજી મ્હારે ઘણું કામ બાકી છે."

" ઉભા રહો, મ્હને એક વચન આપતા જાઓ."

" તું શાનું વચન માગે છે ?"

" આપ પહેલાં વચન આપો પછી હું કહું."

" લે મ્હારું આ વચન છે."

" વ્હાલા ! જોજો, આપ મ્હને ભૂલી ન જતા હોં કે ?" આમ બોલતાં કાન્તા હસી પડી.

" વાહ રે મ્હારી વ્હાલી કાન્તા ! તને કાંઇ ભ્રમ થાય છે કે શું ?" આમ બોલી વીરસિંહે તેના કપોળપ્રદેશ પર એક પ્રેમામૃત-પૂર્ણ ચુંબન કરી કહ્યું:-" લ્યો હવે હું રજા લઇશ."

" હા વ્હાલા ! જાઓ, હવે રજા છે." તરતજ વીરસિંહે કાન્તા તરફ પ્રેમપૂર્ણ દષ્ટિપાત કર્યા અને પછી તે ચાલતો થયો.

તેના ગયા પછી કાન્તા વિચારવા લાગી કે:-" અહાહા! વીરસિંહ સમાન કોઈ બળવાન્ અને સૌન્દર્યસંપન્ન નથી. અહા! શું તેમની મોહક મધુરી મૂર્ત્તિ છે? તન મન ધન આજથી હું તેમને જ અર્પણ કરૂં છું. આજથી મ્હારૂં સર્વસ્વ તેમને જ અર્પણ છે. ઉમાકાન્તે મ્હારા ઉપર દયા દર્શાવી હોય એમ ભાસે છે. હે પાર્વતીપતિ! મ્હારા વ્હાલા વીરસિંહને હમ્મેશાં સદ્બુદ્ધિ આપજો તથા તેમના અંતરમાં હમ્મેશાં સત્કાર્ય કરવાની પ્રેરણા કરજો." આમ બોલતી એ ભુવનમોહિની બાળા ત્વરિત ગતિથી રાજનંદિનીના નિવાસસ્થાન તરફ ચાલતી થઇ. તેના જવાથી સૂર્ય ભગવાન્ પણ જાણે દિલગીર થયા હોય તેમ એકદમ અસ્તાચળ તરફ ગમન કરી ગયા. અસ્તુઃ

## પ્રકરણ ૫ મું

### પવિત્ર આશ્રમ

સમસ્ત પૃથ્વીનાં પાપ પુણ્યનું દર્શન કરવા ભાસ્કર ભગવાન્ ક્યારનાય અસ્તાચળ તરફ ગમન કરી રહ્યા હતા. પશુ પંખીઓ કર્ણપ્રિય કલરવ કરી રહ્યાં હતાં. આ વખતે સૃષ્ટિસૌંદર્ય અલૌકીક ભાસતું હતું. કલ્લોલમયી નર્મદાનો પ્રવાહ જોસભેર વહી જતો હતો. નર્મદા નદીના એક કોતરમાં એક મયદાન આવેલું હતું. એ મયદાન છેક નર્મદાના પ્રવાહ સુધી હતું. તેની અંદર અનેક જાતનાં ફળનાં વૃક્ષો તથા પુષ્પલતાઓ આવી રહ્યાં હતાં. આખા મયદાનમાં આવાં વૃક્ષોની ઘીચ ઝાડી આવેલી હતી. એ મયદાનના મધ્યભાગમાં એક પર્ણકુટી દ્રષ્ટિગોચર થતી હતી. એ મયદાનમાં મૃગો વગેરે અનેક પશુઓ તથા અનેક જાતનાં પક્ષીઓનો નિવાસ હતો. ક્વચિત્ વનરાજોની

ભયંકર ગર્જનાઓ પણ સંભળાતી હતી. પર્ણકુટીની અંદર એક વયોવૃદ્ધ મહંત દૃષ્ટિગોચર થતા હતા. તેઓ શરીરે કૃશ હતા તથા કદે કાંઇક ઊંચા હતા. તેમની મુખાકૃતિ ઘણી ગંભીર તેમ જ પ્રશાંત જણાતી હતી. તેમનું શરીર ગૌરવર્ણનું હતું. મસ્તક ઉપરની સફેદ જટા સ્કંધ પ્રદેશ ઉપર ઝૂલી રહી હતી.

તેમનાં નેત્રો વિશાળ અને તેજસ્વી હતાં. તેમના મુખ ઉપર પુણ્યની પ્રભા પ્રકાશી રહી હતી. તેમણે પોતાના સર્વાંગને ભસ્માચ્છાદિત કરેલું હોવાથી તેઓ અત્યંત શોભતા હતા. અત્યારે તેઓ ધ્યાનસ્થ હતા. તેમની ઉમ્મરની કલ્પના કોઇ કરી શકતું નહિ. આ પવિત્ર આશ્રમ એકાન્તમાં આવેલો હતો. એ આશ્રમમાં ફક્ત નર્મદા માંતાનો ભયંકર પ્રવાહ વહીને જ આવી શકાતું હતું. એટલે આ આશ્રમમાં કોઇ અજાણ્યું મનુષ્ય આવી શકતું નહિ. આ તેજસ્વી મહંતની સ્હામે એક લગભગ સીત્તેર વર્ષની વયના વયોવૃદ્ધ યોગીંદ્ર હાથ જોડીને બેઠેલા હતા. તેમણે પોતાના સર્વાંગને ભગવા રંગના વસ્ત્રથી ઢાંક્યું હતું તથા તેમના મુખ ઉપર ઉદાસીનતા છવાયલી હતી. આવા શાન્ત એકાન્ત સ્થળે એ યોગીંદ્ર ઉદાસીન કેમ દેખાતા હશે? પ્રિય પાઠકો! એ વિષય યથા સમયે માલૂમ પડશે. યોગીંદ્રની પાછળ પાંચ યુવાન શિષ્યો બેઠેલા હતા. તેઓ સર્વે ધહુંવર્ણા તથા બળવાન બાંધાના દેખાતા હતા. ભગવી કંથાઓથી પોતાનાં શરીરો તેમણે ઢાંક્યાં હતાં. તેમની દરેકની કમરપર તેજસ્વી સમશેરો લટકતી હતી. તેઓ યુદ્ધકૌશલમાં નિપુણ હતા. બળમાં વનરાજને પણ એક જ મુષ્ટિપ્રહારથી જમીનદોસ્ત કરતા અર્થાત્ તેઓ અસીમ બળ ધરાવતા હતા. આ પાંચે યુવાન શિષ્યો સર્વદા આશ્રમનું રક્ષણ કરતા હતા. તેમના દરેકનો શરીરનો બાંધો એક સરખો જ હતો. તેઓ

આશ્રમના આસપાસના પ્રદેશમાં ઉત્પન્ન થતાં જંગલી ફળ ખાઇને પોતાની ક્ષુધાને શાન્ત કરતા હતા.

થોડા સમય પછી મહંત ધ્યાનમાંથી જાગ્રત થઇ યોગીંદ્ર તરફ જોઇને ગંભીર વાણીથી બોલ્યાઃ-"વત્સ! આજે તું આમ ઉદાસ કેમ થઇ ગયો છે? ભગવતી આવી છે કે નહિ?"

"ના પિતા! તેના જ વિચારો મ્હારા હૃદયને હચમચાવી મૂકે છે. તે આજે રાતના બ્હાર ગઇ છે; હજી સૂધી તેનું પુનરાગમન થયું નથી તેથી હું ઉદાસ બની ગયો છું." વૃદ્ધ યોગીએ પોતાની ઉદાસીનતાનું કારણ દર્શાવતાં કહ્યું.

"વત્સ! શાન્ત થા. તે અનુપમ બાળાના એક વાળને પણ ઇજા કરવાને સાક્ષાત યમરાજ પણ શક્તિવાન્ નથી. તેની પાસે જ્યાં સૂધી યમદંડ હયાત છે ત્યાં સૂધી તેનું મૃત્યુ પણ તેનાથી થર થર કંપે છે. માટે વત્સ! તું તેની લેશ માત્ર પણ ચિંતા કરીશ નહિ. વત્સ! હવે તું ત્હારા આત્માને ઓળખી શક્યો છે કે નહિ?"

"પિતઃ! જો કે મ્હને એક વખતે દિવ્ય જ્યોતિનું દર્શન થઈ ગયું છે; પણ હજી સૂધી હું આત્મબળ પ્રાપ્ત કરવા ભાગ્યશાળી થયો નથી. મ્હારી ચિત્તવૃત્તિઓ અદ્યાપિ શાન્ત અને સુસ્થિર રહેતી નથી. ક્વચિત્ મ્હારું મન ક્રોધને વશ થાય છે તો કત્રચિત્ માયાને વશ થાય છે. પ્રભુ! કૃપા કરી આ દાસને એક વખત આપનાં વચનામૃતનું પાન કરાવી યથોચિત સદુપદેશ આપી શાન્ત કરો. આપનાં અમૃત સમાન વચનો સાંભળીને મ્હારૂં મન શાન્ત થાય છે માટે મ્હને ફરીથી આત્મજ્ઞાનનો ઉપદેશ કરો એવી આપના ચરણ કમળમાં નમ્રભાવે મ્હારી પ્રાર્થના છે."

"વત્સ! ત્હારું કહેવું યથાર્થ છે; પણ હું તને આજે ઉપદેશ

આપી શકીશ નહિ; કારણ કે ત્હારૂં ચિત્ત અત્યારે સ્થિર નથી. તે ભ્રમિત સ્થિતિને અનુભવે છે! આજથી પાંચમે દિવસે સાયંકાળે હું ઉપદેશ આપી મ્હારી સઘળી શક્તિ તને અર્પણ કરીશ."

"હેં? પિતા! આપ શું આજથી પાંચમે દિવસે જ ચાલ્યા જશો?"

"હા વત્સ! તેથી તું ગભરાય છે કેમ? તું ભયભીત કેમ બની જાય છે? આત્મા અમર છે. તે તો મરતો જ નથી. પિતાના વીર્યથી બંધાયેલા પાંચ ભૂતનું પુતળું અહીં જ પડી રહેશે. આકાશ આકાશમાં, વાયુ વાયુમાં, પાણી પાણીમાં, તેજ તેજમાં, પૃથ્વી પૃથ્વીમાં ભળી જશે ને દિવ્ય આત્મા ચાલ્યો જશે માટે તે વિષે કોઇએ પણ શોક કરવો જોઇએ નહિ. ચાલો, હવે મધ્યાન્હની સંધ્યાનો સમય થઈ ગયો છે; તેથી સરિતાસ્નાન કરી સંધ્યાદિથી નિવૃત્ત થઇએ."

"જેવી આપની ઇચ્છા." તરત જ સર્વ ઉભા થયા તથા હાથમાં કમંડળ પકડીને નર્મદા તરફ ચાલ્યા. થોડી વારે તેઓ નર્મદાના તટ ઉપર પહોંચી ગયા ને મહંત 'જય જય નર્મદે, જય જય નર્મદે,' 'હર હર મહાદેવ'નો ધ્વનિ કરતા નર્મદાના કાળા ભમર જેવા પ્રવાહમાં કૂદી પડયા. તેમની પછવાડે શિષ્યમંડળ પણ સરિતાના પ્રવાહમાં પડયું. યુવાન શિષ્યો નર્મદાના જળતરંગોમાં મગરમચ્છની માફક મહાલવા લાગ્યા. મહંત તથા વૃદ્ધ યોગીંદ્ર સ્નાન કરી બહાર નીકળ્યા ને ધવલ ચંદ્રિકા સમાન વસ્ત્ર પહેરી સંધ્યા કરવા લાગ્યા. યુવાન શિષ્યો તો પાણીમાં જ મહાલવા લાગ્યા. અલ્પકાળમાં જ મહંત ધ્યાનસ્થ થયા ને વૃદ્ધ યોગીંદ્ર બે હાથ જોડીને તેમની સ્હામે બેઠા. નર્મદા માતાના જળના તરંગો ધીમે ધીમે ઉછળવા લાગ્યા. યુવાન શિષ્યો જળક્રીડા કરવા લાગ્યા.

મહાત્માને ધ્યાનસ્થ થયાને થોડો વખત થયો હશે એવામાં નર્મદા નદીના ભયંકર જળ તરંગોને કાપતી એક નૌકા સણુસણાટ કરતી પુર વેગથી ચાલી આવતી નજરે પડી. આવું જોતાં જ યુવાન શિષ્યો ચમક્યા તથા એકાએક પાણીમાંથી બ્હાર નીકળી સત્વર વસ્ત્ર પહેરી કિનારી ઉપર મૂકેલી શત્રુસંહારિણી સમશેર હાથમાં લઇ તીર-પ્રદેશપર ઉભા રહ્યા. લાંબી નજરે તપાસ કરતાં માલૂમ પડયું કે, એક ન્હાની નૌકા તીરવેગે કિનારા તરફ આવતી હતી. તેના ઉપર ભગવા રંગની ધ્વજા જાણે વાયુદેવતા સાથે નવોઢાની માફક ક્રીડા કરતી હોય તેમ ફરફરી રહી હતી. નૌકામાં પચીસ વર્ષની એક અનુપમ સૌંદર્યમયી બાળા બેઠેલી હોઇ તેણે પોતાના ગૌરવર્ણું શરીરને એક ભગવા રંગની કફનીથી ઢાંકયું હતું. તેનો કૃષ્ણકેશકલાપ સર્પાકૃતિથી તેના સ્કંધપ્રદેશપર ઝૂલી રહ્યો હતો. પોતાના સુકોમળ હસ્તમાં એ હલેસાં પકડીને તે જોસભેર પાણી કાપતી હતી. આ બાળા અદ્વિતીય રૂપવંતી હતી. તેના મુખ ઉપર મધુર હાસ્યની છાયા છવાયલી હતી. તેના કંઠમાંથી મંજુલ સ્વરે ગુરૂમહિમાનું સંગીત નીકળતું હતું તથા પાણીના ખળખળ અવાજમાં તે સુર મળી જતો હતો. તેના મુખ ઉપર સૂર્યનારાયણનાં પ્રખર કિરણો પડવાથી તે લાલચોળ બની ગયું હતું. આવું દ્રસ્ય જોતાં જ યુવાન શિષ્યોના મુખ ઉપર મધુર હાસ્ય છવાઇ ગયું. એક ક્ષણ કાળમાં નૌકા તીર માફક કિનારે આવી પહોંચી ને તેમાંથી છલંગ મારી બાળા કિનારા ઉપર કૂદી પડી. એક શિષ્યે નૌકા પકડી લીધી ને એક સુરક્ષિત સ્થળે લંગર કરી દીધું. બીજો એક શિષ્ય બોલી ઉઠયો:—" બ્હેન ! તમે આવી પહોંચ્યાં કે ?"

" હા રઘુમલ્લ ! પિતાશ્રી ક્યાં છે ? શું તેઓ આશ્રમમાં છે ?"

" બ્હેન ! તેઓ આશ્રમમાં નથી. જુઓ, પેલા સ્હામે બેઠા છે." રઘુમલ્લે કહ્યું.

"ચાલો ત્યારે પિતાશ્રી પાસે જઇએ. પાછું મ્હારે અત્યારે જ અત્રેથી વિદાય થઇ જવાનું છે તથા ત્હારે ને રામસિંહને મ્હારી સાથે આવવાનું છે."

"ક્યાં!" રઘુમલ્લે પૂછ્યું.

"જ્યાં હું લઈ જાઉં ત્યાં. બાવાએ સંદિગ્ધ ઉત્તર આપ્યો.

આ પ્રમાણે વાતચિત કરતું એ મંડળ વૃદ્ધ યોગીંદ્ર નજીક જઇ પહોંચ્યું. ત્યાં જતાં જ બાળાએ વૃદ્ધ યોગીના ખૉળામાં પોતાનું મસ્તક નમાવ્યું. યોગી બોલ્યાઃ–"બેટા દીર્ઘાયુ રહે. બોલ શું કરી આવી?"

"પિતાશ્રી! ધાર્યું કાર્ય પાર પાડી આવી છું. વીર રજપૂત કુમારને સાહસ કર્મ કરતાં અટકાવ્યો છે; પણ મ્હારે પાછું અત્યારે જ ભદ્રપુર તરફ જવું છે. હું ફક્ત આપનાં દર્શન કરવા જ અત્રે આવીછું."

"પુત્રી, અત્યારે તું શું કરવા જઇશ?"

"એક નિર્દોષ મનુષ્ય આજે રાત્રે કપટીઓના કારસ્થાનનો ભોગ થનાર છે; તેને દુષ્ટોની કપટજાળમાંથી મુક્ત કરવાનું કર્તવ્ય મ્હારી પાસે ઉપસ્થિત થયેલું છે."

"કયા મનુષ્ય ઉપર દુષ્ટોનો કોપ ઉતર્યો છે?"

"ખુદ મહારાજ ઉપર?"

"હેં! શું મહારાજ ઉપર?"

"હા, પિતાશ્રી! તે દુષ્ટ આજે રાત્રે મહારાજાનો વિનાશ કરનાર છે."

"ત્યારે ગમે તેમ કરીને આજે તું તેમને બચાવજે."

"એ માટે આપ નિશ્ચિંત રહો. મહારાજાના એક વાળને પણ કોઇ ઇજા કરવાને શક્તિવાન્ નથી." પછી બાળાએ રઘુમલ્લ તરફ જોઇને કહ્યુંઃ

"રઘુમલ્લ! જા તું અને રામસિંહ શસ્ત્ર અસ્ત્રથી સજ્જ થઇને

સત્વર અત્રે આવો." તત્કાળ રઘુમલ્લ તથા રામસિંહ પર્ણકુટીમાં જઇ શસ્ત્ર અસ્ત્રથી સજ્જ થઇને ત્વરાથી ત્યાં હાજર થયા. તેમને તૈયાર થયેલા જોઇને બાળા યોગીંદ્ર સામે જોઇને બોલીઃ–"પિતાજી, હું વિદાય થાઉં છું."

"જા બેટા ! ત્હારા કાર્યમાં યશસ્વી થઈ ઝડપથી પાછી આવજે."

બાળા પોતાનું મસ્તક નમાવી વિદ્યુત્ વેગે નૌકામાં બેસી બે શિષ્યો સાથે દ્રષ્ટિમર્યાદા બહાર જતી રહી. યોગી નૌકા દેખાય ત્યાં સુધી એકાગ્ર દૃષ્ટિથી તે તરફ જોઇ રહ્યા. જ્યારે નૌકા દ્રષ્ટિમર્યાદાથી દૂર થઈ ત્યારે તેમના અંતરના ઊંડાણમાંથી એક દીર્ઘ નિશ્વાસ બહાર નીકળ્યો. ત્યાર પછી થોડી વારે મહંતના ધ્યાનનો ભંગ થયો. પછી નેત્રો વિકાસી તેઓ બોલ્યા કે, "વત્સ ! કેમ શા વિચાર ચાલે છે ?"

યોગીએ મહંતને સર્વ હકીકતથી વાકેફ કર્યા. એ હકીકત સાંભળીને મહંત બોલ્યાઃ–"શું ભગવતી આવી ખરી ને વિદાય પણ થઇ ગઇ ?"

"હા પ્રભુ ! તે ભદ્રપુરના મહારાજાનો જીવ બચાવવા ગઇ છે."

"ઠીક, ચાલો હવે આશ્રમ તરફ જઇએ."

તરત જ બન્ને યોગીઓ તથા ત્રણ શિષ્યો વગેરે આશ્રમમાં ગયા. પછી શિષ્યો ફળ વીણી લાવ્યા. એ ફળોનું ભક્ષણ કરી દરેકે પોતાની ક્ષુધાને શાન્ત કરી. ત્યાર પછી તેઓ ભગવતી સંબંધીની વાતચિત કરતા બેઠા.

## પ્રકરણ ૬ ઠું

### મહારાજાનો બચાવ.

સૂર્યતાનારાયણ ક્યારનાય અસ્તાચળ તરફ ગમન કરી ગયા હતા. પશુ પંખીઓ મંજુલ ગુંજારવ કરતાં પોતાના આવાસ સ્થાન

તરફ જતાં હતાં. સર્વત્ર શાન્તિનું સામ્રાજ્ય છવાયલું હતું. ક્વચિત્ પહેરેગીરોનાં અસ્ત્ર શસ્ત્રોના ખડખડાટથી એ શાન્તિમાં ભંગ પડતો હતો. સર્વત્ર એક પ્રકારની ગંભીર નિસ્તબ્ધતાનું સામ્રાજ્ય સ્થાપિત થયું હતું. રસ્તાઓ નિર્જન ભાસતા હતા. રાત્રિનો ભીષણ અંધકાર સર્વત્ર ફેલાયલો હતો. રાત્રિનો દ્વિતીય પ્રહર ચાલતો હતો. આવા ભીષણ અંધકારમાં શ્યામ વસ્ત્રથી આચ્છાદિત થયેલી બે આકૃતિઓ રાજમહેલ તરફ ધીમે પગલે ઘણી સાવધાનતાથી જતી હતી. રાજમાર્ગ ઉપરનાં ફાનસો મંદ મંદ પ્રકાશ ફેલાવવાનો પ્રયત્ન કરી અંધકારનો પરાજય કરવાને વૃથા મથતાં હતાં. પણ આપણી શ્યામવસ્ત્રધારિણી આકૃતિઓ તો અંધકારનો લાભ લેતી હતી. છેવટે એ આકૃતિઓ રાજમહેલની પછવાડે જઇ ઉભી રહી અને પરસ્પરમાં કાંઇ ગુપ્ત વાત કરવા લાગી. તેમાંની એક આકૃતિ મૃદુ સ્વરે બોલીઃ-“ભાઇ ! હજી સૂધી બારી ઉઘડી નથી.”

બીજો બોલ્યોઃ-“ભાઇ! તું શાન્ત થા. આપણે સંજ્ઞા કરીશું એટલે બારી ઉઘડશે.”

પહેલોઃ-ભાઇ! આ ભોળું માછલું આપણી જાળમાં બરાબર ફસાયું છે. આજે મહારાજાનો વિનાશ કરી તે રાજ્યાસન ઉપર આરૂઢ થશે એ મ્હારાથી જોઇ શકાશે નહિ.

બીજોઃ-ભાઇ! તું શાન્ત થા. તે ગાદી ઉપર બેસશે ત્યાર પછી તેનો હું વિનાશ કરીશ ને આ રાજ્ય આપણે હસ્તગત કરીશું. એ માટે તું નિશ્ચિંત રહેજે. જો આપણે આપણને નડતા કંટકોનો ધીમે ધીમે નાશ કર્યો છે. તેની સ્ત્રીનો પણ તે દુષ્ટે, આપણાથી ગુપ્ત રીતે વિનાશ કરેલો હોય તેમ લાગે છે. હવે ફક્ત વીરસિંહ રહ્યો; તે આજે આવેલો છે. મહારાજાનો આજે વિનાશ થશે એટલે પ્રાતઃકાળે

તેને પણ જહન્નમમાં મોકલી દઇશું. પછી સેનાધિપતિને રાજ્યાભિષેક કરી યુક્તિ પ્રયુક્તિથી ભોળા માછલાને આપણે દૂર કરીશું. પછી આ આખા રાજ્યનો માલિક હું થઇશ ને તું સેનાનાયક થઇ રાજ્યનો બંદોબસ્ત રાખજે. ભાઇ! જ્યારે કંગાલ હાલતમાંથી આપણી આવી અકલ્પનીય ઉન્નતિ થઇ છે ત્યારે પછી એક રાજ્ય હસ્તગત કરવામાં શી વાર લાગવાની હતી ? હવે થોડા દિવસમાં જ તું આપણા ભાગ્યનો ઉદય થયો સમજજે. કેમ, હવે ત્હારા જીવને શાન્તિ થઈ કે નહિ ?

" બંધુ ! હવે મ્હને સંપૂર્ણ શાન્તિ થઇ છે."

" ઠીક જો, ઉપરથી બારી ઉઘડતી હોય તેવો ખડખડાટ થાય છે." તરત જ બન્નેએ ઊંચે જોયું તો ઉપરની એક બારી ઉઘડતી માલૂમ પડી ને એક શ્યામ આકૃતિએ હાથમાં એક ન્હાની બત્તી પકડીને બ્હાર ઉભેલી બે શ્યામવસ્ત્રધારિણી આકૃતિઓને કાંઇ સંજ્ઞા કરી. પછી ઉપરથી તેણે એક મજબૂત દોરડું બ્હાર ફેંક્યું. એ દોરડાની સહાયતાથી તરત જ નીચે ઉભેલી બન્ને આકૃતિઓ કિંવા વ્યક્તિઓ ઉપર ચઢી ગઈ. તેઓ ઉતાવળમાં નીચેનું દોરડું ખેંચી લેવાનું ભૂલી ગયા. તેઓ ઉપર જઇ પરસ્પરમાં ઘણા મૃદુ સ્વરે વાતચિત કરવા લાગ્યા એક જણ બોલી ઉઠયો કેઃ " સરદાર બહાદુર ! કેમ આપણે જેનો ભય ધરાવતા હતા તે અત્રે છે કે નહિ ? "

સરદાર બોલ્યોઃ–" મ્હારા વફાદાર દોસ્તો ! એ હરામી આજે અત્રે આવ્યો નથી. મ્હેં મહારાજાને બેશુદ્ધ બનાવેલા છે. હવે તમે તેમને ઉપાડો એટલી જ વાર છે. "

તતરત જ તેના અનુચરો બોલ્યાઃ–" સરદાર ! અમે અત્યારે જ મહારાજાને ઉપાડી નર્મદાના અગાધ જળમાં પધરાવી દઇશું. લ્યો આ કપડામાં મહારાજાની ગાંસડી બાંધી દો. "

તરત જ સેનાધિપતિએ કપડું લીધું ને જેવો તે મહારાજાના શરીરનો સ્પર્શ કરવા ગયો કે બે શ્યામવસ્ત્રધારિણી આકૃતિઓ હાથમાં ભરેલી પીસ્તોલો પકડીને ત્યાં ઉપસ્થિત થઇ. તેમને અચાનક આવેલી જોઇને સેનાધિપતિ કિંકર્તવ્યવિમૂઢ બની ગયો. તેના બન્ને અનુચરોના વિસ્મય તથા ભયનો પણ પાર રહ્યો નહિ. તેઓ વાયુથી કંપતી લતાની માફક કંપવા લાગ્યા તથા આત્મસંયમ કરવા સર્વથા અસમર્થ બની ગયા. પણ સેનાધિપતિ સહજ પણ ડર્યા વગર ક્રોધાધીન બની જઇ સ્હામો ઉભો રહ્યો. તેને ચુપકીદીથી ઉભેલો જોઇને આવનાર આકૃતિમાંની એક શ્યામવસ્ત્રધારિણી આકૃતિ બોલી ઉઠી:—" ઓ નરાધમ! શું તું નિર્દોષનું લોહી વહેવડાવવાની ઇચ્છા ધરાવતો હતો ?"

સેનાધિપતિએ રક્ત નેત્રે સત્તાસૂચક સ્વરે કહ્યું:—" ઓ કાળચક્રમાં ફસાયલા પામર જીવ! તું કોણ છે તથા અત્યારે છુપી રીતે આવીને મ્હારા કાર્યમાં વિઘ્ન કરવાનું તને શું પ્રયોજન છે ?"

આવનાર આકૃતિએ મૃદુ પરંતુ ગંભીર સ્વરે કહ્યું:—"ઓ નરરાક્ષસ! હું ત્હારો કાળ છું; ભયંકર વ્યાળ છું. ચાલ સીધો સીધો ચાલ્યો જાય છે કે આ પ્રાણહારક પીસ્તોલને સ્વાધીન થવું છે?"

" શું તું આ બળવાન્ વીરને મારવાની હિમ્મત ધરાવે છે?"

" ઓ દુષ્ટ! શું તું બળવાન્ છે? ના ના, તું બળવાન્ નહિ પણ મનુષ્યનું રૂધિર પીનાર નરરાક્ષસ છે."

" તું મ્હને ઓળખતો નથી. જ્યારે તને આ બળવાન્ વીરનાં શક્તિસામર્થ્યનો અનુભવ થશે ત્યારે ત્હારે નીચા મુખે પલાયન કરી જવું પડશે."

" અને ઓ દુષ્ટ! તું પણ જ્યારે આ પ્રભુના બાળકનું નામ

સાંભળીશ ત્યારે ત્હારાં હાડેહાડ ધ્રુજી ઉઠશે."

"એ નાલાયક! આ બળવાનનું અપમાન કરતાં ડરતો નથી?"

"શું તું બળવાન્ છે? જા જા, એ મનુષ્યનું લોહી પીનાર શયતાન! હવે અહીંથી જાય છે કે નહિ? એ નાલાયક! ત્હારી એટલી પ્રબળ સત્તા છે? આ એક બળવાન્ સેનાનાયક ત્હારી સત્તાને ઠોકરે મારે તેમ છે."

"મ્હારી સત્તા સર્વત્ર ચાલે છે."

"એ ઉદ્ધત! શું ત્હારી પણ જહન્નમમાં જવાની ઇચ્છા છે કે?"

"શું તું મ્હને જહન્નમમાં મોકલવાને હિમ્મતવાન્ છે?"

"હા આ મ્હારી પીસ્તોલ ત્હારા જેવા અનેક શત્રુઓનો નાશ કરવા સમર્થ છે."

"ઠીક, હું પણ જોઉં છું કે ત્હારામાં કેટલી સત્તા છે! ચાલ હવે સાવધ થા ને આ પીસ્તોલને સ્વાધીન થા."

આ વચન સાંભળીને સેનાધિપતિનાં નેત્રો લાલચોળ બની ગયાં. ક્રોધથી તેનું સર્વાંગ કંપવા લાગ્યું. તેણે ક્રોધના આવેશમાં જ પોતાની કમરે લટકાવેલી સમશેરને મ્યાનમાંથી ખુલ્લી કરી ને તે પેલી આકૃતિ તરફ ધસ્યો. એવામાં જ સ્હામેની બારીમાંથી એક દિવ્ય યોગિની હાથમાં એક દંડ પકડીને ઘટના સ્થળે ઉપસ્થિત થઇ. તેની પછવાડે મજબૂત બાંધાની બે આકૃતિઓ પણ એ સ્થળે હાજર થઇ. પ્રિય પાઠકો! આ માણસો ઉપર કેવી રીતે આવ્યાં? તમે જાણો છો કે દુષ્ટ સેનાધિપતિના સહચરો ઉતાવળથી બારીમાં લટકાવેલું દોરડું ખેંચી લેવાનું ભૂલી ગયા હતા. તેની સહાયતાથી જ આ દિવ્ય યોગિની તેના માણસો સાથે ઇચ્છિત સ્થળે આવી શકી હતી. તેણે આવતાં જ દુષ્ટ સેનાધિપતિને મજબૂત દંડના પ્રહારથી નીચે પટકી

પાડયો ને તેના શરીર ઉપર લત્તાપ્રહાર કરીને કર્કશ સ્વરે તે બોલીઃ- "દુષ્ટાત્મા! અબળાઓનાં શીયળો લુંટવાં, નિર્દોષ મનુષ્યનું લોહી વહેવડાવવું તેજ ત્હારૂં પરાક્રમ છે કે? ચાલ દુષ્ટ! હવે અહીંથી જાય છે કે મ્હારા પ્રચંડ ક્રોધાગ્નિનો ભોગ થવું છે?"

આ દિવ્ય યોગિનીનું ભયંકર કાળિકા સમાન સ્વરૂપ નિહાળી સેનાધિપતિ ભયભીત થઇ ગયો તથા નીચે મુખે ત્યાંથી પલાયન કરી ગયો. તેની પછવાડે તેના દુષ્ટ સહચરો પણ ચાલ્યા ગયા. હવે દિવ્ય યોગિનીની પછવાડે ઉભેલી પીસ્તોલોવાળી બે શ્યામ આકૃતિઓ તરફ જોઇને બોલીઃ-"યુવક! મ્હને ઓળખે છે કે?"

"ના, પરોપકારિણી દેવિ! આપનો અવાજ જો કે મ્હને પરિચિત લાગે છે, પણ હું આપને પિછાની શકતો નથી."

"વીરસિંહ! ત્હારૂં પરાક્રમ નિહાળી ત્હારા ઉપર હું અત્યંત પ્રસન્ન થઇ છું. તું તથા કાન્તા મ્હારી પછીથી આવ્યાં હતાં તે હું જાણું છું. સાયંકાળની વખતે હું અહીં આવીને આ બગીચામાં જ છુપાઇ હતી. મ્હેં આવતાં જે આ દંડના યોગબળથી મહારાજાના સઘળા પહેરેગીરોને ધારણ મૂકયું હતું. તમારા ગયા પછી અર્ધ રાત્રે મહાપાપી દુષ્ટ સેનાધિપતિના બન્ને સહચરો આવ્યા. તેઓ ઉપર ચઢયા પછી દોરડું બહાર રહી ગયું હતું; તેની સહાયતાથી હું ઉપર આવી ને દુષ્ટને યથોચિત શિક્ષા કરી. કુમાર! વિકટ અરણ્યમાં વટવૃક્ષ તળે ત્હારો મેળાપ થયો હતો. ત્યાંજ આ દુષ્ટોની મસલત આપણે સાંભળી હતી. બોલ કુમાર! હવે ઓળખ પડી કે નહિ? બોલ, હવે હું ત્હારો શત્રુ છું કે મિત્ર?"

"માતા! હવે હું આપને ઓળખી શકયો છું. આ આપનો દીન પુત્ર તે દિવસે કરેલા આપના તિરસ્કારની ક્ષમા માગે છે."

આમ બોલતાં કુમારે દિવ્ય યોગિનીના ચરણમાં પોતાનું મસ્તક નમાવ્યું. તેને સ્વહસ્તેજ ઉભો કરીને યોગિની બોલીઃ–" પુત્ર! ક્ષમા યાચવાની આવશ્યકતા નથી. મ્હને કહે જોઇએ કે, હવે તું શું કરવા ઇચ્છે છે ? "

" માતા! હું પ્રાતઃકાળે જ દુષ્ટ સેનાધિપતિનું નીચ આચરણ પ્રકાશમાં લાવી તેને કેદ પકડીશ. "

" ના પુત્ર! ત્હારે આજની વાત કોઇને પણ જણાવવી નહિ. બોલ મ્હારૂં વચન માન્ય કરશે કે નહિ? થોડા દિવસમાં જ તે દુષ્ટ પોતાની મેળે જ કેદી થશે. "

" માતા! આપનું વચન મ્હારે શિરસાવંદ્ય છે. "

" ઠીક, આ અભય દંડથી હું મહારાજાને હમણાં જ શુદ્ધિમાં લાવું છું ને તું હવે કાન્તાકુમારીને રાજનન્દિનીના મહેલે મૂકી આવ. "

" દેવિ! જેવી આપની ઇચ્છા. લ્યો હવે હું જાઉં છું. "

" હા કુમાર, જા ને દરેક કામ વિચારીને કરજે. એકદમ ક્રોધને વશ નહિ થતાં વિચારીને પગલાં ભરજે. તને ભવિષ્યમાં ઘણો લાભ થવાનો છે. જા પુત્ર, દીર્ઘાયુ રહે. "

તરતજ વીરસિંહ તથા કાન્તા ત્યાંથી દિવ્ય યોગિનીને પ્રણામ કરીને ચાલતાં થયાં. કાન્તા તો આજનો બનાવ નિરખીને આશ્ચર્ય-ચકિત થઇ ગઇ. તેણે રસ્તામાં જ વીરસિંહને પૂછ્યું:–" વ્હાલા! આ દેવી કોણ હશે? "

" કાન્તા! તે કોણ છે એ તો હું પણ જાણતો નથી. તેઓ પોતાની ઓળખ આપતાં નથી. "

" વ્હાલા! શું તેઓ કોઇ દેવી હશે? તેમના મુખમાંથી શબ્દ નીકળતાંની સાથે જ સેનાધિપતિ નીચા મુખે પલાયન કરી ગયો.

તેમનું શક્તિસામર્થ્ય જોઇ હું વિસ્મિત બની ગઇ છું."

"વ્હાલી, દૈવી સત્તા આગળ ભલભલા બળવાન્ વીરો પણ પોતાનો ગર્વ મૂકે છે."

આ પ્રમાણે વાતચિત કરતાં તેઓ રાજનંદિનીના મહેલે જઇ પહોંચ્યાં. કાન્તાને ત્યાં મૂકી આવી વીરસિંહ મહારાજાના શયનભુવનમાં ગયો તો મહારાજાને જાગ્રત અવસ્થામાં જોયા. આવું જોતાં જ તેના આનંદનો પાર રહ્યો નહિ. તરતજ તે પોતાના શયનભુવનમાં ગયો ને આજના અજબ બનાવના વિચાર કરતો થોડી વાર પડી રહ્યો. થોડી વારે અરૂણોદય થયો. તરતજ તે શય્યાનો ત્યાગ કરી શૌચ કર્મ દંતધાવન સ્નાનાદિ વગેરે કર્મોથી પરવારી નાસ્તો કરી રાજકુમારીના મહેલ તરફ ગયો.

## પ્રકરણ ૭ મું

### સખીઓનો વાર્ત્તાવિનોદ

**दूरस्थोपि न दूरस्थो यो यस्य मनसि स्थितः ।**
**यो यस्य हृदये नास्ति समीपस्थोऽपि दूरतः ॥**

**ભાવાર્થઃ**—જે જેના મનમાં છે તે દૂર છતાં પણ પાસે જ છે ને જે જેના મનમાં નથી તે પાસે છતાં પણ દૂર છે.

મહારાજાના ઉદ્યાનના સ્હામા છેડા ઉપર એક બેઠા ઘાટનો મહેલ શોભી રહ્યો હતો. મહારાજાના મહેલ તથા આ બેઠા ઘાટના મહેલની વચ્ચે ફક્ત આ ઉદ્યાન જ આવેલો હતો. ઉદ્યાન તથા મહેલની આસપાસ એક સહસ્ત્ર સૈનિકો હાથમાં ખુલ્લી સમશેરો લઇને પહેરો ભરતા જણાતા હતા. આ મહેલની શોભા અત્યાનંદ

ઉપજાવે તેવી હતી. નીચે નકશી કરેલી ચટાઇ પાથરેલી હતી. મહેલની અંદર આરસ પત્થરના સ્થંભ શોભી રહ્યા હતા. દિવાલ સાથે અનેક સતી બાળાઓનાં ચિત્રો ટાંગેલાં હતાં. મહેલના મધ્ય ભાગમાં એક રત્નજડિત સિંહાસન ગોઠવેલું હતું તથા તેની નજીકમાં સુવર્ણનો હિંચોળો આવેલો હતો. એ હિંચોળા ઉપર એક સૌન્દર્યમયી બાળા બેઠેલી નજરે પડતી હતી. તેના રૂપસૌંદર્યને જોઇને ગંધર્વની કિન્નરીઓ પણ પોતાના અભિમાનને ભૂલી જાય તેમ હતી. આહા! શું તેનું સૌંદર્ય! તેના ગાલ ખીલતા ગુલાબના પુષ્પ સમાન લાગતા હતા. તેની દંતપંક્તિઓ દાડમની કળી સમાન દીપતી હતી. મસ્તકના કાળા ભ્રમર જેવા કેશનો અંબોડો બાંધેલો હતો. તેમાંથી એ વેણી છૂટેલી હતી. આથી તેના સૌંદર્યમાં અલૌકિક વધારો થતો હતો. કટી સિંહના સમાન પાતળી, પેટ પલાસના પર્ણની સમાન તથા સ્તન પ્રદેશ સહેજ ઉન્નત હતો. તેની ઉમ્મર સોળ સત્તર વર્ષની હતી. તેનું શરીર ઘહુંવર્ણું હોઇ મુખમંડળ પૂર્ણિમાના ચંદ્ર જેવું મનોહર હતું. હમણાં એ બાળાના શરીર ઉપર લીલા રંગનું અંબર શોભી રહ્યું હતું. હાથમાં રત્નજડિત સુવર્ણની બંગડીઓ અને કંઠમાં હીરામાણેકનો હાર દીપી રહ્યો હતો. તેના મુખ ઉપર હાસ્યની છટા છવાયલી હતી.

પ્રિય પાઠકો! આ બાળિકા રાજકુમારી પ્રિયનંદા હતી. તેને નજરકેદ કરેલી હોઈ તે વાત એ જાણતી નહોતી. તે અત્યારે પોતાની ભગિની સમાન પ્રિય સખીઓ મહિલા તથા કાન્તા સાથે વાર્ત્તાલાપ કરતી હતી. રાજકુમારી નજરકેદ હતી તે વાત કાન્તા જો કે જાણતી હતી તો પણ તે વાત રાજકુમારીને કહેતી નહોતી; કારણ કે જો તે વાત પ્રિયનંદાને કહેવામાં આવે તો તેના સુકોમળ હૃદયપર વજ્રાઘાત

થાય એવા ભયથી તેણે પ્રિયનંદાથી એ વાત ગુપ્ત રાખી હતી.

કાન્તા જો કે હસમુખી હતી તો પણ તેના મુખ ઉપર ઉદાસીનતાની રેખા બારીકીથી જોનારને સ્પષ્ટ જણાઇ આવતી હતી. પ્રિય પાઠકો ! ચાલો આપણે પણ તેમની વચ્ચે થતી વાતચિત ધ્યાન દઇને સાંભળીએ. થોડીવારે કાન્તા બોલીઃ–"બ્હેન ! અત્યારે શાના વિચાર ચાલે છે ? આજે તો કાંઈ ઊંડા વિચારમાં તલ્લીન થઇ ગયાં લાગો છો !"

પ્રિયનંદા—એ તો હું સહજ વિચારતી હતી કે તેઓ આ...

મહિલા—બ્હેન ! વાત કરતાં કેમ અટકી ગયાં ?

કાન્તા—એ તો બ્હેનને પ્રેમની ઉર્મિ આવી ને વળી શાન્ત પણ થઇ ગઇ.

પ્રિયનંદા—હવે ચુપ રહે, ત્હારૂં ટાયલું બંધ કર.

કાન્તા—હાસ્તો બ્હેન ! અમારૂં તો ટાયલું જ તો. તમે જ્યારે વાત પુરી કરશો ત્યારે જ હું તો જંપીશ.

પ્રિયનંદા—શાની વાત ?

કાન્તા—હમણાં જે વાત કરતાં અટકી ગયાં તે.

પ્રિયનંદા—એ તો હું એમ કહેતી હતી કે તેઓ કેમ આજે અત્યારે પણ આવ્યા નહિ ?

કાન્તા—તે એટલે કોણ ?

પ્રિયનંદા—તે એટલે વીરસિંહ.

કાન્તા—વાહ રે બ્હેન ! તમે આવું બોલતાં ક્યાંથી શીખ્યાં ? વિચાર તો કોનાએ ચાલતા હશે ને આમ. અસત્ય વદીને અમને છેતરતાં તમે ક્યાંથી શીખ્યાં ?

મહિલા—કાન્તા ! એ તો કેશરીસિંહ આવીને ભણાવી ગયા તેથી જ તેમને છેતરપંડી કરતાં આવડયું !

કાન્તા—હા બ્હેન! તે વાત ખરી છે. નહિ તો આવું બોલતાં તેમને આવડે જ ક્યાંથી!

પ્રિયનંદા—સખીઓ! તમે મ્હને શા માટે સતાવો છો?

કાન્તા—બ્હેન! શું અમે તમને સતાવીએ છીએ? અમે તો તમને સહેજ પૂછીયે છીએ કે હમણાં કયા ભોગી ભ્રમરના વિચાર ચાલતા હતા?

પ્રિયનંદા—હવે ત્હારૂં ટાયલું જવા દે. હું તે સાંભળા ઇચ્છતી નથી.

કાન્તા—હા બ્હેન! હવે તો અમારી વાતો વિરક્તિજનક લાગે જ તો! તમારા પ્રેમીની સાથે પ્રેમવિનોદ કરતાં જો આખો દિવસ વ્યતીત થઇ જાય છે તો તે વખતે કંટાળો નથી આવતો ને?

પ્રિયનંદા—બ્હેન! હવે તો હું તમારાથી થાકી. કૃપા કરી મ્હારો પીછો છોડો.

કાન્તા—બ્હેન થોડા દિવસ પછી તમે જ્યારે તમારા પ્રિય કેશરીસિંહને મેળવવા ભાગ્યશાળી થશો એટલે અમે તમારો વગર કહ્યે પીછો છોડીશું; બોલો પછી શું?

પ્રિયનંદા—અલી મહિલા! જો ને હું આ કાન્તાને જેમ જેમ વિશેષ વિનવું છું તેમ તેમ તે મ્હને વિશેષ સતાવે છે!

મહિલા—તેમાં હું શું કરૂં બ્હેન? તમને આવડતું નથી નહિ તો એક જ શબ્દથી કાન્તાકુમારી ચુપ થઇ જાય તેમ છે.

પ્રિયનંદા—ત્યારે તે પાઠ મ્હને ભણાવને.

કાન્તા—બ્હેન! તમારે ક્યાં પાઠ ભણવો છે? જો પ્રેમશાસ્ત્રનો પાઠ જાણવો હોય તો તે તમને સૂર્યપુરના પાટવીકુમાર કેશરીસિંહ ભણાવશે.

પ્રિયનંદા—મહિલા! જોને હજી એ મ્હને સતાવ્યા જ કરે છે!



" મહિલા! જોજે હાં, બ્હેનને પ્રેમશાસ્ત્ર બરાબર શીખવાડજે. "

પૃષ્ઠ ૪૭

કાન્તા–મહિલા કેશરીસિંહની વાતો રાજકુમારીને અંદરથી તો બહુ જ મધુરી લાગે છે ને ઉપરથી ક્રોધ દર્શાવે છે !

મહિલા—પ્રિયનંદા બ્હેન ! અહીં આવો, હું તમને એવો પાઠ ભણાવું કે કાન્તા ફરીથી તમને બોલે જ નહિ.

તરત જ પ્રિયનંદા તેની પાસે ગઇ એટલે મહિલા તેના કાનમાં કાંઇ વાત કરવા લાગી. આવું જોઇને કાન્તા બોલીઃ–" મહિલા ! જોજે હોં, બ્હેનને પ્રેમશાસ્ત્ર બરાબર શીખવાડજે. "

મહિલાની વાત સાંભળી રાજકુમારી વિચારમાં પડી ને પોતાના મન સાથે વિચારવા લાગી કે, ' શું મહિલાએ કહ્યું તે સત્ય હશે ? જો તેમજ હોય તો કાન્તાને હું અત્યંત ભાગ્યશાળી માનું છું.' આમ વિચારી છેવટે તે ઉચ્ચ સ્વરે બોલીઃ–" વાહરે મ્હારી શાણી બ્હેન ! મ્હારી મજાક કરે છે ને ત્હારી વાતને અંધારામાં જ છુપાવો છો ! મ્હારાથી પણ તું ત્હારા અંતરની વાત છુપાવતાં કયારથી શીખી ?"

કાન્તા—બ્હેન ! તમારાથી મ્હેં શી વાત છુપાવી છે ? આવું ખોટું આળ કેમ ચડાવો છો. ?

આમ બોલતી કાન્તા ખસીયાણી પડી ગઇ.

પ્રિયનંદા—હાસ્તો મ્હારી શાણી બ્હેન ! તું તો મ્હારાથી શાની વાત છુપાવે ?

કાન્તા—ત્યારે કહી નાખોને કે મ્હેં તમારાથી શી વાત છુપાવી ?

પ્રિયનંદા—ત્હેં ત્હારૂં સર્વસ્વ કોને અર્પણ કરેલું છે ?

કાન્તા—તમને.

પ્રિયનંદા—ના ના, ત્હેં ત્હારી આ સર્વાંગસુંદર દેહલતા કોને અર્પણ કરેલી છે ?

કાન્તા—તે તો અત્યારે તમારે જ સ્વાધીન છે.

પ્રિયનંદા—અરે! ત્હેં ત્હારો ભવિષ્યનો ભરથાર કોને નિર્માણ કરેલો છે ?

કાન્તા—તે તો પરમાત્મા જાણે અગર પિતાશ્રી જાણે. હું શું જાણું ?

પ્રિયનંદા-અલી મહિલા ! જો તો ખરી કે એકકે વાતે બંધાય છે કે?

મહિલા—તે તો વીરસિંહ બંધાય તો એ બંધાય. વીરસિંહની પ્રેમિકા તે વળી બંધાતી હશે ? જેવા વીરસિંહ ચાલાક છે તેવી જ તે પણ ચાલાક છે.

પ્રિયનંદા—વીરસિંહ તથા કાન્તાને શો સંબંધ છે ?

મહિલા—જેવો તમારે તથા કેશરીસિંહને સંબંધ છે તેવો જ. તે બન્ને પ્રેમશાસ્ત્રનો પહેલો પાઠ શીખે છે.

આ શબ્દો સાંભળી રાજનંદિની હસી પડી ને બોલીઃ-"કાન્તા ! હવે તું શું કહેવા માગે છે? વારા પછી વારો આવે જ ને ?"

આ સાંભળી કાન્તા શરમાઈ ગઈ ને તેનું પ્રફુલ્લિત વદન લજ્જાતિશયથી નીચું નમી ગયું. તેના ગુલે ગુલાબી ગાલ ઉપર શરમના શેરડા પડવા લાગ્યા. તેનું મુખ રક્તવર્ણું બની ગયું. મુખ ઉપર પસીનો વળવાથી તેનું મુખ તરબોળ થઈ ગયું તથા તેના મુખમાંથી એક શબ્દનો પણ ઉચ્ચાર થઇ શકયો નહિ.

તેને આવી રીતે લજ્જાથી અવાક્ બનેલી જોઇને મહિલા ટાણો મારતી બોલીઃ-" કાન્તા ! તેમાં આટલી બધી શર્માય છે શાને ? કાલે વીરસિંહ સાથે વાત કરતાં તો શરમ નહોતી આવતી ને આજે શાની શરમાય છે !"

આ સાંભળી કાન્તાએ પોતાનું મુખ ઊંચું કરીને મૃદુહાસ્ય કરતાં કહ્યું.-" મહિલા ! ત્હારે વિશેષ ગરબડ કરવી નહિ. અંતે ત્હારો પણ વારો આવશે ને બધું પોગળ ખુલ્લું થશે !"

મહિલા બોલીઃ-" મ્હારૂં એવું શું પોગળ છે કે જે તું ખુલ્લું કરીશ ?

કાન્તા--અમે તો જાણે કાંઇ જાણતાં જ નહિ હોઇએ કેમ ? હવે તમારે પણ નીચું ઘાલવું પડશે માટે રહેવાદ્યો; બાંધી મુઠી લાખની છે.

મહિલા--ત્યારે જાણતાં હો તો કહી નાખોને કે શું છે ?

કાન્તા--અરે જવા દેને પાછાં બ્હેન પણ ત્હારી મશ્કરી કરશે.

મહિલા--અરે ! હવે કહી નાખને જે કહેવું હોય તે. તેમાં વળી ડરાવે છે શાને ?

કાન્તા—પ્રિયનંદા બ્હેન ! હવે સાંભળજો. મ્હારી મ્હોટી બ્હેનનું પોગળ.

મહિલા--અરે કાલે કહેતી હોય તો આજે જ કહી નાખ.

કાન્તા—ઠીક, રાજકુમાર કેશરીસિંહ બ્હેનને 'જ્યારે મળવા આવ્યા હતા અને તેઓ ઉદ્યાનમાં વાત કરતાં બેઠાં હતાં ત્યારે રાજકુમારના પ્રિય મિત્ર દિનકરરાય સાથે તું શી વાત કરતી હતી ?

મહિલા—તે તો સહજ તેમના કુશળ સમાચાર પૂછતી હતી. શું અતિથિ આવે તો તેને કુશળ સમાચાર પણ ન પૂછવા કે ?

કાન્તા--પૂછવા બ્હેન ! હું ત્હારી સઘળી ગુપ્ત વાર્તા સાંભળી ગઇ છું. છેવટે તું એમ પણ બોલી હતી કે ' વ્હાલા ! હવે પુનઃ આપના દીદારનાં દર્શન દાસીને ક્યારે કરાવશો ?' એવી રીતે તું તેમના કુશળ સમાચાર પૂછતી હતી કે પ્રેમશાસ્ત્રનો પાઠ શીખતી હતી ?

આ વાત સાંભળી રાજનંદિની હસી પડી ને બોલીઃ-" વાહ બ્હેન ! તમે બન્નેએ તમારાં પોગળ ખુલ્લાં કર્યાં. ચાલો, હવે આપણે ત્રણે જણાં સરખાં.

આ હાસ્ય જોઇને મહિલા શરમાઇ ગઇ તથા તે શુકળાઇને બોલીઃ-" પ્રિયનંદા બ્હેન ! હવે આ બધી વાતને જવા દ્યો ને સીતાર લઇને એક પ્રણયગીત ગાઓ.

પ્રિયનંદા—મ્હારે અત્યારે ગીત ગાવું નથી; મ્હને ગાતાં આવડતુંએ નથી.

કાન્તા—બ્હેન! આવડતું નથી તો પછી આપના પ્રિય પ્રેમીને કેવી રીતે રીઝવશો?

પ્રિયનંદા—અલી કાન્તા! ત્હારે તો એની એજ વાત કે?

કાન્તા—ત્યારે એક સરસ ગીત ગાઓ નહિ તો આજે અમે તમારો પીછો છોડનાર નથી.

પ્રિયનંદા—લાવ ત્યારે સીતાર.

કાન્તા ત્વરિત ગતિથી મહેલમાં ચાલી ગઇ ને સીતાર લઇ આવી પ્રિયનંદાના હાથમાં આપ્યું.

પ્રિયનંદા બોલીઃ–"કાન્તા! તું સીતાર વગાડ ને હું ગીત ગાઉં."

તરત જ કાન્તા સીતાર હાથમાં લઇ પોતાની સુકોમળ આંગળીઓ તેના ઉપર ફેરવવા લાગી. તે સાથે જ રાજકુમારી પોતાના કોકિલ કંઠથી એક ગીત ગાવા લાગી.

ગાન પૂર્ણ થતાં જ કાન્તા હસી પડી ને બોલી કે–"વાહરે બ્હેન! ઘણું સરસ ગીત ગાયું. અત્યારથી જ શ્યામને બોલાવો છો; પણ હજી તો ઘણી વાર છે તે જાણો છો?"

આ સાંભળી પ્રિયનંદા શરમાઇ ગઈ ને બોલીઃ–"અલી કાન્તા! મ્હારી મશ્કરી કરવા જ ગીત ગવડાવ્યું કે? હું નહોતી ધારતી કે તું આવી રીતે હજી પણ મ્હારી મજાક કરીશ!"

આ પ્રમાણે વાતચિત ચાલતી હતી; તેવામાં જ એક દાસી હાજર થઇને બોલી કેઃ–"કુંવરીબા! બ્હાર આપને કોઇ મળવા આવ્યું છે. તે આપની હુજૂરમાં આવવા ઇચ્છે છે તો આપની શી આજ્ઞા છે?"

રાજકુમારી બોલીઃ-" જા તેમને સત્વર અત્રે તેડી લાવ."

દાસી ચાલી ગઇ. ચાલો પાઠકો! આપણે પણ જોઇએ કે આવનાર વ્યક્તિ કોણ છે ?

## પ્રકરણ ૮ મું

### રાજનંદિની કે બંદિની ?

અલ્પકાળમાં જ એક મજબૂત બાંધાનો ગૌરવર્ણ નવયુવક ત્યાં ઉપસ્થિત થયો. તેણે શરીર ઉપર સાધારણ મનુષ્યને શોભાવે એવો પોષાક પહેર્યો હતો. મસ્તક ઉપર ગામડીઆના જેવું ફાળીઉં બાંધ્યું હતું. હથિયારમાં ફક્ત તેના હાથમાં એક મજબૂત લાકડી હતી. તેની ઉંમર ભાગ્યે જ અઢાર વર્ષની હશે. આવા પોષાકમાં પણ તેનું વીરત્વ મધ્યાન્હકાળના સૂર્યની માફક પ્રકાશી નીકળતું હતું. મુછનો દોરો હજી ફુટતો હતો. તેનો બાંધો સુદઢ હતો. તેના મુખ ઉપરથી તો એવું અનુમાન થતું હતું કે તે કોઈ ઉચ્ચકુળોત્પન્ન રાજકુમાર અગર ભાયાત હોવો જોઇએ. હમણાં તેણે વેષ બદલી નાખ્યો હોય એવો ભાસ થતો હતો.

એ યુવકે અંદર પ્રવેશ કર્યો ને ક્ષણ કાળમાં જ પોતાનાં વિશાળ નેત્રો ચોતરફ ફેરવીને જોયું તો રાજકુમારી તથા તેની બે સખીઓ સિવાય અન્ય કોઇ તેની નજરે ન પડયું. તે યુવકને આવેલો જોઇ રાજનંદિની તથા મહિલાને ઘણું આશ્ચર્ય લાગ્યું તથા તેઓ આવનાર યુવક તરફ આશ્ચર્યયુક્ત દૃષ્ટિથી જોઈ રહી; પણ ચાલાક કાન્તાનાં ચપળ ચક્ષુઓ આગળ આ યુવાન ગુપ્ત રહી શક્યો નહિ. તરતજ તેણે નેત્ર સમસ્યાથી આવનાર યુવકનું સન્માન કર્યું.

યુવકે પણ નેત્રસંકેતથી જ યોગ્ય ઉત્તર આપી દીધો. રાજકુમારીએ આવનાર યુવકને બેસવાની આજ્ઞા આપી. આવનાર યુવક નીચે બેઠો ને એક વખત તેણે કાન્તા તરફ જોયું. આથી કાન્તાએ નીચું જોયું. તેમનાં બંનેનાં નેત્રના ચાળા મહિલા જોઇ રહી હતી. થોડી વારે રાજકુમારી બોલીઃ–"યુવક! આપ કોણ છો ને અત્યારે આપનું આગમન ક્યાંથી થાય છે?"

આ પ્રશ્ન સાંભળીને આવનાર યુવક હસ્યો ને બોલ્યો કેઃ–"હું સૂર્યપુરથી આવું છું. ગઇ કાલનો હું અત્રે આવ્યો છું; પણ આપને મળવાને આજે જ ભાગ્યશાળી થયો છું."

આ ઉત્તર સાંભળી કાન્તા હાસ્યપ્રફુલ્લ મુખે બોલી ઉઠી કે–"બ્હેન! આ તો તમારા શ્યામનો સંદેશો લઇને આવ્યા છે. તમે હમણાં જ ગાતાં હતાં ને કે 'સખી શ્યામને બોલાવ.' આ તમારા શ્યામનો સંદેશો લઇને આવ્યા છે. વાહ બ્હેન! પ્રેમની લગનીમાં નિકટના સ્નેહીને પણ ઓળખી ન શક્યાં કે?"

આ શબ્દો સાંભળી રાજકુમારી બોલીઃ–"અલી કાન્તા! હું કોને ઓળખી શકી નહિ કે જેથી તું આમ કહે છે?"

કાન્તા––ત્યારે ઓળખોને કે તમારી નજીક બેસનાર આ યુવક કોણ છે?

પ્રિયનંદા––તે તો કોઈ દિવસ જોયા સિવાય ક્યાંથી ઓળખાય?

કાન્તા––શું તમે આ યુવકને કોઇ દિવસે નથી જોયા?

પ્રિયનંદા––ના.

કાન્તા––વાહરે મ્હારાં શાણાં બ્હેન! આ યુવકના મુખનું બરાબર અવલોકન કરી કહો કે, તે કોણ છે?

પ્રિયનંદા––હું તો ઓળખી શકતી નથી.

આ શબ્દો સાંભળી આવનાર યુવક બોલ્યોઃ-" પ્રિયનંદા બ્હેન ! મ્હને ન ઓળખી શક્યાં ? "

પ્રિયનંદા--અવાજ જો કે પરિચિત લાગે છે; પણ હું ઓળખી શકતી નથી.

આ સાંભળી યુવકે માથે બાંધેલા ફાળીઆને દૂર ફેંકી દીધું એટલે યુવકનું મુખ ખુલ્લુ થઈ ગયું. આ જોતાં જ પ્રિયનંદા બોલી ઉઠી કે-" ભાઇ ! તમે આજે મ્હને બરાબર થાપ આપી છે. "

મહિલા બોલીઃ-" ઓહો આ તો કુમાર વીરસિંહ નીકળ્યા ! વાહ કાન્તા ! ત્હારી સુતીક્ષ્ણ અવલોકન બુદ્ધિને ધન્ય છે. પ્રિયનંદા બ્હેન ! જુઓ, કાન્તાએ તેના પ્રિયતમને જોતાંની સાથેજ કેવા ઓળખી કાઢયા ! વીરસિંહજી આવ્યા હતા તેજ વખતે કાન્તાએ સંકેતથી તેમનું સન્માન કર્યું હતું. "

આ સાંભળી કાન્તા શરમાઇ ગઇ તથા પ્રિયનંદા હાસ્ય કરતાં બોલી કેઃ-" કેમ કાન્તા ! આજ ત્હારા પ્રેમી કે ? અત્યાર સુધી તો ત્હેં વાત ગુપ્ત રાખી હતી પણ આજે ત્હારી ચોરી પકડાઈ ગઇ છે !"

આ વાત સાંભળી કાન્તા સહજ શરમાણી પણ પાછી બોલી કેઃ-" હવે મ્હારી વાત જવા દો ને તમારા મનમોહનની ખબર પૂછો."

પ્રિયનંદા વીરસિંહ તરફ જોઇને બોલીઃ-" ભાઇ ! તમે સૂર્યપુરથી આવો છો ? "

" હા બ્હેન ! પણ મ્હને રાજકુમાર મળ્યા નથી. તેઓ તથા તેમના મિત્ર ચોથ ઉઘરાવવા ગયેલા હતા એટલે મ્હારો તેમની સાથે મેળાપ થયો નથી. "

પ્રિયનંદા—ભાઇ ! બીજા શા સમાચાર છે ?

વીરસિંહ—બ્હેન બીજું તો સર્વ સંત્યાનાશ છે.

પ્રિયનંદા--એટલે શું?

વીરસિંહ--બહુજ માઠા સમાચાર છે.

પ્રિયનંદા--ભાઈ! તમે મ્હને ભ્રમમાં નહિ નાખતાં જે હોય તે કહી દ્યો.

"બ્હેન! શું કાન્તાએ તમને નથી કહ્યું?"

"ના, કાન્તાએ મ્હને કાંઈ પણ કહ્યું નથી."

આ ઉત્તર સાંભળી કાન્તા બોલી:-"હું કહેત; પણ મ્હેં વિચાર્યું કે, એ વાત બ્હેનને કહેવાથી કદાચ તેઓ દુ:ખી થશે એટલે જ મ્હેં તેમને એ વાત નથી કરી."

"બ્હેન! હાલમાં તમે નજરકેદ છો." વીરસિંહે સ્પષ્ટ વાત જણાવતાં કહ્યું.

પ્રિયનંદા—મ્હને નજરકેદ કરવાનું કાંઇ કારણ?

વીરસિંહ—દુષ્ટ સેનાધિપતિની કુટિલતા.

પ્રિયનંદા—સેનાધિપતિનો આ વિષય સાથે શો સંબંધ છે?

"એ વાત પણ તમે નથી જાણતાં કે?"

"ના ભાઇ! મ્હને તો કાંઇ ખબર નથી."

"દુષ્ટ સેનાધિપતિના અંતરમાં રાજ્ય પચાવી પાડવાની રાક્ષસી મહત્વાકાંક્ષા ઉત્પન્ન થઇ છે. મ્હારા પિતાશ્રીનો ઘાત પણ એ દુષ્ટે જ કરેલો છે. મર્હુમ સેનાધિપતિ સત્યસિંહનો પણ ઘાત તેણે જ કરાવેલો છે. દેવી સરોજિનીનો પણ કેટલાક માસથી બિલ્કુલ પત્તો નથી. એ સુશીલ અબળા પણ તેનો જ ભોગ થઇ હોય એમ ભાસે છે. વળી કાલે રાત્રે જ તે દુષ્ટ તમારા પિતાનું ખૂન કરવા ગયો હતો; પણ પરમાત્માની કૃપાથી મહારાજા બચી ગયા છે. તે દુષ્ટ તમને હસ્તગત કરવા ધારે છે. તેણે મહારાજાને કેશરીસિંહની વિરૂદ્ધમાં ભંભેર્યા છે. આથી જ તમને નજરકેદ કરેલાં છે. અહીં આવવાની

કોઈને પણ રજા નથી તેથી મ્હારે અત્યારે આવા ગુપ્ત વેશમાં તમારી પાસે આવવાની ફરજ પડી છે."

પ્રિયનંદા—ભાઈ! શું તે વીરકેશરીની સામે થવાને સમર્થ છે? તે બળવાન્ વીર તેને રોળતાં વાર નહિ કરે. ભાઈ! તેમને હાલ જ આ સઘળા સમાચાર પહોંચાડવા જોઇએ.

"બ્હેન! મ્હેં આજે સ્હવારે જ એક સાંઢણી સ્વારને સૂર્ય-પુર તરફ રવાના કરી દીધો છે."

"શું પિતાશ્રીએ તેમની આ એકની એક પુત્રી ઉપર જુલ્મ ગુજાર્યો? હાય થઇ ચુકયું." આમ બોલતાં બોલતાંમાં પ્રિયનંદા બેશુદ્ધ બની ગઈ. વીરસિંહે આવશ્યકીય ઉપચારોથી તેને સાવધ કરી. શુદ્ધિમાં આવતાં જ રાજકુમારી ઘણું કલ્પાંત કરવા લાગી. આ વખતે તેની બન્ને સખીઓ તેને હિમ્મત આપવા લાગી. શોક વિલાપથી તેનું પ્રફુલ્લિત વદન નિસ્તેજ થઈ ગયું. નેત્રો લાલ-ચોળ બની ગયાં. તે અશ્રુજળથી ગાલને ભીંજવવા લાગી. થોડી વાર એવી રીતે વિલાપ કરીને તેણે પોતાના હૃદયને હલકું કર્યું ને પછી તે બોલી: "અહાહા! પિતા પણ એકદમ દુશ્મન થઇ બેઠા! ઓ મ્હારા વ્હાલા બંધુ! તમે મ્હને એક વખત મ્હારા વ્હાલા પ્રિયત-મનાં દર્શન કરાવો."

વીરસિંહ બોલ્યો:—"બ્હેન! તમે ચિંતા કરશો નહિ. આજે જ કેશરીસિંહ અહીં આવશે."

પ્રિયનંદા—પણ ભાઇ! પિતાશ્રીનો સખ્ત હુકમ છે કે કોઇ પણ મનુષ્ય અહીં આવી ન શકે. તમારે માટે પણ જ્યારે પ્રતિબંધ કરેલો છે ત્યારે પછી તેઓ કેવી રીતે અત્રે આવી શકશે?

વીરસિંહ—બ્હેન! તમારે મ્હેં અગાઉથી જ બંદોબસ્ત કરેલો છે; માટે તમારે કાંઈ પણ ચિન્તા કરવી નહિ.

આ પ્રમાણે વાતચિત ચાલતી હતી એવામાં બહાર ખખડાટ થતો સંભળાયો. વીરસિંહ ચમક્યો ને તપાસ કરી જોઇ તો દુષ્ટ સેનાધિપતિને તેણે ત્યાં આવેલો જોયો. સેનાધિપતિને જોતાં જ વીર-સિંહના ક્રોધનો પાર રહ્યો નહિ. તે દાંતથી ઓષ્ઠ પીસવા લાગ્યો. ક્રોધાતિશયથી તેનું સર્વાંગ કંપવા લાગ્યું; પણ તેણે વિચાર્યું કે આ વખતે ક્રોધ કરવો વૃથા છે. આમ વિચારી તે સ્વગત બોલી ઉઠયોઃ "દુષ્ટ લોકો પોતાનો દુષ્ટ સ્વાર્થ સાધવામાં કેટલી બધી દુષ્ટતા વાપરે છે ? પણ દુષ્ટો જાણતા નથી કે છેવટે ધર્મનો જ વિજય થાય છે. પણ તે દુષ્ટો ક્યાંથી જાણે? તેમનાં નેત્રો સ્વાર્થરૂપી પડળથી અંધ બનેલાં છે. જ્યારે તેમનાં પાપનો કુંભ ફાટશે ને જ્યારે કરેલાં કુકર્મોનું ભયંકર પ્રાયશ્ચિત્ત તેમની દૃષ્ટિ સમક્ષ ઉપસ્થિત થશે ત્યારે જ તે દુષ્ટોને પોતાનાં કરેલાં કર્મ યાદ આવશે. ઓ દુષ્ટ સેનાધિપતિ ! જ્યારે ત્હારાં કુકર્મોનો કુંભ ભરાશે ત્યારે ત્હારૂં મૃત્યુ આ પ્રભુના બાળકથી જ થશે."

આવા વિચાર કરવામાં તે એવો તો લીન થયો કે પોતે ક્યાં ઉભો છે તેનું પણ તેને ભાન રહ્યું નહિ. છેવટે પ્રિયનંદા ઉભી થઇ ને તેની પાસે આવી બોલી કેઃ–"ભાઇ! આ બધી શાની ગરબડ છે? તમે આમ લાકડાના પુતળાની માફક સ્થિર કેમ થઇ ગયા છો ?"

આ પ્રશ્નો સાંભળી વીરસિંહ ચમકયો ત્યારે જ તેને તેના દેહનું ભાન આવ્યું ને તે રાજકુમારીના મુખમંડળ તરફ જોઇને બોલ્યોઃ– "બ્હેન ! જુઓ, આ દુષ્ટ સેનાધિપતિ તેના સૈનિકોને સમજણ આપે છે કે કોઇ પણ આ મહેલમાં પ્રવેશ કરી શકે નહિ."

આ વાત સાંભળતાં જ પ્રિયનંદા બેભાન બની નીચે ઢળી પડી. તરત જ કાન્તા તથા મહિલા ત્યાં દોડી આવી. વીરસિંહે કહ્યુંઃ–

"કાન્તા ! જા ગુલાબજળ લઇ આવ." કાન્તા ઘણી ઝડપથી ગુલાબજળ લઇ આવી. વીરસિંહ પ્રિયનંદાના મુખ ઉપર ગુલાબજળ છાંટવા લાગ્યો. અત્યંત પરિશ્રમને અંતે રાજકુમારી શુદ્ધિમાં આવી. તેને સંપૂર્ણ શુદ્ધિમાં આવેલી જોઇને વીરસિંહ બોલ્યોઃ–"બ્હેન ! હવે હું જઇશ."

પ્રિયનંદા—અરે ભાઇ ! શું તમે જશો ? મ્હને આવા દુઃખના દરિયામાં ડુબતી રાખીને તમે જશો ? હવે તમારી આ દીન બ્હેનની સંભાળ કોણ લેશે ? મ્હારી માતાને પણ અત્રે આવવાનો હુકમ નથી એટલે પછી મ્હારી સંભાળ લેનાર કોણ છે ? હાય મ્હારા પ્રિયતમ પણ નિર્દય થયા હોય તેમ લાગે છે. બંધુ વીરસિંહ ! મ્હને છોડીને તમે જશો નહિ. તમારા જવાથી મ્હારી કેવી સ્થિતિ થશે તે કાંઇ કહી શકાતું નથી.

વીરસિંહ—બ્હેન ધૈર્ય ધરો. આપણો મદદગાર શ્રી કિરતાર છે તેના ઉપર આસ્થા રાખો. તે સહાય કરશે. તમે જાણો છો કે છેવટે ધર્મનો જ જય છે. માટે તમે તમારો ધર્મ સાચવીને ઇશ્વરનું સ્મરણ કરો. તે દયાળુ તમને સહાય કરશે. હવે મ્હારાથી અત્રે રહી શકાશે નહિ. જો મહારાજાને એમ ખબર પડે કે હું અહીં છું તો પછી મ્હારે માથે આફત આવી પડયા સિવાય રહે નહિ.

પ્રિયનંદા—જેવી તમારી ઇચ્છા. ભાઇ ! મ્હારી કોઇ પણ બાબતની ફિકર કરતા નહિ. મ્હારા પિતાશ્રીને તો સેનાધિપતિએ ભરમાવ્યા છે એટલે તેમની બુદ્ધિ બહેર મારી ગઇ છે. તમે તેમનું રક્ષણ કરજો.

વીરસિંહ—પિતાશ્રીની તમે બિલ્કુલ ચિન્તા રાખશો નહિ. જ્યાં સુધી મહારાજાની બાજુમાં આ વીરસિંહ ઉભો છે ત્યાં સુધી મહારાજાના એક વાળને પણ કોઇ ઇજા કરી શકશે નહિ. લ્યો, હવે હું જાઉં છું.

પ્રિયનંદા---ઉભા રહો ભાઇ! કેશરીસિંહ ક્યારે આવશે તે જણાવતા જાઓ. ભાઈ! પિતાશ્રી ગમે તેમ કરશે પણ આ ક્ષત્રિય કુમારિકાએ એક વખત જેને પોતાનો પ્રેમ આપ્યો છે તે હવે બીજા કોઇને નહિ મળે. જો કદાચ વખત આવશે તો હું મ્હારી આ વ્હાલી કટારીથી મ્હારા પ્રાણનો સુદ્ધાં ત્યાગ કરીશ.

આમ બોલતાં તે બાળાએ કમરમાંથી એક કટારી બ્હાર ખેંચી કહાડી. આ વખતે તે બાળાનું મુખ વીરત્વથી ચળકવા લાગ્યું. આવું જોઇ વીરસિંહ બોલ્યોઃ-"બ્હેન ! ધીરજ ધરો. એવો વખત તો નહિ આવે ને વખતે એવો વખત દુર્દૈવે ઉપસ્થિત થાય તો પણ તમે સાહસ કરશો નહિ. પૂર્વકાળની સતી બાળાઓનું સ્મરણ કરી જુઓ. સતી દ્રૌપદીને કાંઇ ઓછું સંકટ નહોતું આવ્યું. તેમની પછવાડે દુષ્ટ કીચક પડ્યો હતો પણ તે બાળાએ હિમ્મત રાખી શ્રીકૃષ્ણપરમાત્માનું સ્મરણ કર્યું હતું. સતીના સહાયક શ્રી કૃષ્ણે વાંદરરૂપ ધરી તેમનો છુટકો કર્યો હતો. તથા ભીમસેનદ્વારા તેના કુટુંબનો વિનાશ કરાવ્યો હતો. માટે તમે શ્રી કૃષ્ણનું ભજન કરો. તે દયાળુ પરમાત્મા તે દુષ્ટોનો કેશરીસિંહના હાથે જ નાશ કરાવશે. પરમાત્મા નોંધારાનો આધાર છે. હવે હું જાઉં છું."

એમ બોલીને વીરસિંહ ત્યાંથી ઝપાટાબંધ આવેલા રસ્તે ચાલતો થયો. તેને જતો જોઇને પ્રિયનંદા એકદમ બેભાન બની ગઇ. તરત જ બંને સખીઓએ ગુલાબજળ છાંટી તેને સાવધ કરી. સાવધ થતાં જ તે બાળા રૂદન કરવા લાગી. અશ્રુજળથી તેનાં કપડાં ભીંજાવા લાગ્યાં. તેણે સ્વગત કહ્યુંઃ-" હા ! વીરસિંહ કેવો વફાદાર છે ? મ્હારે માટે તથા રાજ્યને માટે કેટલી બધી લાગણી છે ? જો બધા કર્મચારીઓ આવા હોત તો અત્યારે આવી દશા આવત નહિ." પછી

ઉચ્ચ સ્વરે બોલી:-" ઓ મ્હારી વ્હાલી સખીઓ ! મ્હારા પ્રિયતમ હવે મ્હને કેવી રીતે મળશે ?"

કાન્તા—બ્હેન ! ધીરજ ધરો. થોડી વારે તેઓ આવશે ને આપણને સુખી કરશે.

આમ છતાં કુમારી ધીરજ રાખી શકી નહિ. તે તો વિલાપ કરવા લાગી. રાજકુમારીના મનને બીજી દિશામાં વાળવા માટે મહિલા બોલી:-" ચાલો બ્હેન ! આપણે થોડી વાર ઉદ્યાનમાં ફરી આવીએ. ત્યાંની ખુલ્લી હવાથી આપની ચિંતા ઓછી થશે."

પ્રિયનંદા--બ્હેન ! હવે મ્હારામાં ચાલવાની બિલ્કુલ શક્તિ નથી છતાં તમારી ઇચ્છા છે તો ચાલો હું આવું છું.

આમ બોલતી રાજકુમારી ઉભી થઇ તથા બન્ને સખીઓસહ ઉદ્યાનમાં ગઇ. મહેલની આસપાસ અનેક સૈનિકો હાથમાં ખુલ્લી સમશેરો પકડીને ઉભેલા દીઠા. આ જોઇ પ્રિયનંદા એક શિલા ઉપર બેઠી ને વિચારમાં તલ્લીન થઇ ગઇ. તેની બન્ને સખીઓ આસપાસ ફરવા લાગી.

## પ્રકરણ ૯ મું

### બે પ્રવાસી.

જયેષ્ઠ માસના ખરા મધ્યાન્હકાળે ભાસ્કર ભગવાન્ પોતાનાં પ્રબળ કિરણોથી સમસ્ત પૃથ્વીને તપાવી રહ્યા હતા. સર્વ પક્ષીઓ વૃક્ષોનાં પલ્લવોનો આશ્રય કરીને વિશ્રામ લેતાં હતાં. જમીનમાંથી ગરમ વરાળ નીકળતી હતી. આવા પ્રબળ તાપમાં બે અશ્વારોહીઓ મંદ ગતિથી પોતાના અશ્વોને ચલાવતા હતા. બન્નેનાં સર્વાંગ

પસીનાથી તરબોળ થઇ ગયાં હતાં. ચતુર અશ્વો પણ પસીનાથી ભીંજાઈ ગયા હતા. બંને ઘોડેસ્વાર ઘઉંવર્ણા દેખાતા હતા. બંનેની ઉમર સરખી હોય તેમ ભાસતું હતું. તેમના બાંધા સુદૃઢ હતા. તેઓ શસ્ત્ર અસ્ત્રથી સજ્જ થયેલા હતા. તેમણે શરીર ઉપર કાળો પોષાક ધારણ કર્યો હતો અને મસ્તક ઉપર લીલા રંગનો રેશમી સાફો બાંધેલો હતો. તેમનો પોષાક જો કે સાધારણ હતો .પણ મુખાકૃતિ ઉપરથી એવું અનુમાન થતું હતું કે તેઓ કોઇ રાજવંશી હોવા જોઈએ. બંનેનાં લલાટ ભવ્ય હતાં. નેત્રો તેજસ્વી હતાં. છાતી તથા હાથ વિશાળ હતા. મુછનો દોરો હજી ફુટતો હતો. બંનેના મુખ ઉપર વીરત્વ પ્રકાશી નીકળ્યું હતું. કમરપટ્ટા સાથે લાંબી સમશેરો લટકતી હતી. તથા કમરપટ્ટામાં એકેક પીસ્તોલ પણ દેખાતી હતી. માથા ઉપરના કેટલાક કેશ ફેંટામાંથી બ્હાર નીકળી છુટી હવામાં આમતેમ ઉડતા હતા. બન્ને જણાએ એક હસ્તમાં ઘોડાની લગામ પકડેલી હતી અને ખભા ઉપર ધનુષ્ય તથા ભાલો ભરાવેલો હતો. અશ્વો પણ પ્રવાસના શ્રમથી શ્રમિત થયા હતા. આવા પ્રબળ તાપને પણ નહિ ગણકારતાં બન્ને સ્વારો અશ્વોને મંદગતિથી ચલાવતા હતા. આ ઉપરથી એવું અનુમાન થતું હતું કે તેમણે અશ્વોને પહેલાં પુરપાટ દોડાવેલા હોવા જોઇએ. હવે તેઓ વાતચિત કરતા કરતા પોતાના અશ્વો ધીમે ધીમે ચલાવતા હતા.

પ્રિય પાઠકો! ચાલો આપણે પણ તેમની વાર્તામાં ભાગ લઈ જાણીએ કે તેઓ શી વાત કરે છે? એક અશ્વારોહી કે જેનું નામ દિનકરરાય હતું તે બોલ્યોઃ-"કુમાર! આપણે અવળે રસ્તે ચઢી ગયા છીએ નહિ તો આપણે ક્યારનાય ચાલીએ છીએ. તો પણ ભરપુર આવતું નથી!"

કુમાર બોલ્યોઃ-" હા મિત્ર! મ્હને પણ એમ જ લાગે છે. પણ આ રસ્તો ભદ્રપુર જાય છે તેની મ્હને ખબર છે માટે ચાલો આપણે આ રસ્તે જ જઈએ. આપણે હવે અલ્પ કાળમાં જ ભદ્રપુર પહોંચી જઈશું.

દિનકર—હા ભાઈ! આ રસ્તો ભદ્રપુર જાય છે ખરો પણ આગળ એક નર્મદા નદીનો ભયંકર ધોધ આવે છે એ ધોધ નજીક હિંસ્રક પ્રાણીઓ વિશેષ રહે છે.

કુમાર—આપણા જેવા ક્ષત્રિયોએ એવાં હિસ્રક પશુઓનો ભય રાખવો ઉચિત નથી.

દિનકર—ના કુમાર! ભય તો નથી. માટે ચાલો આપણે આ રસ્તે જ જઈએ ને કદાચ જો હિંસ્રક પશુઓ આવશે તો તે આ પીસ્તોલથી ઠાર થશે.

આમ કહી બન્ને જણે પીસ્તોલોમાં કારતુસો ગોઠવ્યાં તથા ધનુષ્યની પ્રત્યંચા ચઢાવી તૈયાર થઇ તેઓ આગળ ચાલવા લાગ્યા. પછી કુમાર બોલ્યો કેઃ-" ભાઇ! પ્રિયનંદાને મળવા જતાં ભય તો શું પણ કદાચ સાક્ષાત ઇંદ્રરાજા સાથે યુદ્ધ કરવું પડે તો પણ હું પ્રસન્નતાથી કરીશ. ભાઇ! પ્રિયનંદાને નજરકેદ કરી છે એ વાતની તેને ખબર પડશે એટલે તેના આત્માને કેટલું દુઃખ થશે?

દિનકર—ભાઇ વીરસિંહે તેને ખબર આપેલી હોવી જ જોઇએ.

કુમાર—વીરસિંહ ઘણો જ પવિત્ર હોઇ વફાદાર છે; તે સાથે જ તે ઘણો જ બળવાન્ છે. તે ધારે તો એક જ મુષ્ટિથી વનરાજને પણ જમીનદોસ્ત કરી શકે.

દિનકર—હા ભાઇ! તે ઘણો જ બળવાન્ છે. તે સાથે વળી ઘણો જ બુદ્ધિશાળી પણ છે.

કુમાર—ભાઇ! કદાચ ભદ્રકેતુ પ્રિયનંદાનું લગ્ન મ્હારી સાથે ન કરે તો પછી શું કરવું?

દિનકર—તેમ થશે તો પછી આપણે તેમની સાથે સમશેરો ખેંચીશું; પણ પ્રિયનંદાનો ત્યાગ તો નહિ જ કરીએ.

કુમાર—તેમ કરવાનું શું કારણ? તેમાં કાંઇ મહારાજાનો દોષ નથી. દુષ્ટ સેનાધિપતિએ તેમને ઉશ્કેર્યા છે તેથી જ તેઓ આપણી ઉપર ક્રોધે ભરાયા છે; તેથી પહેલાં સેનાધિપતિને શમનસદનમાં મોકલવાની આવશ્યકતા છે.

દિનકર—પિતાશ્રીની જેવી આજ્ઞા થશે તેવી રીતે જ આપણે વર્તીશું; પણ પ્રિયનંદાને તો આપણે મેળવીશું. શું સિંહનો શિકાર કોઇ અન્ય પ્રાણી મેળવવાને ભાગ્યશાળી થશે? ના નાં, તેમ કદાપિ નહિ બને.

કુમાર—ને જો થશે તો છેવટે મ્હારી આ વ્હાલી સમશેરનો તે શિકાર થશે. ઓ દુષ્ટ સેનાધિપતિ! હવે જોયા કર કે સુતેલા સિંહને થપ્પડ મારી જાગ્રત કરવાથી શો સાર નીકળે છે?!

દિનકર—ભાઇ! તમે પિતાશ્રીને આ વાત જણાવી હોત તો ઠીક થાત; કારણ કે આપણે હજી બાળક છીએ એટલે પાછળથી પસ્તાવું ન પડે.

કુમાર—કદાચ આપણે આ વાત પિતાશ્રીને જણાવી હોત તો તેઓ એકદમ ઉત્તેજિત બની જઈ સૈન્ય લઇ ચઢાઇ કરત તો પછી વ્હાલી પ્રિયનંદાની કેવી સ્થિતિ થાત?

દિનકર—એ વાત ખરી છે. તમે જે પગલું ભર્યું છે તે યોગ્ય જ છે. ભાઇ! જો તમે મ્હને આજ્ઞા આપી હોત તો હું દુષ્ટ સેનાધિપતિને ઠાર કરી પ્રિયનંદાને અત્રે ઉપાડી લાવત.

કુમાર—ના ભાઇ! તેમ કરતાં પહેલાં પ્રિયનંદાની સલાહ લેવાની જરૂર છે. પછીથી તે જેમ કહેશે તેમ કરીશું. ભાઇ મહિલાએ પણ તનેજ પ્યાર સોંપ્યો હોય તેમ જણાય છે?

દિનકર—હા ખરું છે. એ સુંદરીએ મ્હારા પ્રણય પ્રસ્તાવનો સ્વીકાર કર્યો છે.

કુમાર—તે પણ એક બાહોશ બાળા છે ને વળી મર્હુમ સેનાધિપતિ સત્યસિંહની કન્યા છે.

દિનકર—શું તે મર્હુમ સેનાધિપતિની પુત્રી છે?

કુમાર—હા ભાઇ.

દિનકર—એ વાત તમે કેવી રીતે જાણી?

કુમાર—પ્રિયનંદાએ મ્હને વાત કરી હતી. મહિલા તથા કાન્તા બન્ને બ્હેનો હોઇ કાન્તાથી મહિલા મ્હોટી છે.

દિનકર—ત્યારે તો તે પણ ઉચ્ચ કુળની છે એટલે તેમાં પિતાશ્રી હરકત નહિ કરે.

કુમાર—ના, તે વાત મ્હેં પિતાશ્રીને કરી હતી ને પિતાશ્રીએ પણ તેમાં સંમતિ આપી હતી. તેઓ માગું મોકલવાનો વિચાર કરે છે.

દિનકર—ત્યારે તો હું અત્યંત ખુશી થાઉં છું; પણ ભાઇ! તે બંને બ્હેનોમાં વિશેષ ચતુર તો કાન્તા જ છે. તેની બુદ્ધિ અત્યંત વિલક્ષણ છે. રાજકુમારી કરતાં પણ રૂપસૌંદર્યમાં તે વધે તેમ છે.

કુમાર—ભાઇ! તેની વાત કરવી ઉચિત નથી. પરસ્ત્રીની વાત કરવાની આપણને શી જરૂર છે?

દિનકર—પણ ભાઇ! તે હજી કુંવારી છે.

કુમાર—તેથી શું થઇ ગયું? તેને આપણે બ્હેન સમાન ગણવી જોઇએ.

દિનકર—ભાઇ ! એ તો હું સહજ તેનાં વખાણ કરું છું.

આ પ્રમાણે વાતચિત કરતા તેઓ નર્મદાની ભયંકર નાળ નજીક પહોંચ્યા. બન્ને યુવકોએ ત્યાં પ્રવેશ કર્યો ને પોતાનાં ચપળ ચક્ષુઓ ચારે તરફ ફેરવતા અશ્વોને દોડાવવા લાગ્યા. અશ્વોની ખરીઓના અવાજથી એક ગુફામાં સૂતેલો વિકાળ વાઘ જાગી ઉઠયો ને તેણે એક ભયંકર ગર્જના કરી. એ ગર્જનાથી અશ્વો ચમક્યા ને ચારે પગે ઉછળવા લાગ્યા. બન્ને યુવકો અશ્વોને કાબુમાં રાખવા લાગ્યા. ઘણી મહેનતે તેઓ તેમને કાબુમાં રાખી શકયા એવામાં જ એક ભયંકર વાઘ તથા વાઘણ બ્હાર નીકળ્યાં. એ જોઇ દિનકર સાવધ થયો ને પીસ્તોલ પકડી નેમ તાકી ઘોડો પાડયો. ઘોડો પડતાંની સાથે જ ભયંકર અવાજ થયો ને તત્કાળ એક ગોળી સનનન કરતી વાઘની બાજુમાં થઇને ચાલી ગઇ. પ્રધાન પુત્ર નેમ ચુકયો ને વાઘ તથા વાઘેણ વિશેષ ઉશ્કેરાયાં. પુનઃ ભયંકર ગર્જના કરી તે હિંસ્રક પશુઓ ચારે પગે ઉછળ્યાં. આ જોઇ કુમાર તથા દિનકર સાવધ થયા. વાઘ કુમાર ઉપર ઉછળ્યો તથા વાઘણ દિનકર ઉપર તૂટી પડી. કુમારે વાઘને નજીક આવવા દેઇ ધનુષ્ય કર્ણ સૂધી ખેંચી બાણનું અનુસંધાન કરી જોરથી બાણ ફેંકયું.

બાણ વાઘની કમરમાં વાગ્યું ને વાઘ વચમાંજ તૂટી પડયો; પણ પાછો ઉભો થઇ ગર્જના કરી કુમાર ઉપર વિશેષ રોષથી ઉછળ્યો. કુમારે તરતજ બીજું બાણ માર્યું. તે બાણ વાઘનું તાળવું તોડીને આરપાર નીકળી ગયું. વાઘ એક કારમી ચીસ પાડી યમશરણ થઇ ગયો. પેલી તરફ દિનકરે પણ વાઘણને નજીક આવવા દઇ પોતાની સમશેરથી એકજ ઘાએ તેનાં દેહને વચમાંથી ચીરી નાંખ્યો.

આ પ્રમાણે બન્ને બહાદુર ક્ષત્રિયનંદનો હિંસ્રક પશુઓનો

વિનાશ કરી આગળ ચાલવા લાગ્યા. ચાલતાં ચાલતાં દિનકર બોલ્યોઃ- " કુમાર ! આપણે હવે અત્યંત સાવધ રહેવાની જરૂર છે; કારણ કે અત્રે હિંસ્રક પશુઓનો વિશેષ સંખ્યામાં વાસ છે. આ નહેર બે ગાઉ લાંબી છે. તેનું મુખ છેક નર્મદાના પ્રવાહ સૂધી છે. ત્યાંથી ભદ્રપુર ત્રણ ગાઉને અંતરે આવેલું છે. હિંસ્રક પશુઓના મુખમાંથી આ પ્રથમ પ્રસંગે તો પરમાત્માએ આપણને બચાવ્યા છે. "

કુમાર—ભાઇ ! એક વખત પ્રિયનંદાને મળાય એટલે બસ. અત્યારે મ્હારા મનમાં હિંસ્રક પશુઓના આક્રમણનો લેશ માત્ર પણ ભય નથી.

દિનકર—જેવી રીતે તમે પ્રિયનંદાનું પ્રત્યેક ક્ષણે સ્મરણ અને મનન કર્યા કરો છો તેવીજ રીતે તે પ્રેમમયી પણ બાળા તમારા જ નામની માળા ફેરવ્યા કરે છે. અહા ! કેવો તેનો નિષ્કામ પ્રેમ છે !

આ પ્રમાણે વાત કરતા તેઓ નર્મદા નદીના પ્રવાહ નજીક જઇ પહોંચ્યા. પાઠકો ! તેમની ઉપરોક્ત વાતચિત ઉપરથી તમે સમજી શક્યા હશો કે તેઓ કોણ છે; છતાં અત્રે અમે તેમનો પુનઃ પરિચય કરાવીએ છીએ. એ બન્ને વીર યુવકોમાંનો એક સૂર્યપુરનો પાટવી કુમાર કિંવા પ્રિયનંદાનો પ્રેમિક કેશરીસિંહ તથા બીજો તેનો પ્રિય મિત્ર દિનકરરાય હતો. વીરસિંહના મોકલેલા સાંઢણી સ્વારે કેશરી-સિંહને સઘળી ખબર આપી હતી. ખબર જાણવામાં આવતાં તેના ક્રોધનો પાર રહ્યો નહિ. તે વખતે તેનો પ્રિય મિત્ર દિનકરરાય હાજર હતો તે પણ ક્રોધથી કંપતા સ્વરે બોલ્યો કેઃ-" બંધુ ! મ્હને રજા આપો તો હું તે દુષ્ટને તેનાં કર્મની શિક્ષા કરી આવું તથા આપની પ્રાણેશ્વરી પ્રિયનંદાને અહીં લઇ આવું ? "

પણ કુમારે સમયસૂચકતા વાપરીને દિનકરને ઠંડો પાડયો

ને પહેલાં પ્રિયનંદાને મળવાનું ઉચિત ધાર્યું. આથી બંને મિત્રો રાજકુમારીને મળવા નીકળ્યા ને વાતચિતમાં તેઓ માર્ગ ભૂલી અહીં આવી પહોંચ્યા. અત્રે આવ્યા પછી ઘોડાઓને પાણી પાઇ તેમણે પોતે પણ નિર્મળ જળ પી લીધું. પછી દિનકર બોલ્યોઃ-" કુમાર! અત્રે અલ્પકાળ પર્યંત આપણે વિશ્રાંતિ લેવાની જરૂર છે; કારણ કે આપણા ઘોડાઓ ઘણા જ શ્રમિત થઈ ગયા છે."

કુમારે પણ અનુમતિ દર્શાવી. તરત જ અશ્વોને છૂટા મુકી દીધા ને બન્ને મિત્રે શૌચ કર્મ દંતધાવન વગેરે નિત્યકર્મ કરી લીધું. દિનકર આજૂ બાજૂમાંથી ફળ વીણી લાવ્યો તથા કુમાર માટે ઘોડાનો ઘાસીઓ પાથર્યો. કુમાર બેઠો ને બંને જણાએ ફળાહારથી ક્ષુધાને શાન્ત કરી તથા નર્મદાનું નિર્મળ જળ પી લીધું. પછી વિશ્રાંતિ લેવા બંને યુવકો ઘાસીઆ ઉપર આડા થયા. પ્રવાસના પરિશ્રમથી અલ્પ કાળમાં જ ઉભય નિદ્રાધીન થઇ ગયા. લગભગ એક કલાક સૂધી નિદ્રા લીધી ને પછી બંને જણ જાગ્રત થઇ જુપ ઘોડા તૈયાર થયા. દિનકરે તત્કાળ સંજ્ઞાદર્શક સીસોટી વગાડી એટલે દૂર ચરતા બંને સુચતુર વફાદાર અશ્વો હાજર થયા. તરત જ દિનકરે ઘોડાઓને સજ્જ કર્યા ને બન્નેએ અશ્વો ઉપર સ્વારી કરી. લગામ ખેંચી તેમણે અશ્વોને ભદ્રપુર તરફ પુરપાટ દોડાવી મૂક્યા. ચાલતાં ચાલતાં દિનકર બોલ્યોઃ-" કુમાર! આપણે હવે નજીક આવી પહોંચ્યા છીએ. તેથી નગરમાં કેવી રીતે પ્રવેશ કરવો તેનો પ્રથમ વિચાર કરવાની જરૂર છે. કારણ કે વીરસિંહના દૂતે કહ્યું છે કે પ્રિયનંદાને એકાન્ત મહેલમાં રાખેલી છે. આપણે એ સ્થળે કેવી રીતે જઇશું ?"

કુમાર—ભાઈ! પહેલાં આપણે વીરસિંહને મળીશું કેમ કે વીર-

સિંહ આપણી વાટ જોતા બગીચા બ્હાર બેસશે એવું દૂતે કહ્યું છે.

દિનકરરાય—એ ખરું છે; પણ આપણે નગરમાં પ્રવેશ કરીશું તે વખતે સૌ આપણને ઓળખશે ને ભદ્રકેતુને આપણા આગમનની ખબર થશે તો નવા જુની થયા સિવાય રહેશે નહિ.

કુમારઃ—તેમાં તું ડરે છે શામાટે ? આપણે એવો તો વેશ બદલીશું કે આપણને કોઇ ઓળખી શકશે નહિ.

દિનકરરાયઃ—પછી આપને દેવી પ્રિયનંદા કેવી રીતે ઓળખશે ?

કુમાર—ભાઇ ! મ્હેં પ્રિયનંદા તથા વીરસિંહને એક એવો સંકેત દર્શાવ્યો છે કે જેથી તેઓ બન્ને આપણને જોતાંની સાથે જ ઓળખશે

આમ કહી કુમારે તરત જ પોતાના પોષાકમાં ફેરફાર કરી નાખ્યો. દિનકરરાયે પણ પોષાક બદલી નાખ્યો. તેઓ વેશાંતર કરવામાં એટલા બધા નિપુણ હતા કે તેમની નિકટમાં રહેનારા પણ તેમને ઓળખી શકતા નહિ.

વેશ પરિવર્ત્તન કરી તેઓ આગળ ચાલવા લાગ્યા; એવામાં નગર દૃષ્ટિગોચર થયું ને જોતજોતાંમાં તેમણે નગરમાં પ્રવેશ કર્યો. તેમનો ચહેરો જોઇ સર્વે લોકો વિચારમાં પડયા કે આ લોકો કોણ હશે ? આ પ્રમાણે સર્વને આશ્ચર્ય પમાડતા તેઓ બગીચાની નજીક ગયા. તેમની નજર બગીચામાં પડતાં જ તેમના ક્રોધનો પાર રહ્યો નહિ. કુમારે એકાએક સમશેર મ્યાનમાંથી ખેંચી કાઢી તથા દિનકરરાયે પીસ્તોલ હાથમાં લીધી. ચાલો વાંચકો ! તેઓ કેમ ક્રોધાયમાન થયા તે આપણે જોઇએ.

## પ્રકરણ ૧૦ મું

### દુષ્ટની દુષ્ટતા

રાજકુમારી પ્રિયનંદા એક પાષાણશિલાપર બેસીને વિચારમાં લીન થઈ ગઇ હતી. તેના વિચારો કેવળ કેશરીસિંહ સંબંધી હતા. તે સ્વગત બોલી ઉઠી કેઃ-" અહા! પિતાજીએ મ્હને દુઃખી કરવામાં બિલ્કુલ કમીના રાખી નથી. અરેરે કેશરીસિંહ! હાલ તમે ક્યાં હશો? આવો-આવો, એક વખત આવી આ દુષ્ટ દુશ્મનોને દબાવી નાખો. અરે! પણ તેઓ કેવી રીતે અત્રે આવી શકે? અત્રે અનેક સૈનિકો ગોઠવાએલા છે. આ દુષ્ટ રાક્ષસોના સમુહને ભેદીને એક મનુષ્ય કેવી રીતે આવી શકે? ના ના, મ્હારા કેશરી શું એક સામાન્ય મનુષ્ય છે? તેઓ આ સઘળા દુષ્ટોના સમુહને રોળવા શક્તિવાન્ છે. અરે પ્રિયતમ!! હું તમારા સિવાય ઝુરું છું. પાણી વિના જેમ માછલી તરફડે તેમ તરફડું છું; માટે આવો આવો, એક વખત આવી મ્હારા બળતા હૃદયને તમારા દીદારનાં દર્શન કરાવી શાન્ત કરો. જ્યારે તમારા વિચારો આવે છે ત્યારે મ્હને બીજું કાંઇ સૂઝતું નથી. મ્હારાં નયનોના તારા! તમે એક વખત આવી જાઓ. જો આજે હું તમારાં દર્શન કરવાને ભાગ્યશાળી નહિ થાઉં તો નક્કી આ દેહનો ત્યાગ કરીશ. ઓ માતા! તું પણ આ ત્હારી એકની એક પુત્રીને સહાયતા કરવા ન આવી! પણ તું આવે કેવી રીતે? તેમાં ત્હારો શો દોષ? અહા! દુષ્ટ ધૈર્યસિંહ! તને કુબુદ્ધિ ક્યાંથી સૂઝી? ત્હારાં નેત્રોમાં મ્હને જોઇને વિકાર ઉત્પન્ન થાય છે તો પછી ત્હારાં નેત્રોજ કેમ ફુટી ન ગયાં?

"શું કાગડો હંસિણીને મેળવી શકે છે? ત્હારા મ્હને મેળવવાના

વિચારો આકાશ કુસુમ જેવા છે; માટે હું તને સ્પષ્ટતાથી કહું છું કે તું ત્હારા દુષ્ટ વિચારો ફેરવ. અરે પણ હું કોને કહું છું? તે નિર્દય રાક્ષસને? શું નિર્દયને દયા હોય છે? ના, પાષાણપર જળ રેડવાથી જેવી રીતે તે ઘસાતો નથી તેવી જ રીતે નિર્દયને ગમે તેટલી યાચનાઓ કરવામાં આવે તો પણ તે સદય થતો નથી. માટે તે વિચાર નકામા છે. હવે તો જે સંકટ પડે તે હિમ્મત રાખીને સહન કર્યા સિવાય બીજો ઉપાય નથી."

આમ વિચાર કરી રાજકુમારીએ આસપાસ જોયું તો તેણે પોતાની પ્રિય સખીઓને જોઇ નહિ. લાંબી નજર કરતાં પોતાની સખીઓને પુષ્પ વીણતી જોઇ તે શાન્ત થઇ. વળી પાછી વિચાર સાગરમાં ડૂબવા લાગી. એવી વિચારમગ્ન સ્થિતિમાં બાહ્ય સૃષ્ટિનું તેને બિલ્કુલ ભાન રહ્યું નહિ. એક દિવસમાં તો તેની મુખમુદ્રા નિસ્તેજ થઇ ગઇ હતી; ગુલાબ સમાન ખીલેલા ગાલ કરમાઇ ગયા હતા ને વિરહની ચિન્તાથી તેને જ્વર લાગુ પડયો હતો. તે ક્ષણે ક્ષણે નિશ્વાસ મૂકવા લાગી. ઘડીમાં તે સેનાધિપતિને ગાળો દેતી હતી તો ઘડીમાં વીરસિંહને ધન્યવાદ આપતી હતી ને ઘડીમાં પોતાના પ્રેમીનું સ્મરણ કરતી હતી. એવામાં તેની બંને સખીઓ પાસે આવીને બોલીઃ "બ્હેન! હવે આપણે ચાલીશું?"

પ્રિયનંદા બોલીઃ-"બ્હેનો! તમે જાઓ. હું થોડી વાર પછીથી આવું છું."

"જેવી તમારી ઇચ્છા." એમ કહી બંને સખીઓ કામ હોવાથી મહેલમાં ચાલી ગઇ. તેમના ગયાને થોડી વાર થઇ હશે એટલામાં સેનાધિપતિ પોતાના બે દુષ્ટ અનુચરો તથા વીસ સૈનિકો સાથે ત્યાં ઉપસ્થિત થયો; પણ પ્રિયનંદાને પ્રથમ તેના આગમનની

ખબર પડી નહિ. સેનાધિપતિ આગળ આવી ચંચળ દૃષ્ટિથી પ્રિયનંદા તરફ જોઇ બોલ્યો–" પ્રિયનંદા! તમે અહીં જ છો કે શું ?"

આ પ્રશ્ન સાંભળી ચમકીને પ્રિયનંદાએ પાછું જોયું તો દુષ્ટ સેનાધિપતિ તેની નજરે પડ્યો. તેને જોઇ વીરબાળા ક્રોધથી કંપવા લાગી; પણ પોતાના ક્રોધને શાન્ત કરી ગંભીર મુખમુદ્રા રાખી તે બોલી:–" કોણ ધૈર્યસિંહજી ! તમે છો કે ?"

ધૈર્યસિંહ:—હા, શરીરે સુખી છોને ?

પ્રિયનંદા—હા, શરીરે તો સુખી છું પણ અત્યારે તમારૂં અત્રે ક્યાંથી આગમન થયું છે ?

સેનાધિપતિ—મહારાજે મ્હને તમારા સમાચાર લેવા મોકલ્યો છે.

પ્રિયનંદા—હા, ખરું છે. મહારાજા તમને ખબર લેવાને ન મોકલે તો બીજા કોને મોકલે ?

સેનાધિપતિ—પ્રિયનંદા! તમે આજે આમ કેમ બોલો છો ? શું મહારાજા મ્હારી માર્ફત તમારી ખબર ન પૂછાવે ?

પ્રિયનંદા—વાહ ! પૂછાવે, ના કેમ પૂછાવે ? તેમને તો મ્હારે માટે ઘણું જ લાગી આવે છે !

સેનાધિપતિ—કેમ લાગી ન આવે ? પુત્ર કહો તો એ તમે છો ને પુત્રી કહો તો એ તમે છો. મહારાજને તો તમે આંધળાંની એક આંખ બરાબર છો.

પ્રિયનંદા--હા ભાઈ! ત્યારે જ મહારાજાએ મ્હારા તરફ આટલું બધું હેત બતાવ્યું હશે !

સેનાધિપતિ--રાજકુમારિ! આજે તમે સરળ ભાવથી વાત કરતાં હો એમ લાગતું નથી.

પ્રિયનંદા--ખરું છે. જેવું પોતાનું અંતર હોય તેવું બીજાનું

જોઇ શકાય છે. મ્હારા મનોભાવની તમને ખબર નહિ પડી હોય તો, ભવિષ્યમાં પડશે.

સેનાધિપતિ--આજે તમે કંઇક મર્મમાં બોલતાં હો એમ જ મ્હને લાગે છે.

પ્રિયનંદા--સેનાધિપતિ! હું તમારી સઘળી દુષ્ટતા સમજી ગઇ છું. તમે મ્હને મેળવવા જે દુષ્ટતા વાપરી છે તે હું જાણું છું. તમારી કપટજાળમાં ફસાઇ પિતાશ્રીએ મ્હને ઓછી દુઃખી કરી છે કે?

સેનાધિપતિ--મહારાજે તમને દુઃખી કર્યા છે તે કેવી રીતે મનાય?

પ્રિયનંદા--મ્હારા પ્રિયતમથી મ્હને વિખુટી પાડી છે તે શું ઓછું દુઃખ કહેવાય? પાણીમાંથી માછલીને જૂદી કરતાં તેની કેવી સ્થિતિ થાય છે તેનો બરાબર વિચાર કરી જુઓ.

સેનાધિપતિ--તમારો પ્રેમીજન કોણ છે તે જણાવો તો ખરાં?

પ્રિયનંદા--તમે જાણો છો છતાં મ્હને શા માટે પુછો છો? મ્હારા તનમનના મોહન, મ્હારાં નયનોનું તેજ, હૃદયનું લોહી, દેહનું જીવન અને જીવનનું સર્વસ્વર સુયપુરના યુવરાજ વીર કેશરીસિંહ છે.

> દિલ આપ્યું એ દિલદારને મમ પ્રાણપ્યારા છે;
> હું થઇ ચુકી છું તેમની એ નાથ મ્હારા છે;
> આલોક કે પરલોકમાં મમ દેહના એ પ્રાણ છે,
> એ પ્રાણજીવનના ઉપર આ જીંદગી કુરબાન છે.

સેનાધિપતિ--શું કેશરીસિંહ તમારે લાયક છે? ના ના, તે ઘણો નાલાયક છે.

પ્રિયનંદા--ચુપ કરો. તેમનું અપમાન થાય એવા શબ્દો બોલતાં વિચાર કરો; નહિ તો પાછળથી પસ્તાવું પડશે.

સેનાધિપતિ--રાજકુમારિ! શું મ્હારે પસ્તાવું પડશે? ના ના,

મ્હારે નહિ પણ છેવટે તમારે જ પસ્તાવું પડશે. આજકાલ મ્હારા પાસા પોબાર છે; શત્રુઓ લાચાર છે.

પ્રિયનંદા--મ્હારે પસ્તાવાનું કારણ ?

સેનાધિપતિ--કારણ એજ કે છેવટે તમારે મ્હારી ઇચ્છાને આધીન થવું પડશે.

પ્રિયનંદા--તમે તો રાજ્ય લેવાની ઇચ્છા ધરાવો છો. તે સાથે મ્હારો શો સંબંધ છે ?

સેનાધિપતિ--રાજ્ય તો પછી લઇશ; તે પહેલાં તમારી આ સુંદર દેહલતાનો હું માલિક થઇશ.

આ સાંભળી વીર ક્ષત્રાણી ગર્જી ઉઠી કેઃ-"ચુપ કર, શયતાન! શું એક સિંહણને શીયાળવા જોડે જોડાયલી ત્હેં કદાપિ જોઈ છે? પાપાત્મા! આવું બોલતાં શરમાતો નથી ?"

સેનાધિપતિ--રાજકુમારિ! એટલામાં આટલાં બધાં તપી શા માટે જાઓ છો? શું હું તમારે લાયક નથી ?

પ્રિયનંદા--ચુપ કર. શું તું મ્હારે લાયક થવાની ઇચ્છા ધરાવે છે? મ્હારે લાયક તો સમસ્ત સૃષ્ટિમાં પરમાત્માએ એક જ પુરુષ નિર્માણ કરેલો છે.

સેનાધિપતિ--તે કયો પુરૂષ છે?

પ્રિયનંદા--વીર કેશરીસિંહ.

સેનાધિપતિ-શું કેશરીસિંહ ? તે નાલાયક આ સમશેરથી ઠાર થશે.

પ્રિયનંદા--તું એ કેશરીને ઠાર કરવાની હિમ્મત ધરાવે છે ? તે સિંહ તને ક્ષણ કાળમાં જ જહન્નમનો માર્ગ બતાવે તેમ છે.

સેનાધિપતિ--ચાલો, તે વાત જવા દો ને હું પૂછું તેનો ખરો ઉત્તર આપો.

પ્રિયનંદા--બોલ પાપી! તું શાનો ઉત્તર માગે છે?

સેનાધિપતિ--હું એટલું જ પૂછું છું કે તું મ્હારા પ્રેમનો સ્વીકાર કરીશ કે નહિ?

પ્રિયનંદા--અધમ! સિંહણ ભૂખે મરી જશે ઘાસ કદાપિ નહિ ચરે. સુવર્ણને ગમે એટલું તપાવવામાં આવશે તે પોતાનું શુદ્ધ સ્વરૂપ કદાપિ નહિ બદલે. તેવી જ રીતે સતી સ્ત્રી કાળાંતરે પણ પોતાનો સતીત્વ ધર્મ અને સત્યાગ્રહ ચુકી પરપુરુષને નહિ સેવે. મન વચનથી હું કેશરીસિંહને વરી ચુકી છું. વળી સતી સ્ત્રી આલોક કે પરલોકમાં કેવળ પોતાના પતિની જ કામના કરે છે. જો સાંભળ,

સતી સૌભાગ્યની દેવી, પતિપદ પ્રેમથી પુજે,
નિરંતર નાથને સેવી ગુણો નિજ નાથના ગુંજે.
પતિ માટે જીવન ધરતી, પતિ સાથે બળી મરતી;
પ્રબળ પ્રેમે રતિ ધરતી, ચરણ સ્પર્શે ધરા ધ્રુજે.
રહે છે દિવ્યતા જગમાં, કરે સંચાર ખગ જગમાં;
સતી વિણ શ્રેષ્ઠતા જગમાં, સતીની અન્ય ના બુજે.

સેનાધિપતિ--માનો માનો, મ્હારી મોહિની મેંના! એક વખત તમારા આ પ્રેમી પોપટને તમારા અધરામૃતનું પાન કરાવો.

અધરસ પાન કરવાને, પ્રિયા હું પાસ આવ્યો છું;
વદનકાન્તિ નિરખવાને, નયન ઉન્માદ લાવ્યો છું.
ભુજામાં ભેટવા માટે, પ્રિયા મ્હેં આશ ધારી છે.
અરેરે! ઇશ્કદર્દીના, જીગરમાં તો. કટારી છે.

પ્રિયનંદા—દૂર રહે. ઓ નરાધમ! આ સતીબાળાને સતાવી સાર નહિ કાઢે.

ધૈર્યસિંહઃ—જાનેજીગર! મનમોહિની માશુક! જ્યારથી ત્હારા

આ ગુલેગુલાબી ગાલ જોયા છે, જ્યારથી ત્હારું આ દેવદુર્લભ ભુવનમોહન સૌન્દર્ય જોયું છે ત્યારથી મ્હારું તનબદન ઇશ્કના અગ્નિથી બળી ખાકસાર થઈ જાય છે. દિલદાર ! ચંદ્રમાં કલંક છે, ગુલાબમાં કાંટા છે, સમુદ્રનું જળ ખારું છે તેવી જ રીતે તમારા આ રંભા, રતિ, ઉર્વશી, મેનકા વગેરેના રૂપસૌન્દર્યને ભૂલાવે એવા રૂપસૌન્દર્યમાં જે ક્રોધ તેમ જ દ્વેષનો ભાવ છે તેને કાઢી નાખો અને આ એક પ્રબળ સત્તાધારી વીરનરને તમારી યૌવનવાટિકાનો માળી બનાવો.

પ્રિયનંદાઃ—જે સમુદ્ર અભિમાનથી ઉછાળા મારે છે તે અનેક સરિતારૂપિણી સ્ત્રીઓનો સ્વામી છે. તેનું હૃદય ચંચળ છે, એ ઘણી નારીઓનો સ્વામી શુદ્ધ સ્નેહને ક્યાંથી પિછાની શકે ? એકપત્ની-વ્રતધારી રામની પ્રભુતાને ક્યાંથી પિછાની શકે ? એક વનરાજના પત્નીવ્રત સાથે તેની તુલના કરી શકાય તેમ નથી. સેનાધિપતિ ! તમે હવસના દાસ, વિલાસના ભોગી, પાપના સાક્ષાત અવતાર છો. તમારી આંખમાં કમળો થયેલો હોવાથી જ તમને મ્હારા હૃદયની કિમ્મત સમજાતી નથી.

જે આંખમાં કમળો થયો, પીળું બધું પેખાય છે;
પાપાત્માની દૃષ્ટિએ ના ધર્મ તો દેખાય છે.
ભોગી વિલાસી ભોગના, ના સ્નેહની કિમ્મત કરે,
વિષયી જનો ક્યાંથી કહો એ સ્નેહસિંધુને તરે ?

માટે હવે વિશેષ શબ્દો નહિ ઉચ્ચારતાં તમે તમારે રસ્તે ચાલ્યા જાઓ. તમારા દર્શન માત્રથી પણ મહાપાપનો સંચય થાય તેમ છે. તમારા જેવાની છાયા સુદ્ધાંનો સ્પર્શ પવિત્રજનો માટે ઉચિત નથી.

ધૈર્યસિંહઃ—શું હું પાપી છું ? નરાધમ છું ? છોકરી વિચાર કરીને બોલ, જો ઝાઝી જબાન ચલાવીશ તો પાંછળથી પસ્તાઇશ. તું જાણે છે કે,

ધરા ધ્રુજાવનારો હું, બધાને પલમાં પલટાવું;
પ્રપંચોની કરી બાજી, સદા જગમાંહી હું ફાવું;
કરીશ ઇન્કાર મ્હારા પ્યારનો તો તું દુઃખી થાશે,
કરેલી ભૂલ માટે તું પછીથી રોજ પસ્તાશે.

માટે હે મનમોહિની માશુક! મ્હારા જીગરની જ્યોતિ! તું એ કંગાલ કેશરીને ભુલી જા અને આ વીર શિરોમણિ સેનાધિપતિની જીવન-સહચરી બની જા.

આમ કહી સેનાધિપતિ પ્રિયનંદા તરફ આગળ ધસ્યો. સતી સાધ્વીએ શત્રુ પાસેથી દૂર ખસી જતાં કહ્યું:—"નરાધમ! દૂર થા. સતીનો સ્પર્શ અગ્નિ સળગાવશે અને તને બાળી ભસ્મીભૂત કરી નાખશે. નીમકહરામ! જે મહારાજશ્રીએ ભિક્ષુકમાંથી તને ભાયાત કર્યો, જે સરજનહારે કંગાલ હાલતમાંથી તને ઉચ્ચપદાધિકાર અર્પણ કર્યો એ સર્વના ગુણોને તું ન ભૂલી જા. સાંભળ, જીવન સત્ય છે, જગત્ સત્ય છે, પ્રભુ સત્ય છે, જીવ સત્ય છે; કેવળ આ દેહ અને મન એ માયાબંધનને અધીન થઈ ભ્રમમાં ભમનારાં રમકડાં છે. એ રમકડાંના ખેલથી તું ભૂલે છે, મોહમાં મલકાય છે, પાપાચરણ આચરી ત્હારી પાપી વૃત્તિઓને સંતોષવા ઇચ્છે છે; પણ એ બધું વૃથા છે; કારણ,

જીવન છે સ્વપ્નું ક્ષણિક પળમાં ઉડી એ જાય છે;
પુણ્ય ને બસ પાપનો સંગાથ સાથે થાય છે,
મોહમાં ભૂલી કહે ક્યમ પાપમાર્ગે જાય છે?
પાપીઓને તો સદા રૌરવ નરક દુઃખ થાય છે."

ધૈર્યસિંહઃ—એ બધાં પુણ્ય પાપનાં પૂછડાં પરમાત્માના ચેલા-ઓને આપી મૂક્યાં છે. ઓ છોકરિ! ત્હારી પાસે હું ધર્મકર્મનું શિક્ષણ મેળવવા આવ્યો નથી.

ખાવું પીવું ને ખેલવું એ જીંદગીનો ધર્મ છે;
વેદાંતીઓ ને શાસ્ત્રીઓનાં સર્વ જૂઠાં કર્મ છે.

પ્રિયનંદા--ઓ વિષયલંપટ હયવાન! તને ખબર નથી કે પરનારી ઉપર અત્યાચાર કરનારની પાયમાલી થાય છે? તું આ ક્ષણે જ અત્રેથી ચાલ્યો જા.

સેનાધિપાત--શું હું ચાલ્યો જાઉં? કદાપિ નહિ. હું ત્હારા અધરામૃતનું પાન કર્યા સિવાય અહીંથી જનાર નથી.

અત્યાર સૂધી ચુપ થઇ ઉભા રહેલા સેનાધિપતિના અનુચરોમાંથી આ વખતે કુટિલસિંહ બોલી ઉઠયોઃ-"પ્રિયનંદા! જલ્દી અમારા સરદાર બહાદુરનું ઘર શોભાવો, સમજ્યાં ને?" •

પ્રિયનંદા--ચુપ કર, ગુલામ! માલિકની સ્હામે અપશબ્દો ઉચ્ચારતાં શરમાતો નથી? પિતાશ્રીને કહીને જોજે કે, હું ત્હારા કેવા હવાલ કરાવું છું!

કુટિલસિંહ---વાહ! ધમકી તો ઠીક આપો છો! પણ પિતાશ્રીને કેવી રીતે કહેશો? અહીંથી બ્હાર જવાની તમને રજા નથી ને અત્યારે તમે અમારી આધીનતામાં છો.

પ્રિયનંદા--તે જોઇ લેવાશે. ચાલ દુષ્ટ! તું દૂર રહે ને મ્હને જવાનો માર્ગ આપ.

"રાજનંદિનિ! તમે હમણાં મ્હારા તાબામાં છો." સેનાધિપતિ બોલી ઉઠયો.

"શું હું ત્હારા તાબામાં છું? ઓ દુષ્ટ! મ્હને તાબે કરતાં ક્યાંક તું જમીનદોસ્ત ન થાય તે સંભાળજે."

ધૈર્યસિંહ--શું તું મ્હને મારવાની શક્તિ ધરાવે છે?

પ્રિયનંદા--હા, હું તને જમીનદોસ્ત કરીશ.

ધૈર્યસિંહ—આહા! શું એક બળવાન્ સેનાધિપતિનો નાશ કરવાની તું હિમ્મત ધરાવે છે! ચાલ, હું જોઉં છું કે તું શું કરે છે!

એમ બોલતાં સેનાધિપતિએ રાજકુમારીનો હસ્ત પકડયો. તેનો હાથ ઝાલતાં જ પ્રિયનંદાનાં રૂંવાટાં એકદમ ઉભાં થઇ ગયાં ને ક્રોધથી તેનું મુખ લાલચોળ થઇ ગયું. ક્રોધના આવેશમાં એક ઝાટક મારી સેનાધિપતિના હાથમાંથી પોતાનો હાથ છોડાવી તે દૂર ઉભી રહી ને કમરપટ્ટામાંથી કટાર બ્હાર ખેંચી કાઢી બોલી: "દુષ્ટાત્મા! અરે ઓ વ્યભિચારી કુત્તા! ચાલ સાવધ થા અને આ કટારથી યમને શરણે જા."

આ જોઇને સેનાધિપતિ સ્તબ્ધ બની ગયો. તેને સ્તબ્ધ બનેલો જોઇ મદનસિંહે એક છલંગ મારી ચાલાકીથી પ્રિયનંદાના હાથમાંની કટાર છીનવી લીધી.

અત્રે આવો મામલો ચાલતો હતો એવામાં જ કાન્તા રાજકુમારીને જલ્દીથી પાછી ફરેલી ન જોતાં જ તે અત્રે આવીને ઉપસ્થિત થઇ. અહીં ચાલતો પ્રકાર જોઇ ક્રોધથી રાજકુમારીના નજીક આવી તે ઉભી રહી. તેને આવેલી જોઇને રાજકુમારીને હિમ્મત આવી. કાન્તાને સંબોધીને તે બોલી:–" બ્હેન! જો જો, આ દુષ્ટો મ્હારી પાછળ પડયા છે ને પિતાશ્રીને ખબર આપવાની પણ મના છે. આપણને અહીંથી બ્હાર જવાની પણ મના છે."

આ વાર્તા સાંભળી મદનસિંહ બોલ્યો:–" જુઓ સરદાર! આ વળી બીજી કુસુમકળી આવી!"

આ સાંભળી સેનાધિપતિ બોલ્યો:–" મદનસિંહ! ચાલ શું જુએ છે! આ બંને અભિમાની અબળાઓને આપણે વશ કરીએ."

આમ બોલતાં ધૈર્યસિંહે રાજકુમારીને કહ્યું:–" કેમ વ્હાલી શો વિચાર છે?"

પ્રિયનંદા—દુષ્ટ ! વિચાર શાનો ? તું ગમે એટલો જુલ્મ ગુજારીશ તો પણ મ્હારો વિચાર ફરનાર નથી; ત્હારી પાપી ઇચ્છા સફળ થનાર નથી.

આ સાંભળી સેનાધિપતિ બોલ્યો કેઃ-" લે ત્યારે હું જોઉં છું કે ત્હારૂં શીયળ કોણ સાચવે છે ? "

પ્રિયનંદા—મ્હારો મદદગાર શ્રી કિરતાર છે.

સેનાધિપતિ—લે ત્યારે બોલાવ ત્હારા મદદગારને.

એમ બોલી દુષ્ટે રાજકુમારી ઉપર હુમલો કર્યો. આ જોઇને કાન્તાએ એકદમ ચીસ પાડી. મદનસિંહે તેને પકડીને પોતાનો મજબુત હાથ તેના મુખ ઉપર દબાવ્યો. રાજકુમારી ભયભીત બની ગઇ ને છેવટે બેભાન થઇ ધરણી ઉપર ઢળી પડી. હાય થઇ ચુક્યું. સતીના શીયળનો ભંગ થવાની તૈયારી થઈ. અરે ! પણ સતીના શીયળનું રક્ષણ કરનાર પરમાત્મા સર્વત્ર હાજર છે. એક ઘડીમાં એ બાળાનું શીયળ નષ્ટ થાત પણ બરાબર એ જ વખતે એક વીર યુવક સિંહની માફક છલંગ મારતો આગળ ધસી આવ્યો. આવનાર યુવક કોણ હતો તે આપણે હવે જોઇએ.

## પ્રકરણ ૧૧ મું

### વીરસિંહનો ક્રોધ

પ્રિય પાઠકો ! તે આવનાર બીજો કોઇ નહી પણ પ્રધાનપુત્ર વીરસિંહ હતો. વીરસિંહ કેશરીસિંહની વાટ જોઇને પેલી બાજૂએ બગીચામાં બેઠેલો હતો. તે દ્વારની ચોકી તેણે મહારાજા પાસેથી માગી લીધેલી હતી. તે વીર કેશરીસિંહના આગમનની રાહ જોતો હતો

એવામાં એકાએક કાન્તાની ચીસ સાંભળી તે ચમક્યો ને પોતાના મિત્ર ગુલાબસિંહને તેણે કહ્યું:–"ભાઇ ! કદાચ કેશરીસિંહ આવે તો તેમને અંદર દાખલ કરજે." એમ કહીને જે તરફથી ચીસ સાંભળવામાં આવી હતી તે તરફ ત્વરિત ગતિથી ચાલ્યો. ત્યાં જઇ તેણે શું જોયું ? સેનાધિપતિની દુષ્ટતાનું દર્શન થતાં જ તે એકાએક ક્રોધમાં આવી જઇને એક છલંગ મારી સેનાધિપતિ સમક્ષ હાજર થયો. તેને જોતાં જ કુટિલસિંહ તથા મદનસિંહનાં મુખ નિસ્તેજ થઇ ગયાં. સેનાધિપતિ પણ પ્રિયનંદાને છોડી દઇ એકાએક સાવધ થઈ ગયો. બહાદુર વીરસિંહ ક્રોધપૂર્ણ નજરે સેનાધિપતિ તરફ જોઈ બોલ્યો:–"સેનાધિપતિ ! આ બધી શાની ધમાલ છે ? તમે અત્યારે આ સ્થળે કોની આજ્ઞાથી ઉપસ્થિત થયા છો ? આ તમારા ભયંકર અપરાધ બદલ તમારે કેદખાનું ભોગવવું પડશે."

સેનાધિપતિ ધ્રુજતે અવાજે બોલ્યો:–"ભાઇ ! હું અહીં થઇને જતો હતો એવામાં એકાએક કાન્તાની ચીસ સાંભળવામાં આવ્યાથી આ તરફ આવ્યો. અહીં મેં પ્રિયનંદાને બેભાન થયેલી જોઇ; તેથી હું તેને સાવધ કરતો હતો એવામાં જ તમે આવી પહોંચ્યા !"

આ અસત્ય વચન સાંભળીને કાન્તા તરત જ બોલી ઉઠી:– "વિરસિંહજી, આ દુષ્ટ તદ્દન બનાવટી વાત ઉભી કરી આપશ્રીને સમજાવે છે."

આ સાંભળી વીરસિંહ બોલ્યો:–"કોણ કાન્તા? તું અહીં આવી બ્હેન પ્રિયનંદાને સાવધ કર ને તે શાથી બેભાન થયાં છે તે કહે."

કાન્તા બોલી:–"વ્હાલા ! આ દુષ્ટ લોકો પ્રિયનંદા ઉપર બળાત્કાર કરવા આવેલા હતા. અમે બન્ને બ્હેનો મહેલમાં હતી; પણ પ્રિયનંદા બ્હેન જલ્દી આવ્યાં નહિ એટલે હું તેમને બોલાવવા આવી

ને આવતાં જ બ્હેન ઉપર આપત્ત આવેલી જોઇ. તે જોતાં જ હું બ્હેનની પાસે આવી. મ્હને જોતાં જ દુષ્ટ સેનાધિપતિએ આ નીચ દુષ્મનના ગુલામ મદનસિંહને કહ્યું કે 'ચાલ, આ બંને અભિમાની બાળાઓનાં શીયળ નષ્ટ કરીએ.' તેમ કહીને સેનાધિપતિએ બ્હેનને પકડયાં. તેથી બ્હેન બેભાન થઇ ગયાં ને તેમને બેભાન થતાં જોઇ મ્હેં ચીસ પાડી. મ્હારી ચીસ સાંભળી આપ આવી પહોંચ્યા. આ દુષ્ટ લોકો પોતાનું પાપ છુપાવવાને આપની આગળ અસત્ય વચન ઉચ્ચારે છે."

આ ઉત્તર સાંભળી વીરસિંહ શૌર્યથી ધ્રુજવા લાગ્યો. કાન્તાએ રાજકુમારીને સાવધ કરી. તેણે સાવધ થઇ પોતાના નજીક વીરસિંહને જોઈ કહ્યું:-" ભાઇ! તમે આવી પહોંચ્યા? મ્હારા વ્હાલા બંધુ! તમે મ્હારૂં રક્ષણ કરો નહિ તો મ્હને સ્વર્ગે જવા ધો."

આ વચન સાંભળી વીરસિંહની આંખમાંથી અશ્રુઓ સરી પડવા લાગ્યાં. તે પોતાના મન સાથે વિચારવા લાગ્યો કે:-" અરે! આ એક રાજકુમારી છે. અત્યાર સુધી તેની આજ્ઞામાં સર્વે રહેતાં હતાં પણ જ્યારે કુદરતનો કોપ થયો ત્યારે મહારાજા પોતે પણ પોતાની એકની એક પ્રાણાધિકારિણી પુત્રીની સંભાળ લેતા નથી. અહા ભાગ્યદેવિ! ત્હારી લીલા અગમ છે. તુ ક્ષણમાં રાયને રંક કરે છે ને રંકને રાય કરે છે. આ સૃષ્ટિરૂપી રંગભૂમિ ઉપર તું સૂત્રધાર તરીકે માયારૂપી નટીને લઇ જીવાત્મારૂપી સત્રગાં મનુષ્યોને જેમ નચાવે છે તેમ સઘળાં નાચે છે. તેમાં તેઓ પોતાનું ભાન પણ ભૂલી જાય છે ને પોતે આત્મા છે તે પણ વિસરીને માયાને આધીન થઇ 'આ મ્હારૂં, આ ત્હારૂં' કરી ક્રોધ લોભ મોહ વગેરેને આધીન થઇ ભવસાગરની અંદર તણાતાં જ જાય છે. પ્રભુ! ત્હારી લીલાને કોઇ પણ કળી શકતું નથી. આ એક રાજકુમારી ઉપર તેના

પિતાના જ આશ્રિતો કેટલો બધો જુલ્મ ગુજારે છે! એ નરાધમો જાણતા નથી કે સુખની પાછળ દુઃખ માથા ઉપર ભમ્યા કરે છે. પણ જ્યારે અનંત પાપોથી તેમનાં પૂર્વજન્મનાં સત્કૃયો ધોવાઇ જશે અને કર્મફળ ભોગવવાનો કારમો વખત ઉપસ્થિત થશે ત્યારે જ તેમને અપાર પશ્ચાત્તાપ થશે."

આ પ્રમાણે વિચાર કરી પોતાનાં નેત્રોમાંનાં અશ્રુ સ્વચ્છ કરી પ્રિયનંદાનું સાંત્વન કરતો તે બોલ્યોઃ–" બ્હેન! શાન્ત થાઓ. દુઃખ સુખ સદા સાથે જ રહે છે. હું તમને આ દુઃખમાંથી હમણાં જ મુક્ત કરૂં છું"

આમ બોલતો વીરસિંહ વક્રદ્રષ્ટિથી સેનાધિપતિના સામું જોઇને બોલ્યોઃ–" વાહ! ધૈર્યસિંહજી, પોતાના અન્નદાતાની પુત્રી કે જે ધર્મતઃ તમારી પુત્રી છે તેનું શીયળ ભંગ કરવામાં જ તમે તમારૂં પરાક્રમ સમજો છો કે? તમે આજે મહારાજાની આજ્ઞાનો ભંગ કર્યો છે માટે હું તમને રાજદ્રોહી તરીકે ગિરફ્તાર કરૂં છું."

આ શબ્દો સાંભળી ધૈર્યસિંહ ગર્જી ઉઠયો ને બોલ્યો કેઃ– " જા જા, મ્હને ગિરફ્તાર કરવાનો તને શો અધિકાર છે? આ એક બળવાન્ સેનાધિપતિને ગિરફ્તાર કરવાની ત્હારામાં શી તાકાત છે? કહે જોઇએ કે હમણાં જ તું આ સ્થાનનો ત્યાગ કરી જાય છે કે નહિ?"

વીરસિંહ—શું હું જાઉં? ઓ અભાગી! મ્હારા ગયા પછી તું શું કરીશ?

ધૈર્યસિંહ—એ જ કે આ રૂપસુંદરીને વશ કરી તેના અધરામૃતનું પાન કરીશ.

વીરસિંહ—ચુપ રહે શયતાન ! શું તું પ્રિયનંદાને મેળવવાને ચ્હાય છે ?

ધૈર્યસિંહ—હા, હું પ્રિયનંદાને મેળવીશ. મ્હારા બાહુપિંજરમાં તેને પુરીશ.

વીરસિંહ—ત્હારા બાહુપિંજરમાં મ્હારી આ તેજસ્વી તલ-વાર ભોંકાશે.

ધૈર્યસિંહ—તેમ કરવા જતાં ત્હારો વિનાશ થશે.

વીરસિંહ—ઓ દુષ્ટાત્મા ! વિનાશ મ્હારો થશે કે ત્હારો તે જોઈ લેવાશે.

સેનાધિપતિ—ઓ છોકરા ! વિચાર કર. ન્હાને મ્હોડે બણગાં ફુંકતાં શરમાતો નથી ?

વીરસિંહ—હું બણગાં ફુકું છું કે ખરું કહું છું તેની પરીક્ષા મ્હારી સાથે યુદ્ધ કરી જો એટલે થશે.

ધૈર્યસિંહ—છોકરા ! હદ થાય છે, એક બળવાન્ વીરનું અપ-માન થાય છે.

વીરસિંહ—ઓ દુષ્ટાત્મા ! પણ સમજ કે હવે ત્હારે માટે યમના ઘરનું તેડું થાય છે.

ધૈર્યસિંહ—શું તું મ્હને યમલોકમાં પહોંચાડવાને શક્તિવાન્ છે ?

વીરસિંહ—ઓ દુષ્ટ ! તને તો શું પણ ત્હારા આ દુષ્ટ સહ-ચરોને પણ ત્હારી સાથે યમપુરીમાં પહોંચાડવા આ વીર હીંમતવાન્ છે.

ધૈર્યસિંહ—ચુપ થા. હવે ત્હારો શિરચ્છેદ કરીને પણ હું આ ખીલેલી કળીને લઇ જઇશ. વળી આ ત્હારી કાન્તાને પણ મ્હારા આ બહાદુર સરદાર મદનસિંહ સાથે પરણાવીશ.

વીરસિંહ—ઓ શયતાન ! હવે ત્હારા દિવસો ભરાઈ ચુક્યા છે. ઇશ્વર પણ હવે ત્હારા ઉપર કોપી ઉઠયા છે.

ધૈર્યસિંહ—કોણ ઇશ્વર? ઇશ્વર છે જ નહિ. ઇશ્વર હું પોતેજ છું.

વીરસિંહ—ઓ અભિમાની! ત્હારૂં અભિમાન તું છોડ. અભિમાન રાજા રાવણને પણ છાજ્યો નથી. હું ત્હારા સઘળા નીચ વિચારો જાણું છું. જંગલમાં જે તમારી ભયંકર મસલત ચાલતી હતી તે પણ મ્હેં સાંભળી છે. કાલે રાત્રે મહારાજાનું ખૂન કરવાને તમે આવેલા તેજ વખતે તમારા કામમાં ભંગ પાડનાર આ વીરસિંહજ હતો. દુષ્ટો! હું તમારાં છિદ્ર ખોળતોજ ફરૂં છું. પરમાત્માએ મ્હને આજે યોગ્ય સમય આપ્યો છે.

આ શબ્દો સાંભળી ધૈર્યસિંહ તથા તેના બન્ને દુષ્ટ સહચરો વિચારવા લાગ્યા કેઃ "જો કદાચ વીરસિંહ ભેદ કળી ગયો હશે તો આપણા બારજ વાગી જશે માટે તે આપણી લાલચમાં ફસાય તો ઠીક; નહિતો તેને અહીંથી જીવતો જવા દેવો ઉચિત નથી." આવો વિચાર કરી ધૈર્યસિંહ શાન્ત મુખમુદ્રા કરી બોલ્યોઃ—"વીરસિંહ! શાન્ત થા ને હું પુછું તેનો ઉત્તર આપ."

વીરસિંહઃ—તું શાનો ઉત્તર માગે છે?

ધૈર્યસિંહઃ—વીરસિંહ! તું મ્હને મદદ કર કે જેથી હું રાજ્ય લેવાને ભાગ્યશાળી થાઉં. હું તને અડધું રાજ્ય આપીશ. બોલ, શો વિચાર છે?

વીરસિંહે તિરસ્કારદર્શક ભાવથી કહ્યુંઃ—"ઓ દુષ્ટાત્મા! શું તું મ્હને લલચાવા માગે છે? આ વફાદાર વીરસિંહને બેવફા બનાવવાની તું ઇચ્છા રાખે છે? આ શુદ્ધ ક્ષત્રિય પોતાની તલ્વારને પોતાના અન્નદાતાની ગરદન પર ફેરવી અપવિત્ર કરશે? અડધું રાજ્ય તો શું પણ કદાચ ઇંદ્રાસન મળતું હોય તો પણ આ વીર પોતાના ધર્મથી કદાપિ ડગનાર નથી. પાપી! ત્હારૂં પાપ અમાપ છે. પોતાના અન્નદાતા ઉપર સમશેર ફેરવનાર નરઘાતકી! હવે જોજે કે ત્હારી

કેવી દશા થાય છે! હું હમણાં જ મહારાજાની સમક્ષ જઈ ત્હારૂં પાપ પ્રકટ કરૂં છું.”

મદનસિંહ—અરે તું અહીંથી જીવતો જનાર જ નથી. અમે તને કોઇ પણ પ્રકારે જીવતો જવા દેનાર નથી.

આ શબ્દો સાંભળી કાન્તા બોલી ઉઠી:–“ શું મ્હારા વ્હાલાની તમે હત્યા કરશો? ના ના, તમે મ્હને મારી નાખો પણ તેમને જીવતાજ જવા દ્યો.”

વીરસિંહ બોલ્યો:-કાન્તા! આ તું શું બોલે છે? એક ક્ષત્રિયાણી થઈ તું ડરે છે? વીરસિંહને શું આ ઘેટાંઓ મારવાને સમર્થ છે? તું શાન્ત રહીને જોયા કર કે દુષ્ટો મ્હને શું કરી શકે છે.”

ધૈર્યસિંહ—શું તું સિંહ છે? અરે હમણાંજ હું ત્હારો વિનાશ કરીશ.

વીરસિંહ—ચુપ દુષ્ટાત્મા! મ્હારો નાશ કરતાં કદાચ ત્હારો નાશ ન થાય એ સંભાળજે. યાદ રાખજે કે, આ વીર તને એક ક્ષણમાં જ ભોંયભેગો કરવાને સમર્થ છે.

ધૈર્યસિંહ—સમજ છોકરા! સમજ. બળીઆ સાથે બાથ ભીડતાં પસ્તાવું પડશે.

વીરસિંહ—શું તું બળવાન્ છે? ના ના તું બળવાન્ નહિ પણ વિશ્વાસઘાતક ગુલામ છે.

ધૈર્યસિંહ—ઓ છોકરા! મ્હને ગુલામની ઉપમા આપતાં વિચાર કર; નહિ તો ત્હારી જીભ ખેંચી કાઢીશ.

વીરસિંહ—શું તું મ્હારી જીભ ખેંચી કાઢવાને સમર્થ છે? મ્હારી જીભ ખેંચી કાઢવા જતાં ત્હારો હાથ આ સમશેરથી કપાઇ જશે.

ધૈર્યસિંહ—મદનસિંહ! આ દુષ્ટ છોકરાને એકદમ બોલતો

બંધ કર તથા આ બન્ને બાળાઓને આપણા મહેલ તરફ લઇ જા.

આ શબ્દો સાંભળતાંજ કુટિલસિંહ તથા મદનસિંહ પ્રિયનંદા અને કાન્તાની નજીક ગયા. એ જોઇ વીરસિંહ છલંગ મારીને તે બન્ને બાળાઓને પોતાની પાસે ખેંચી લાવીને એક ભયંકર ગર્જના કરી બોલ્યોઃ–"પાપીઓ ! દૂર રહો. જો નજીક આવશો તો આ સમશેરના શિકાર થશો."

વીરસિંહની વીરગર્જનાથી તે બન્ને દુષ્ટો સ્તંભિત થઇ ગયા. આ વખતે પ્રિયનંદા સાવધ હતી. તે પોતાનાં નેત્રો વિકાસી આ બધો પ્રકાર એક કાષ્ટ પુતળીની માફક જોઇ રહી હતી. સેનાપતિએ પોતાના બન્ને સરદારોને નિશ્ચેષ્ટ ઉભેલા જોઇને કહ્યુંઃ–"મ્હારા બહાદુર સરદારો ! તમે શું જોઈ રહ્યા છો ? આ છોકરાના તમે ટુકડા કરી નાખો."

બધા એકદમ વીરસિંહ ઉપર ટુટી પડયા.

## પ્રકરણ ૧૨ મું

### પાપોનો સ્ફોટ.

સેનાધિપતિએ જેવી પોતાના સહચરોને આજ્ઞા કરી કે તરતજ તે દુષ્ટો તીડની માફક વીરસિંહ ઉપર તુટી પડયા. વીરસિંહ પણ તેમને જવાબ આપવાને તૈયાર હતો. તે વીર યુવક મ્યાનમાંથી પોતાની સમશેર ખેંચી કાઢી તેઓના હુમલાનો બચાવ કરવા લાગ્યો. એક બાજૂથી તે કાન્તા તથા રાજનંદિનીને સાચવવા લાગ્યો; પણ એ કાર્ય પ્રતિકૂળ જણાવાથી કાન્તાને રાજકુમારીનું રક્ષણ કરવાનું ફરમાવી પોતે વનરાજની માફક છલંગ મારી શત્રુઓ ઉપર તુટી પડયો. કાન્તા પણ હાથમાં કટારી પકડી પ્રિયનંદાનું રક્ષણ કરતી ઉભી

રહી. વીરસિંહ પોતાની સમશેર વિજળીની ગતિથી ફેરવવા લાગ્યો. તેને પણ બેચાર ન્હાના ઘા વાગ્યા હતા; તેથી તેનાં કપડાં લોહીથી ભીંજાઇ ગયાં હતાં. તથા પોતાની નજીક આવતા સૈનિકોનો તે સંહાર કરતો હતો. હજારો બકરાંની વચ્ચે એક વાઘ ઘુમે તેમ તે ઘુમતો હતો ને પોતાનાં ચપળ નેત્રો ચારે તરફ ફેરવીને સેનાધિપતિને શોધતો હતો. મુખથી તે એમ બોલતો હતો કેઃ–"ઓ રાજદ્રોહી નીમકહરામ! એક વખત આ વીરની સ્હામે આવી તેના બળની પરીક્ષા કરી જો. આવ, તું મ્હારી સ્હામે આવ."

આમ બોલતાં વીરસિંહનું સર્વાંગ ક્રોધથી કંપતું હતું. તેને તેના શરીરનું ભાન નહોતું. તે હાથીની નાફક ઘુમતો હતો. કોઇ પણ સૈનિક તેની નજીક આવવાની હિમ્મત કરી શકતો નહિ. સર્વ દૂર ઉભા રહીને પોતાનો બચાવ કરતા હતા. વીરસિંહે દશબાર સૈનિકોને જમીનદોસ્ત કરી નાંખ્યા. હવે ફક્ત આઠ સૈનિકો રહ્યા. તેઓ પોતાના જીવની પરવા કર્યા સિવાય લડતા હતા. એવામાં મદનસિંહે કાન્તા ઉપર હુમલો કર્યો. વીર ક્ષત્રિયાણી તૈયારજ હતી. મદનસિંહને નજીક આવવા દઇ સમયસૂચકતા વાપરી તેણે તેના હૃદયમાં પોતાની કટાર ભોંકી દીધી. કટાર વાગતાંજ તે બેહોશ બની જઇ નીચે ઢળી પડયો. કાન્તાનું આવું પરાક્રમ જોઇને વીરસિંહને વિશેષ શૌર્ય ચઢયું. તે પ્રબળ પરાક્રમથી અવશિષ્ટ સૈનિકો ઉપર તુટી પડયો ને એકજ ઝપાટે ત્રણ સૈનિકોને તેણે યમસદનમાં મોકલી દીધા.

સેનાધિપતિએ વિચાર્યું કેઃ–"હવે ફક્ત પાંચ સૈનિકો બાકી રહ્યા છે, તેમના પછી મ્હારે પણ યુદ્ધ કરવું પડશે. આ એક ન્હાનો બાળક સિંહની માફક ઉછાળા મારે છે. જો આ યુવક મ્હારી મદદમાં હોય તો પછી મ્હારૂં ધાર્યું કામ જરૂર જલ્દી પાર પડે."

એમ વિચારી સેનાધિપતિએ નમ્રસ્વરે કહ્યું:-"વીરસિંહ! માન, મ્હારૂં કહ્યું માની મ્હારો મિત્ર થા. તું સ્વેચ્છાથી શામાટે મૃત્યુને નિમંત્રણ કરે છે?" આ સાંભળતાંજ વીરસિંહની નજર તેના ઉપર પડી તથા તેને દૂર ઉભેલો જોઈ તે બોલી ઉઠયો. "નીચ! તું અહીં આવ ને વિશ્વાસઘાતનું કેવું ફળ મળે છે તે ચાખી જો." આ વખતે વીરસિંહના મનમાં સૈનિકોનો વિનાશ કરી સેનાધિપતિનો વિનાશ કરવાનો વિચાર ઉદ્ભવ્યો. આથી પોતાનું સઘળું બળ એકત્ર કરીને તે સૈનિકો ઉપર તૂટી પડયો. આવું જોતાં જ સેનાધિપતિએ એક સંજ્ઞાદર્શક સીસોટી વગાડી. એ અવાજ સાંભળતાં જ બીજા દશ સૈનિકો હાજર થયા ને સમશેરો ખેંચી વીરસિંહ ઉપર તૂટી પડયા. વીરસિંહ પણ હવે ધીમે ધીમે ઘાયલ થવા લાગ્યો; તથી તેણે વિચાર્યું કે:-"હવે આપણે બચવાના નથી. માટે પહેલાં સેનાધિપતિને મ્હારો રસ્તો સાફ કરવાને હું મોકલી દઉં" આમ વિચારી કાન્તા પ્રત્યે બોલ્યો:- "વ્હાલી, તું હવે રાજકુમારીનું રક્ષણ કરજે. હું હવે કદાચ સ્વર્ગે જઈશ અગર સેનાધિપતિને મોકલીશ."

આમ બોલી તે એક કારમી બુમ મારી સૈનિકોની વચ્ચે તૂટી પડયો ને રસ્તામાં રોકવા આવતા સૈનિકોના બે ભાગ કરતો સેનાધિપતિની નજીક જવા લાગ્યો. મ્હોટી મ્હોટી છલંગો મારતો ઠેઠ સેનાધિપતિની નજીક તે ઉપસ્થિત થયો. તેનું આવું પરાક્રમ જોઇને સેનાધિપતિ અકળાયો ને તેણે વિચારનો ત્યાગ કરી કમ્મરપટ્ટામાંથી ભરેલી પીસ્તોલ બ્હાર ખેંચી કહાડી. પછી તેણે ભરેલી પીસ્તોલ વીરસિંહ તરફ તાકી. વીરસિંહ ઘડીમાં હતો નહતો થઇ જશે કે? શું પરમાત્માના દરબારમાં આવો જ ન્યાય હશે? પુણ્યવાન્ તથા

ધર્માત્માનો પાપીને હાથે વિનાશ થશે? ના ના, તે દયાળુ પાપીનો જ નાશ કરે છે. સેનાધિપતિએ પીસ્તોલ તાકી તેજ વખતે એક સનનન કરતી ગોળી આવીને તેના જે હાથમાં પીસ્તોલ હતી તેજ હાથના કાંડામાં આબાદ વાગી. તેના હાથમાંથી પીસ્તોલ પડી ગઈ ને થયેલા અવાજ તરફ તે આંખો ફાડી જોઇ રહ્યો. તે વિચારવા લાગ્યોઃ-" અરે! વીરસિંહની મદદે આવનાર કોણ હશે?"

પ્રિય પાઠકો! તે આવનાર બીજું કોઈ નહિ પણ આપણે આગળ વિસારી મૂકેલો સૂર્યપુરનો પાટવી કુમાર તથા તેનો પ્રિય મિત્ર દિનકરરાય હતો. આપણે પ્રથમ જાણી ચુકયા છીએ કે, વીર કેશરીસિંહ તથા દિનકરરાય બગીચા આગળ આવતાં જ કોઈ વિલક્ષણ પ્રકાર જોઈ એકાએક ક્રોધને વશ થયા હતા. તેનું કારણ આજ હતું. તે યુવકો દરવાજા ઉપર આવ્યા ત્યારે ત્યાં કોઈ નહોતું. ગુલાબસિંહે પણ અંદરનો મામલો નિહાળીને વિચાર્યું કે, "મામલો બદલાયો છે ને સેનાધિપતિએ વીસ સૈનિકો સાથે વીરસિંહ ઉપર હુમલો કર્યો છે; માટે ચાલ મહારાજાને આ વાતની ખબર આપું. તે દુષ્ટ પાછો કોઇ નવીન કાવત્રું ઉભું કરી મહારાજાને સમજાવી ફસાવે નહિ એ માટે એ દુષ્ટની દુષ્ટતા મહારાજાને નજરે બતાવવાની જરૂર છે." આમ વિચારી તે મહારાજાને આ વાતની ખબર કરવા ગયો હતો. બીજી તરફથી કેશરીએ તથા દિનકરરાયે પોતાનો વેશ બદલી નાખેલો હોવાથી તેમને સેનાધિપતિ ઓળખી શકયો નહિ. પણ પ્રિયનંદા તથા વીરસિંહથી તેઓ અજાણ્યા રહી શકયા નહિ. પ્રિયનંદા એ બન્નેને જોતાં જ બોલી ઉઠી કેઃ-" હા, છેવટે મ્હારા પ્રિયતમ આવી પહોંચ્યા!" આ સાંભળીને વીરસિંહની નજર કેશરીસિંહ ઉપર પડી એટલે તેનામાં વિશેષ શૌર્ય આવ્યું. તે ઘણી ઝડ-

પથી સમશેર ફેરવવા લાગ્યો. તેનું અદ્દભુત વીરત્વ જોઇ બન્ને યુવકો ઘડી ભર તો સ્તબ્ધ થઇ ગયા. પછી રાજકુમારે ધનુષ્ય ચઢાવ્યું ને બાણનું અનુસંધાન કરી કર્ણ સુધી ખેંચી તે બાણ છોડવા લાગ્યો. તેનું બાણ જે સૈનિકને વાગતું તે યમશરણ થઇ જતો હતો. વીરસિંહને બચાવનાર દિનકર હતો. તેણે સમયસૂચકતા વાપરીને દુષ્ટ સેનાધિપતિના કાંડામાં જ ગોળી મારી હતી. આવું જોતાં જ રાજકુમારીના હર્ષનો પાર રહ્યો નહિ. તેણે વિચાર્યું કે, "હવે આપણો છુટકો થોડી વારમાં જ થશે." વળી પાછું કાંઇ યાદ આવતાં તેનો આનંદ હવામાં ઉડી ગયો; કારણ કે જો કદાચ પોતાનો પ્રિયતમ કેશરીસિંહ અત્રે આવ્યો છે એમ પિતાજી જાણશે તો તેના ઉપર આફત આવશે એવી આશંકાથી તે સ્વગત કહેવા લાગી:—
"ઓ પ્રભુ! હું ત્હારી પાસે પ્રાર્થના કરી એટલી ભિક્ષા માગું છું કે તું મ્હારા પ્રાણેશ્વરનું રક્ષણ કરજે. નિર્દોષની મદદે ધાજે. મ્હારા ઉપર જેટલાં સંકટો નાંખવાં હોય તેટલાં નાખ પણ તું સદૈવ મ્હારા પ્રાણેશ્વરનું રક્ષણ કરજે."

આ પ્રમાણે પ્રિયનંદા તો પ્રભુપ્રાર્થનામાં જ લીન થઇ ગઈ હતી. બીજી તરફથી રાજકુમારે પોતાનાં તીક્ષ્ણ બાણોથી સઘળા સૈનિકોનો નાશ કર્યો. તેમનો નાશ થતાં જ વીરસિંહ સેનાધિપતિ ઉપર તુટી પડયો ને તેની ગરદન પકડી તેને નીચે પટકયો. આ વખતે સેનાધિપતિ દિનકરની ગોળીથી ઘાયલ થયો હતો. તેથી તેને પાડતાં વીરસિંહને બહુ વાર લાગી નહિ. સેનાધિપતિના હોંશકોશ ઉડી ગયા. મદનસિંહ તો પ્રથમથી જ ઘાયલ થયો હતો; કુટિલસિંહે નાસવાનો વિચાર કર્યો. તેનો વિચાર ચતુર દિનકર જાણી ગયો તે અશ્વ ઉપરથી છલંગ મારી ગરૂડ જેમ સર્પને પકડે તેમ તેણે તેને ગરદન-

માંથી પકડી લીધો. એવામાં જ બહાર મહારાજાની નેકીનો પોકાર થયો. તેમને એકાએક આવેલા જોઇને બધા સ્તબ્ધ થઈ ગયા ને પ્રિયનંદા તો બેભાન થઈ ગઇ. મહારાજાએ દુષ્ટોની સઘળી દુષ્ટતાનું દર્શન કર્યું. તેથી તેમનાં અંધ ચક્ષુઓ ઉઘડયાં. પોતે કરેલા સાહસથી તેઓ પસ્તાવા લાગ્યા. તેજ વખતે વીરસિંહ સેનાધિપતિનો નાશ કરવાની તૈયારીમાં હતો. મહારાજાને જોઇને સેનાધિપતિની છાતી ઉપરથી એકાએક તે ઉભો થઇ ગયો. તેણે મહારાજાને નમન કર્યું. પણ દિનકરનો ક્રોધ શાન્ત થયો નહોતો. તે તો કુટિલસિંહને ઊચકી ઊચકી જમીન ઉપર પછાડતો હતો. તેથી દુષ્ટ બુમો પાડતો હતો. એ જોઇ કેશરીસિંહે સંકેત કર્યો તેથી દિનકરે તેને મૂકી દીધો. હવે મહારાજા બોલ્યાઃ-" મ્હારા વફાદાર પ્રિય વીરસિંહ! મ્હારી સુકોમળ પુત્રી કયાં છે? તે મ્હને એક વખત બતાવ. આ પાપીએ તેને દુઃખ દેવામાં કાંઇ બાકી રાખી નથી. આ દુષ્ટના ભરમાવ્યાથી મ્હેં મ્હારી નિર્દોષ પુત્રીને અત્યંત દુઃખ દીધું છે તથા સૂર્યપુરના પાટવી કુમાર તદ્દન નિર્દોષ હોવા છતાં મ્હેં તેમને દોષિત ઠરાવ્યા હતા. તું મ્હને બતાવ કે મ્હારી પ્રિયનંદા કયાં છે?"

વીરસિંહ—મહારાજ! બ્હેન હમણાં બેહોશ હાલતમાં છે. આપને જોતાં જ તેઓ બેભાન બની ગયાં છે.

આ ઉત્તર સાંભળી મહારાજાએ સેનાધિપતિ તરફ તિરસ્કારયુક્ત દૃષ્ટિથી જોયું. એથી સેનાધિપતિએ નીચું જોયું. મહારાજાએ તેના તથા કુટિલસિંહના હાથે હાથ કડી નંખાવી તથા તેમને કેદમાં રાખી બીજે દિવસે સ્હવારે દરબારમાં હાજર કરવાનું કારાધ્યક્ષને ફરમાવ્યું. આજ્ઞા પ્રમાણે કારાધ્યક્ષ તેમને લઇ ગયો. અહા! કેવી કુદરતની ખુબી છે? જે માણસથી ભલભલા સત્તાધારી ધ્રુજતા હતા તે જ સેનાધિપતિ

તેની આજ્ઞા ઉઠાવનાર એક કારાધ્યક્ષને આધીન થઇ કારાગૃહ તરફ ચાલ્યો. હવે મહારાજાની નજર કેશરીસિંહ તથા દિનકરરાય ઉપર પડી. તેમને જોતાં જ મહારાજા વીરસિંહને સંબોધીને બોલ્યાં:– "વીરસિંહ! આ બન્ને યુવકો કોણ છે ?"

વીરસિંહ નમ્ર અવાજે બોલ્યો:–"પિતા તુલ્ય મહારાજા! તેમણે જ મ્હારો પ્રાણ બચાવ્યો છે. જો તેઓ વખતસર ન આવ્યા હોત તો તમારો આ દીન બાળક ક્યારનોય સ્વર્ગે સંચર્યો હોત. તેઓ સૂર્યપુરના પાટવી કુમાર છે તથા આ તેમના પ્રધાનપુત્ર દિનકરરાય છે."

આ ઉત્તર સાંભળી મહારાજા ચમક્યા ને બોલ્યા કે:–"શું આજ કેશરીસિંહ છે ? તેઓ આવા વેશમાં કેમ છે ?!"

વીરસિંહ—હા, આજ વીર કેશરીસિંહ છે. તેમણે વેશ પલટ્યો છે તેથી આપ ઓળખી શક્યા નથી. તરત જ કેશરીસિંહે તથા દિનકરરાયે પોતાના પોષાકમાં ફેરફાર કર્યો તથા બનાવટી દાઢી ફેંકી દીધી. પછી મહારાજા તેમને ઓળખી ગયા ને એકદમ કેશરીસિંહને તેમણે પોતાના બાહુપિંજરમાં પુર્યો તથા પ્રેમથી પોતાનાં નેત્રોમાંથી કેશરીના મસ્તક ઉપર અશ્રુઓનો વરસાદ વરસાવવા લાગ્યા. પછી તેને છોડી બોલ્યા:–" કેશરીસિંહ! મ્હેં તમારો જે અપરાધ કર્યો છે તે માટે મ્હને ક્ષમા આપજો."

કેશરી—મહારાજ! તેમાં તમારો કાંઈ દોષ નથી. લ્યો, હું હવે રજા લઇશ.

મહારાજા—કુમાર! તમારાથી અત્યારે જવાશે નહિ. આજે અત્રે રહી કાલે જજો.

કેશરીસિંહ—મહારાજ! કાલે અમે આવીશું. અમે બન્ને જણ મ્હારા પિતાશ્રીની રજા લીધા સિવાય આવ્યા છીએ માટે હાલ અમને રજા આપો; કાલે અમે જરૂર આવીશું.

વીરસિંહ—ઠીક, જેવી તમારી ઇચ્છા; પણ કાલે જરૂર આવવું પડશે.

કેશરી—મ્હારા વ્હાલા દોસ્ત ! કાલે હું અવશ્ય આવીશ.

મહારાજા—જાઓ ત્યારે, પણ કાલે જરૂર આવજો.

કુમારે 'વારૂં કહ્યું. પછી બંને યુવકો અશ્વ ઉપર સ્વાર થઇ ચાલ્યા ગયા. હવે મહારાજાએ રાજકુમારીને મ્હેલમાં મોકલી તથા વીરસિંહના ઘા ઉપર પાટા બંધાવી મહેલ તરફ ચાલ્યા. કાન્તાએ પણ મહિલાને બોલાવી અને સઘળું મંડળ રાજમહેલ તરફ ચાલ્યું. હવે બગીચામાં ફક્ત મુડદાં જ પડી રહ્યાં. તેમાં મદનસિંહ ઘાયલ થયો હતો તે શુદ્ધિમાં આવતાં જ છુપી રીતે સટકી ગયો ને હવે શું કરવું તેનો વિચાર કરવા લાગ્યો.

કેશરીસિંહે વીરસિંહને સાનમાં સમજાવ્યું હતું કે, "પ્રિયનંદાને કહેજો કે હું કાલે સાંજે બાગમાં મળીશ."

મહારાજા, વીરસિંહ, કાન્તા, મહિલા વગેરે મહેલમાં જઇ પ્રિયનંદાને સાવધ કરવા લાગ્યાં. રાજમાતા વિમળાદેવી પોતાની પ્રિય પુત્રીનું દુઃખ જોઇ અશ્રુઓ વર્ષાવવા લાગ્યાં ને વારે વારે તેને પોતાનાં હૃદય સાથે ચાંપવા લાગ્યાં. થોડી વારે પ્રિયનંદા સાવધ થઇ; પણ મહારાજાને પાસે જોતાં જ તે પાછી બેભાન થઇ ગઇ. પછી કાન્તાના કહેવાથી સઘળાં બહાર દિવાનખાનામાં બેઠાં ને કાન્તાએ પ્રિયનંદાને સાવધ કરી. તે સાવધ થતાં જ બોલી કેઃ—"હું ક્યાં છું ?"

કાન્તા બોલીઃ—"બ્હેન ! તમે મહેલમાં છો. હવે તમારે માથેથી આફત જતી રહી છે. મહારાજશ્રી પોતાની ભૂલ સમજી શક્યા છે તથા દુષ્ટ સેનાધિપતિને કેદ કર્યો છે."

તરત જ પ્રિયનંદા સંપૂર્ણ સાવધાન થઇને બેઠી થઇ.

કાન્તા તરફ જોઇને તે બોલી:–"બ્હેન ! કેશરીસિંહ ક્યાં ગયા ?"

કાન્તા:—બ્હેન ! તમે બેભાન હતાં એટલે તેઓ ચાલ્યા ગયા છે; પણ કાલે દરબારમાં તેઓ અવશ્ય આવશે. વળી તેઓ વીરસિંહજીને કહેતા ગયા છે કે રાજકુમારીને કહેજો કે, 'હું તમને બગીચામાં મળીશ.' આ પ્રમાણે વાત ચાલતી હતી એવામાં મહારાજા ત્યાં આવ્યા એટલે પ્રિયનંદાએ નીચું જોયું. મહારાજાએ તેને હૃદય સરસી ચાંપીને કહ્યું:–"મ્હારી વ્હાલી પુત્રી, મ્હેં ત્હારા ઉપર ઘણો જુલ્મ ગુજાર્યો છે. તું મ્હને ક્ષમા આપ."

પ્રિયનંદા—પિતાજી, શાન્ત થાઓ. ક્ષમાને પાત્ર તો હું છું. હું આપની આંખે નિર્દોષ ઠરી છું એટલે બસ છે.

ત્યાર પછી મહારાણી, વીરસિંહ, ગુલાબસિંહ, મહિલા વગેરે આવી પહોંચ્યાં. મહારાણીએ પુત્રીને હૃદય સાથે દબાવી. ત્યાર પછી પ્રિયનંદા વીરસિંહ તરફ જોઇને બોલી:–"મ્હારા વ્હાલા બંધુ ! તમે આજે મ્હારા ઉપર મહાન્ ઉપકાર કર્યો છે. તમે જ મ્હારો પ્રાણ બચાવ્યો છે. તમારા ઉપકારનો બદલો મ્હારાથી વાળી શકાય તેમ નથી."

વીરસિંહ—બ્હેન ! હું એટલા બધા માનને પાત્ર નથી. મ્હેં કેવળ મ્હારી ફરજ બજાવી છે; માટે શાન્ત થાઓ ને ઇશ્વરનો ઉપકાર માની તેની પ્રાર્થના કરો.

આ પ્રમાણે વાતચિત ચાલતાં રાત્રિ પડી. સર્વે ભોજન કરીને નિદ્રાદેવીને આધીન થઇ ગયાં.

# પ્રકરણ ૧૩ મું

## બ્રહ્મજ્ઞાન

પ્રિય પાઠકો! આપણે ઘણી વખતથી વિસારી મૂકેલા મહંત તથા દિવ્ય યોગીંદ્ર તરફ વળીએ. આજે મહંતે સૂચવેલા પાંચમા દિવસનો પ્રાતઃકાળ થયો હતો. આ વખતે પવિત્ર આશ્રમની પર્ણ-કુટીમાં મહંત મૃગચર્મ ઉપર બિરાજમાન થયેલા હતા. તેમની સ્હામે હાથ જોડી વૃદ્ધ યોગીંદ્ર બેઠા હતા. એક તરફ ભગવતી તથા યુવાન શિષ્યો બેઠેલા હતા. સર્વનાં મુખ ગંભીર હતાં. છેવટે યોગીંદ્ર નમ્ર અવાજે બોલ્યાઃ–" પિતા! જીવાત્મા તથા આત્મામાં શો ફેર છે તે મ્હને જણાવો ? "

મહંત—વત્સ ! જીવાત્મા ને આત્મા જ્ઞાનદ્રષ્ટિથી જોતાં એક જ છે પણ જીવ માયાની ઉપાધિથી મમતા બાંધે છે ને ' મ્હારૂં–ત્હારૂં ' કરે છે. દ્રષ્ટાંત તરીકે ચંદ્રનું પ્રતિબિંબ જળમાં પડે છે ને જળની હાલવાની ઉપાધિથી અનેક પ્રતિબિંબ પડે છે તેવી જ રીતે ચંદ્રને આત્માના ઠેકાણે મૂકો. તે તેના પ્રતિબિંબને જીવના ઠેકાણે મૂકી જેવી રીતે જળની ઉપાધિથી ચંદ્રનાં પ્રતિબિંબો અનેક દેખાય છે તેવી જ રીતે આત્મા માયાની ઉપાધિથી અનેક દેખાય છે; પણ જ્યારે જળ સ્થિર થાય છે ત્યારે પ્રતિબિંબ એક જ દેખાય છે. તેવી જ રીતે જ્યારે જીવ માયાની ઉપાધિથી દૂર થાય છે ને તે સ્થિર થઈ મમ-તાનો ત્યાગ કરે છે ત્યારે તેને સસ્વરૂપનું ભાન થાય છે. પણ જીવને માયા સ્થિર થવા દેતી નથી; તેનું કારણ ચિત્ત છે. ચિત્ત બુદ્ધિને જે ઠેકાણે પ્રેરે છે તે જ ઠેકાણે બુદ્ધિ જાય છે. માયાથી તરવાનો સહેલો

ઉપાય ભક્તિ છે. ચિત્તને હમ્મેશાં પરમાત્માની ભક્તિમાં તથા તેની કથા સાંભળવામાં પ્રેરવું તથા પોતાની ચિત્તવૃત્તિઓને માયામાંથી ઉઠાવી પરમાત્મામાં જોડવાથી જ માયાનું બંધન છૂટે છે. વળી પરમાત્માના ગુણાનુવાદ ગાવા; તેથી ચિત્તની વિકારયુક્ત સ્થિતિ દૂર થાય છે. અર્થાત્ શાસ્ત્રમાં એવું દર્શાવ્યું છે કે, આત્માથી જૂદી વસ્તુઓ દેહ વગેરે ઉપર વૈરાગ્ય ઉત્પન્ન કરવો ને આત્મા પ્રત્યે દ્રઢ પ્રીતિ રાખવી. શ્રદ્ધા રાખવાથી, ભગવાનના ગુણો ગાવાથી, પવિત્ર કથાઓ સાંભળવાથી, મહા યોગેશ્વરોની સેવા કરવાથી તથા ધનનો સંગ્રહ કરનારા રજોગુણી અને તમોગુણી પુરૂષોનો ત્યાગ કરવાથી ઇષ્ટ સિદ્ધિ થાય છે. સંસારીઓએ એકઠા કરેલા ધનનો તથા કામ ક્રોધાદિનો ત્યાગ કરી એકાન્તમાં રહેવાની ઇચ્છા કરવી અને સ્વ સ્વરૂપમાં મગ્ન રહી પરમાત્માનું ભજન કરવું. ભગવાનની ભક્તિ આટલી બસ છે એવો સંતોષ ન રાખવો, હિંસા ન કરવી, વૃત્તિઓને શાન્ત કરવી, કોઇની નિંદા ન કરવી. નિષ્કામ નિયમો પાળવાથી, યોગક્ષેત્ર માટે કંઇ પણ સકામ નહિ કરવાથી, સુખ દુઃખ સહન કરવાથી તથા ભક્તોને આધીન એવા પરમાત્માનું ચિંતવન કરવાથી ભક્તિમાં વધારો થાયછે. તેથી કાર્ય કારણ રૂપ એવી સર્વ જડ વસ્તુઓ ઉપર વૈરાગ્ય ઉત્પન્ન થાય છે ને તેથી નિર્ગુણ એવા પરબ્રહ્મ ઉપર વગર પ્રયત્ને પ્રેમ થાયછે.

"વિષયોનું મનન કરનારા પુરૂષોની ઇંદ્રિયો જ વિષય તરફ દોરી જાય છે. ત્યાર પછી ઇંદ્રિયો મનને પોતાના તરફ ખેંચી જાય છે. પછી મન બુદ્ધિની ચેતના શક્તિને હરી લેછે તેથી મનુષ્ય ઇંદ્રિયોના હરણની વાતને જાણતો નથી. બુદ્ધિમાંથી વિચારશક્તિનો નાશ થયા પછી તેને પૂર્વાપરનું સ્મરણ રહેતું નથી ને પૂર્વાપરના સ્મરણનો નાશ થવાથી જ્ઞાનનો પણ નાશ થાય છે. વળી જયારે

જ્ઞાનનો નાશ થાય છે ત્યારે પોતાનો જ નાશ થાય છે. જે આત્માને લીધે આ બધું પ્રિય લાગે છે તેજ આત્માનો આપણે નાશ કરીએ છીએ. ધનની તથા કામની ઇચ્છા કરવાથી સસ્વરૂપ મેળવવા પુરૂષાર્થનો આપણે નાશ કરીએ છીએ ને તેથી જ આત્મા સસ્વરૂપને ભૂલીને સ્થાવરપણાને પામે છે. જે આત્મા સ્થાવરપણાને પામે છે તેજ જીવાત્મા. વત્સ! તેમાં બીજો કંઇ ફરક નથી માટે જેને તીવ્ર એવો આ સંસાર તરવાની ઇચ્છા હોય તેણે ધર્મ અર્થ કામ તથા મોક્ષનો નાશ કરવા વાળા સંસારનો કોઇ દિવસ સંગ કરવો નહિ. ચારે પુરૂષાર્થમાં વળી મોક્ષ ઉચ્ચ પ્રકારનો પુરૂષાર્થ ગણાય છે. તેનું કારણ એ છે કે બીજા ધર્મ, અર્થ, કામ એ ત્રણ પુરૂષાર્થમાં કાળનો ભય હોય છે પણ મોક્ષમાં તે ભય હોતો નથી. આ જગતમાં ગુણોના પરસ્પર મળવાથી બ્રહ્મા તથા આપણે ઉત્પન્ન થયા છીએ. તે સઘળાના મનોરથોનો કાળ નાશ કરે છે તેથી તેમને ખરૂં સુખ હોતું નથી માટે હે વત્સ! આ સ્થાવર જંગમ જગતમાં જે અંતર્યામીપણાથી સર્વત્ર પ્રકાશે છે, કાળના પણ માપમાં આવતા નથી ને જે સર્વત્ર દરેકમાં પ્રકાશે છે તે પરબ્રહ્મ હું છું તેમ તું જાણ. આ જગત માળામાં સર્પ બુદ્ધિની પેઠે જે પરમાત્મામાં મિથ્યા ભાસે છે તે નિત્ય મુક્ત પરિશુદ્ધ તથા કર્મને લીધે માયાનો પરાભવ કરવાવાળા એવા પરબ્રહ્મને શરણે જાઉં છું; જેમના ચરણકમળરૂપી આંગળીઓની કાન્તિની ભક્તિ કરવાથી મહાત્માઓ દેહાભિમાનરૂપી કઠણ ગાંઠને તોડી નાખે છે; હે વત્સ! એવા પરમાત્માનું તું સ્મરણ કર; જે ગાંઠને ઇંદ્રિયોના વિષયમાં જતી રોકનારા ને મનમાંથી વિષયા શક્તિને દૂર કરનારા બીજા યોગીઓ તોડી શકતા નથી એવા ભક્તવત્સલ પરમાત્માનું

ભજન કર. જેઓ છ ઇંદ્રિયોથી પ્રવૃત્તિમય એવા આ સંસારરૂપ સાગરને યોગાદિ સાધનોથી તરવાની ઇચ્છા કરે છે તેમને આ લોકમાં કઠિન પરિશ્રમ વેઠવો પડે છે; માટે હે વત્સ! ભગવાનના ભજવા યોગ્ય ચરણારવિંદને નૌકારૂપી કરીને દુસ્તર એવા આ સંસારને તરવો તેજ સહેલો ઉપાય છે.

“ વત્સ! સહેલી રીતે તરવાનો ઉપાય ભક્તિ એજ છે. પરમાત્માના ચરણની ભક્તિ સર્વ બંધનને તોડે છે. પરમકૃપાળુ ભક્તવત્સલ એવા દેવકીસુતનું હમ્મેશાં ધ્યાન ધરવું. તેમનું ધ્યાન કેવી રીતે ધરવું તેની હું તને હવે સમજણ પાડું છું, તે એકચિત્તે શ્રવણ કર. ચિત્તવૃત્તિને શાન્ત કરીને જેના ચાર ભુજ છે ને દરેક હસ્ત શંખ, ચક્ર, ગદા, પદ્મ વગેરે આયુધોથી વિભુષિત છે, જે શેષશય્યામાં પોઢેલા છે, હસતું જેનું મુખ છે, જેના મસ્તક ઉપર કૌસ્તુભમણીનો મુકુટ શોભી રહ્યો છે, જેનાં નેત્રો બીજાને આનંદ પમાડે છે–ભક્તોને અભયદાન આપે છે, જેના ચરણની સેવા લક્ષ્મીજી નિરંતર કરે છે, બ્રહ્માદિ દેવો જેના ગુણ ગાય છે, વેદો જેની સ્તુતિ કરે છે જેનું તેજ અપરંપાર છે, કપોલપ્રદેશ ભવ્ય છે, આંગળીઓ કમળની પાંખડી સમાન છે, જેના નખ હીરાની સમાન ઝગઝગે છે, શંકર ભગવાન જેમનું હિત ઇચ્છે છે, ઘનશ્યામ જેમની મૂર્ત્તિ છે, પુષ્પોની વરમાળા શોભી રહી છે, હસ્તમાં સુવર્ણનાં કડાં કંદોરો વગેરે શોભી રહ્યા છે, લક્ષ્મીજી હમ્મેશાં જેમની પાસે રહેવાની ઇચ્છા કરે છે, પ્રકૃતિ તથા પુરુષના પરમાત્મા છે, સર્વ દેવોના દેવ છે, આ સૃષ્ટિના કારણભૂત એવી સૃષ્ટિને ઉત્પન્ન કરી પાછી પોતામાં લય કરે છે એવા ઘનસ્યામ પરમાત્મા પરબ્રહ્મનું હૃદયમાં ધ્યાન ધરવું, તેમની સ્તુતિ કરવી, તેમનાં પરાક્રમ ગાવાં એજ સહેલો

ઉપાય છે. જે મહાત્માઓ ફક્ત પરમાત્માનાં પરાક્રમો ગાય છે તેમને માયા બંધન કરી શકતી નથી. તેઓ મોક્ષની પણ ઇચ્છા રાખતા નથી પણ પરમાત્મા તેમને મોક્ષ આપે છે. અણિમા, મહિમા, ગરિમા, લઘિમા વગેરે જે અષ્ટ સિદ્ધિઓ છે તેમને પણ ભોગવવાની તેઓ ઇચ્છા કરતા નથી. તો પણ તેઓ પરમાત્માની કૃપાથી મોક્ષ પદને પામ્યા પછી તે સિદ્ધિઓને ભોગવે છે. હે વત્સ! મોક્ષ તથા આ ભવાટવિમાં નાખવાનું કામ ચિત્ત જ કરે છે. ચિત્ત જો પરમાત્મામાં જોડાય છે તો તે જીવની મુક્તિ કરાવે છે ને જો ચિત્ત વિષયોમાં જોડાય છે તો છેવટે જીવને આ ભવાટવિમાં નાખે છે અને જ્યારે 'આ મ્હારૂં—આ ત્હારૂં' એવા અભિમાનથી ઉત્પન્ન થયેલા કામ, ક્રોધ, વગેરે મળોથી મુક્ત થઇને સમાન ભાવવાળો પુરૂષ થાય છે ત્યારે તે જ્ઞાનવૈરાગ્ય, ચિત્ત પ્રકૃતિથી પર ભેદરહિત સ્વયં પ્રકટ સૂક્ષ્મ ઉદાસીન એક સ્વરૂપ તથા આત્મસ્વરૂપ પરમાત્માને અખંડ રૂપે જુએ છે ને દેહાદિકને બળરહિત જુએ છે. પરબ્રહ્મની પ્રાપ્તિ માટે તો પંક્તિયોગ જ સુલભ છે માટે હમ્મેશાં ચિત્તને પરબ્રહ્મમય બનાવી પરમાત્માના ગુણાનુવાદ ગાવામાં પ્રેરવું. હમ્મેશાં પરમાત્માના જ ગુણ ગાવા, તેમનાં પરાક્રમો સંભારવાં; અસ્તુ. હવે મ્હારો જવાનો વખત થઇ જવા આવ્યો છે. માટે હવે તમે શાન્ત થઈ પરમાત્માનું ભજન ગાઓ."

વૃદ્ધ યોગીઃ—પિતા! આપે મ્હને આજે ઉપદેશ આપી મ્હારા માનવજીવની સાર્થકતા કરી છે. હવે મ્હને આ તીવ્ર સંસાર ઉપરથી મોહ ઉતરી ગયો છે. સત્સંગમાં કેટલો ફાયદો રહેલો છે?

યોગીંદ્રનાં શબ્દો સાંભળી મહંત બોલ્યાઃ–" વત્સ! ગુરૂનો શિષ્ય પ્રત્યે શો ધર્મ છે તે શું તું જાણતો નથી? આપણામાં ગુરૂ થવાની હિમ્મત હોય તોજ થવું. વત્સ! ગુરૂનો ધર્મ છે કે પોતાના

શિષ્યનો અધોગતિથી ઉદ્ધાર કરવો ને તેને ઉપદેશ આપી આ ભવાટવિમાંથી તારવો. શિષ્યનો ધર્મ છે કે ગુરૂની હમ્મેશાં સેવા કરવી. તે જેમ કહે તેમ વર્તવું. ગુરૂને ખોટું લાગે તેવું વચન કોઇ દિવસ ઉચ્ચારવું નહિ. ગુરૂની આજ્ઞા માન્ય કરવી. હવે જો ગુરૂ શિષ્યનો ઉદ્ધાર નથી કરી શકતો તો પછી તેની પણ અધોગતિ થાય છે."

આમ બોલી મહંતે ભગવતીને બોલાવી. ભગવતી ત્યાં આવી નમન કરીને ઉભી રહી. મહંતે તેના મસ્તક ઉપર હસ્ત મૂક્યો ને કહ્યું:–" પુત્રી, ત્હારો ઉદ્ધાર પરોપકારમાં જ છે. જ્યાં સુધી ત્હારી પાસે આ દંડ છે ત્યાં સુધી ત્હારી સકળ ઇચ્છાઓ પૂર્ણ થશે. ત્હારૂં ધાર્યું કામ છેવટે થશે ને તું અત્યંત સુખની ભોક્તા થઇશ માટે તું સંકટો સહન કરીને પરોપકાર કરજે. પરોપકારમાં પાછી પાની કરીશ નહિ. પરોપકાર કરતાં મરવું પડે તો મરવું પણ પરોપકારમાં પાછીપાની કરવી નહિ. પુણ્યવાનો તથા ધર્મિષ્ઠોનું રક્ષણ કરવું તથા દુષ્ટોનો વિનાશ કરવો એમાં જ ત્હારૂં શ્રેય સમાયલું છે. હમ્મેશાં પરોપકાર જ કરીને તું આ આશ્રમનું રક્ષણ કરજે. આ વૃદ્ધ યોગીંદ્રની સેવા કરજે. મ્હારી તને છેવટે આટલી જ ભલામણ છે આજથી મ્હારી સઘળી સત્તા હું આ યોગીંદ્રને અર્પું છું."

આમ બોલી મહંતે પાછા યુવાન શિષ્યોને પણ યોગ્ય ઉપદેશ આપ્યો. યુવાન શિષ્યો પણ તેમને નમન કરી સદુપદેશ સાંભળવા લાગ્યા. ત્યાર પછી મહંત બોલ્યા:–"ચાલો હવે સંધ્યાકાળ થઈ ગયો છે. હવે આપણે સ્નાન કરી લઇએ. મ્હારો પણ કાળ નજીક આવતો જાય છે."

આમ કહી મહંત ઉભા થયા. સર્વ મંડળે નર્મદામાં સ્નાન કરી લીધું ને મહંત નર્મદાના તટ ઉપર જ સમાધિમાં બેઠા. અન્યાન્ય

જનો પ્રભુભજન કરવા લાગ્યાં. મહંતે સમાધિ ચઢાવી. તેઓ એક કલાક ધ્યાનસ્થ રહ્યા. ત્યાર પછી કલાક વીતતાં બ્રહ્મરંધ્રમાં થઇ તાળવું જોડી મહંતનો આત્મા અસાર સંસારનો ત્યાગ કરીને દિવ્યલોકમાં ચાલ્યો ગયો. આથી ભગવતીને સહજ શોક થયો એટલે યોગીંદ્ર બોલ્યાઃ–"બેટા ભગવતિ! અત્યારે ત્હારે શોક ન કરવો. મહંત આ ભક્તોનો ત્યાગ કરીને દિવ્ય લોકમાં ચાલ્યા ગયા છે. તેઓ પરમાત્મામય બની ગયા છે માટે એ વિષયનો શોક નહિ કરતાં આપણે સર્વેએ આનંદિત થવું જોઇએ. આ પંચ દેહનું પુતળું બન્યું હતું તે પાંચભૂતમાં મળી જશે. આત્મા અમર છે; તે તો મરતો જ નથી માટે તેનો શોક કરવો વૃથા છે." આ પ્રમાણે ભગવતીને બોધ આપી, યુવાન શિષ્યો કાષ્ટ વીણી લાવ્યા એટલે ચિતા ખડકી તેમાં મહંતના દેહને પધરાવી અગ્નિસંયોગ કરવામાં આવ્યો. અલ્પકાળમાં જ મહંતનો માનવદેહ ભસ્મીભૂત થઇ ગયો. પછી યોગીંદ્રે અગ્નિ તથા ભસ્મને તેમજ ફુલને નર્મદા માતામાં પધરાવી દીધાં અને સર્વે સ્નાન કરી આશ્રમમાં ગયાં.

## પ્રકરણ ૧૪ મું

### દરબારગઢ

આજે પ્રાતઃકાળથી જ રાજમાર્ગ ઉપર પુષ્કળ ભીંડ જામેલી હતી. દરેકનાં મુખ શંકાશીલ હતાં. નગરના ધનાઢયો તથા પ્રજાજનો આજે દરબારગઢ તરફ જતા જણાતા હતા. વીરસિંહ આજે પૂર્ણ ઉત્સાહમાં હતો. આજે તેના આનંદનો પાર નહોતો. પ્રાતઃકૃત્યાદિથી નિવૃત્ત થઇ તે ક્યારનોય દિવાનખાનામાં મહારાજાની રાહ જોતો બેઠો

હતો. એવામાં જ મહારાજા ત્યાં આવી પહોંચ્યા. થોડા વખત પછી ગુલાબસિંહ પણ ત્યાં આવ્યો. મહારાજાએ ગુલાબસિંહને સૂચવ્યું કેઃ-" ગુલાબસિંહ ! તમે દરબારમાં જાઓ ને કોઇપણ હરામી મ્હારી વ્હાલી પ્રજાને હરકત ન કરે તેની સંભાળ રાખો."

તરત જ ગુલાબસિંહ નમન કરી ચાલતો થયો. થોડીવારે મહારાજા તૈયાર થયા ને વીરસિંહને સ્નેહાલિંગન કરી બોલ્યાઃ- "પુત્ર! હજી સૂર્યપુરના પાટવીકુમાર કેમ ન આવ્યા ?"

વીરસિંહ--મ્હારી નમ્ર માન્યતા પ્રમાણે થોડા વખતમાં જ તેઓ આવી પહોંચશે.

મહારાજા—ત્યારે હવે આપણે દરબારમાં જઇશું કે?

વીરસિંહ—હા મહારાજ ! પધારો.

તરતજ મહારાજા વીરસિંહનો હસ્ત પકડીને દરબાર તરફ ચાલ્યા.

દરબારમાં અથાગ ભીંડ જામી હતી. ગુલાબસિંહ તેમને આસને બેસવાનું સૂચન કરતો હતો. એવામાં જ મ્હાર મહારાજાની નેકીનો પોકાર થયો. મહારાજે વીરસિંહનો હસ્ત પકડી સભામંડપમાં પ્રવેશ કર્યો. તેમને જોઇ પ્રજાજનો તથા અન્ય ભાયાતો ઉભા થયા ને તેમણે સર્વેએ મહારાજાને નમન કર્યું. મહારાજા સિંહાસનારૂઢ થયા નેં તેમણે વીરસિંહને પોતાની બાજૂમાં જ બેસાડયો. તેની જોડે સઘળા ભાયાતો તથા ગુલાબસિંહ બેઠા. દરબારમંડપમાં સ્હામેના ખંડમાં સ્ત્રીઓને બેસવાની વ્યવસ્થા હતી. એ સ્ત્રીમંડળમાં ભાયાતોની સ્ત્રીઓ તથા નાગરિકોની પત્નીઓ આવેલી હતી. સઘળી સુંદરીઓની વચ્ચે એક સિંહાસન ઉપર મહારાણી વિમળાદેવી બેઠી હતી ને તેની બાજૂમાં રાજકુમારી પ્રિયનંદા મર્હુમ સેનાધિપતિની પુત્રીઓ કાન્તા તથા મહિલા સાથે બેઠી હતી.

સર્વત્ર શાન્તિ છવાઇ ગઇ એવામાં સૂર્યપુરનો પાટવીકુમાર કેશરીસિંહ તથા પ્રધાનપુત્ર દિનકરરાય શસ્ત્ર વીસ સૈનિકો સાથે ઉપસ્થિત થયા, મહારાજા હર્ષમાં આવી જઇ કેશરીસિંહને ભેટી પડયા ને તેને પોતાના આસને બેસાડવા લાગ્યા. દિનકરને પણ તેમણે કુશળ સમાચાર પૂછ્યા; પણ કેશરીસિંહે તથા દિનકરે વીરસિંહ પાસે જ પોતાનાં આસન લીધાં. કેશરીની દૃષ્ટિ પ્રિયનંદા ઉપર પડી ને પ્રિયનંદાએ સંકેતથી તેનું સન્માન કર્યું. પ્રણયી યુગ્મનું નેત્રમિલન થયું. મહિલાએ પણ સંકેતથી દિનકરનું સન્માન કર્યું. આવું જોઈ કાન્તા ધીમે રહી સ્મિત કરતી રાજકુમારીના કાનમાં બોલીઃ—"બ્હેન! કેશરીસિંહને મળવા ઉતાવળાં ન થતાં. સંધ્યાકાળે બગીચામાં તેમની સાથે તમારો મેળાપ થશે."

આ સાંભળી પ્રિયનંદાએ કાન્તાને શાન્ત રહેવાનું સૂચન કયુ. કાન્તા પણ વખત વિચારી ચુપ થઇ.

દરબાર ચીકાર ભરાયો એટલે. મહારાજાએ એક અનુચરને કહ્યું:—" જા, કારાધ્યક્ષને કહે કે તે દુષ્ટ સેનાધિપતિ તથા તેના નીચ સહચરોને દરબારમાં હાજર કરે."

તરત જ અનુચર નમન કરીને ચાલ્યો ગયો. થોડી વારે કારાધ્યક્ષ દસ સશસ્ત્ર સૈનિકોના પહેરામાં જંજીરોથી જકડાયલા સેનાધિપતિ તથા તેના દુષ્ટ સહચર કુટિલસિંહને લઇ દરબારમાં આવ્યો. તેને જોઇ સઘળી પ્રજા આશ્ચર્યચકિત બની જઇ વિચારવા લાગી કે:—"અરે આ શું? આ વીર સેનાધિપતિને શા માટે બેડીઓ નાખી હશે?" પણ તેમનો ભ્રમ લાંબો વખત રહ્યો નહિ. મહારાજા આસન ઉપરથી ઉભા થયા ને ઉચ્ચ સ્વરે સઘળા લોકો સાંભળે તેવી રીતે બોલવા લાગ્યાઃ—"મ્હારા વફાદાર સરદારો તથા મ્હારા પ્રિય

નાગરિકો! તમે વિચારમાં પડયા હશો કે ધૈર્યસિંહને શા માટે કેદ કર્યો છે? ગઇ કાલનો ભયંકર બનાવ તમે જોયો નથી. તે દુષ્ટની દુષ્ટતાની હકીકત સાંભળીને તમે પણ તેને તિરસ્કારની નજરે જોશો. કાલે મધ્યાન્હકાળે મ્હારી પુત્રી બગીચામાં બેઠેલી હતી તેજ વખતે વીસ સૈનિકો સાથે આ દુષ્ટ ત્યાં હાજર થયો. પ્રિયનંદાને મ્હેં જ નજરકેદ કરી હતી. તેનું કારણ પણ આ દુષ્ટ જ છે. તેનાં સ્વાર્થ ભરેલાં મીઠાં વચનોથી મ્હારી બુદ્ધિ બહેર મારી ગઇ હતી. હું આના ઉપર વિશેષ વિશ્વાસ રાખતો હતો. તેનો અવળો લાભ લઇને આ દુષ્ટે અત્રે બિરાજેલા સુર્યપુરના પાટવીકુમાર તથા મ્હારી પ્રિય પુત્રી વિરુદ્ધ મ્હને ઉશ્કેર્યો ને તેથી મ્હેં પ્રિયનંદાને નજરકેદ કરી હતી. તે દુષ્ટે મ્હારૂં ખૂન કરી રાજ્ય લેવાનો પણ વિચાર કર્યો હતો તથા પરમ દિવસે મધ્યરાત્રે મારૂં ખૂન કરવા આ દુષ્ટે મ્હને ખોટું સમજાવી મ્હારા શયનગૃહમાં જ શયન કર્યું હતું. પણ તેમના દુષ્ટ વિચારો વફાદાર વીરસિંહ સાંભળી ગયો હતો, તેથી તે તથા મર્હુમ સેનાધિપતિની વીર પુત્રી કાન્તા મ્હારો બચાવ કરવા આવ્યાં હતાં ને તેમના જ પ્રતાપથી હું મરતો બચ્યો છું. વીરસિંહની વફાદારીથી હું તેના ઉપર અત્યંત પ્રસન્ન થયો છું. તે તેના પિતાના જેવો જ બહાદુર છે. તેની વફાદારીનું વર્ણન શબ્દોથી થઇ શકે તેમ નથી. કાન્તા પણ તેના પિતાનું નામ રાખે તેવી જ બહાદુર છે. સેનાધિપતિ મ્હેં કહ્યું તે પ્રમાણે વીસ સૈનિકો સાથે ત્યાં હાજર થયો ને તેણે પ્રિયનંદાના પ્રેમની માગણી કરી. તે વખતે કાન્તા તથા મહિલા ત્યાં નહોતી. મ્હારી કુળદીપક પુત્રીએ તે દુષ્ટનો તિરસ્કાર કર્યો. તેજ વખતે કાન્તા ત્યાં જઇ પહોંચી પણ એ બહાદુર બાળાનું તે શયતાન રાક્ષસો આગળ કાંઇ ચાલ્યું નહિ. છેવટે આ નીમકહરામ સેનાધિપતિએ

પ્રિયનંદા ઉપર હુમલો કર્યો ને તેથી પ્રિયનંદા બેભાન થઇ ગઈ. એ વખતે કાન્તાએ એકાએક ચીસ પાડી. વીરસિંહ બગીચામાં જ હતો. તેણે કાન્તાની ચીસ સાંભળી ઘટના સ્થળે ઉપસ્થિત થઈ દુષ્ટની દુષ્ટતાનું દર્શન કર્યું. છેવટે ક્રોધને વશ થઇ તેણે ધૈર્યસિંહને ચાલ્યા જવાનું ફરમાવ્યું; પણ ધૈર્યસિંહે તો તેને મારી નાખવાનું કહ્યું. આથી વીરસિંહ તથા સેનાપતિના સૈનિકો વચ્ચે ઝપાઝપી થઇ. વીરસિંહે ક્ષણ માત્રમાં તેના સૈનિકોનો કચ્ચરઘાણ વાળી નાખ્યો. આથી સેનાધિપતિએ ગુપ્ત રીતે પીસ્તોલથી તેને મારવાનો ઠરાવ કર્યો. તરતજ તેણે પીસ્તોલની નેમ તાકી એવામાં અત્રે બેઠેલા સૂર્યપુરના પાટવીકુમાર તેમના પ્રિય મિત્રની સાથે આવી પહોંચ્યા તથા આ વીરવર દિનકરરાયે સેનાધિપતિએ જે હાથમાં પીસ્તોલ પકડી હતી તે હાથના કાંડામાં પીસ્તોલ મારી. આવી રીતે તેમણે મ્હારા પ્રિય વીરસિંહનો પ્રાણ બચાવ્યો. કેશરીસિંહ અને દિનકરરાય આવવાથી સેનાધિપતિ થાક્યો ને છેવટે વીરસિંહના હાથે પછડાયો. તેજ વખતે ગુલાબસિંહના કહેવાથી હું સઘળો ભેદ કળી ગયો ને તેની સાથે બગીચામાં આવ્યો. તેજ વખતે વીરસિંહ તેનો ઘાત કરતો હતો; પણ મ્હને જોઇ તે શાન્ત થયો. તે જ વખતે આ દુષ્ટને તથા તેના આ નીમકહરામ સહચર કુટિલસિંહને કારાગૃહમાં મોકલવામાં આવ્યા. તેનો બીજો સહચર મદનસિંહ તો બહાદુર કાન્તાના પરાક્રમથી યમશરણે ગયો હતો. બોલો, મ્હારા સરદારો તથા પ્રિય નાગારકો! હવે આ દુષ્ટને શી સજા કરવી ? ”

આમ બોલી મહારાજા આસન ઉપર બેઠા. પછી સર્વના મુખમાંથી એવાં વાક્ય નીકળ્યાં કે, “ તે દુષ્ટ વિષયાંધ છે. એને શૂળીએ કે ફાંસીએ ચઢાવો અગર ગરદન મારો. તેણે જે દુષ્ટતા વાપરી

છે તેના પ્રમાણમાં તેને જે શિક્ષા કરો તે ઓછી જ છે. તેણે પોતાના અન્નદાતાનું જ ખૂન કરી આ રાજ્ય મેળવવાનો વિચાર કેમ કર્યો? મહારાજે તેને આવી રીતે ઉચ્ચ પદ ઉપર ચઢાવેલો હોવા છતાં અન્નદાતાની પુત્રી ઉપર કુદૃષ્ટિ કરતાં એ નીમકહરામની આંખો કેમ ન ફુટી ગઇ?" આવી રીતે પ્રજાજનો બોલવા લાગ્યા. એવામાં વીરસિંહનો ગંભીર સ્વર સંભળાયો એટલે સઘળાં શાન્ત થઇ ગયાં. વીરસિંહ સેનાધિપતિ તથા કુટિલસિંહ તરફ જોઇને બોલ્યો:–"સેનાધિપતિ સાહેબ! બોલો, જવાબ આપો કે પરમ દિવસે મધ્યરાત્રે મહારાજાનું ખૂન કરવા આવનાર તમે જ હતા કે? તે દિવસે રાત્રે જંગલમાં રાજ્ય પચાવી પાડવાની મસલત ચલાવનાર પણ તમે જ હતા કે? બોલો, હવે તમે શો ઉત્તર આપો છો? મહારાજાએ તમને ઉચ્ચ પદાધિકાર અર્પણ કર્યો તેનો બદલો તમે આવી રીતે જ વાળવા ઇચ્છો છો કે? ધિક્કાર છે તમને તથા તમારા દુષ્ટ સહચરોને. હવે તમને શી સજા કરવી?"

સેનાધિપતિ આ વાક્યોના ઉત્તરમાં કાંઇ પણ બોલી શક્યો નહિ. પછી મુખ્ય માણસોની અનુમતિ લઇને મહારાજાએ તેમને બીજે દિવસે બપોરે ફાંસી ચઢાવવાનો હુકમ કર્યો. ત્યાર પછી સેનાધિપતિનું પદ કોને આપવું તે બાબતનો વિચાર ચાલવા લાગ્યો. છેવટે વીરસિંહ બોલ્યો:–"મહારાજ! આ ગુલાબસિંહ સ્વામીભક્ત છે તથા યુદ્ધ કૌશલમાં પણ નિપુણ છે માટે તેમને સેનાધિપતિનું પદ આપશો તો તેઓ તેને શોભાવશે એવી મ્હારી ખાત્રી છે." આ વાક્યો સાંભળી મહારાજાએ ગુલાબસિંહને બોલાવ્યો. ગુલાબસિંહ આગળ આવી મહારાજાને નમન કરી ઉભો રહ્યો. મહારાજા બોલ્યા:–"ગુલાબસિંહ! હું તમને સેનાધિપતિ જોખમદારી ભરેલું પદ આપું છું. લ્યો,

આ રત્નજડિત સુવર્ણ મુઠવાની સમશેર તમારી કમરે બાંધો. તમે સેનાધિપતિના પદને વફાદાર રહીને શોભાવશો એવી મ્હારી ધારણા છે."

ગુલાબસિંહે નમન કરી સમશેર સ્વીકારતાં કહ્યું:-"મહારાજ! જ્યાં સૂધી મ્હારા દેહમાં શુદ્ધ ક્ષત્રિયનું લોહી વહેતું હશે ત્યાં સૂધી હું રાજ્યને સહજ પણ આંચ નહિ આવવા દઉં."

આમ કહી મહારાજાની રજા મળતાં ગુલાબસિંહ સમશેર લઇને પોતાના આસને બેઠો. ત્યાર પછી મહારાજાએ કારાધ્યક્ષને આજ્ઞા કરી કે, "આ બન્ને કેદીઓને હમણાં લઇ જાઓ. કાલે દરબારમાં તેમને હાજર કરજો." તરતજ કારાધ્યક્ષ તેમને સાથે લઇ ચાલ્યો ગયો. દરબાર બરખાસ્ત થયો. મહારાજા વીરસિંહ, કેશરીસિંહ, દિનકરરાય તથા ગુલાબસિંહ વગેરે રાજમહેલ તરફ જવા લાગ્યા. ત્યાં જઇ તેમણે સર્વેએ ભોજન કરી લીધું. રાજરાણી વિમળાદેવી, પ્રિયનંદા, કાન્તા, મહિલા વગેરે પણ જમી પરવારી વિશ્રામભુવનમાં ગયાં.

સંધ્યાકાળે કાન્તા, મહિલા તથા રાજકુમારી બગીચામાં ગયાં. બીજી તરફથી કેશરીસિંહે પણ મહારાજાની રજા લીધી ને તે બગીચા તરફ જવા લાગ્યો.

## પ્રકરણ ૧૫ મું

### પ્રેમવિનોદ

સાંજના ચાર વાગ્યા હતા. સર્વત્ર આનંદ છવાઇ રહેલો હતો. પવન મંદમંદ ફુંકાતો હતો. મહારાજાના ઉદ્યાનમાં સુગંધિત વાયુ સ્વચ્છંદતાથી વિહરતો હતો. આવા રમ્ય સમયે રાજકુમારી

તેની બન્ને સખીઓ સાથે ઉદ્યાનમાં ફરતી હતી. આજે કેશરીસિંહની મુલાકાત થનાર હોવાથી તેના આનંદનો પાર નહોતો. આજે તેણે ઘણો સુંદર મૂલ્યવાન્ પોષાક પહેર્યો હતો. આજે તેનું સૌંદર્ય અલૌકિક ભાસતું હતું. એવામાં મહિલા બોલી:–"બ્હેન! આજે તો તમે ઘણા જ આનંદમાં દેખાઓ છો!"

કાન્તા–"બ્હેન! આજે તમારા તથા તેમના પ્રિયતમ પધારેલા છે. તેઓ હમણાં જ તમને મળવા આવશે. માટે જ આજે તમારો આનંદ સમાતો નથી."

આ સાંભળી મહિલાએ શર્માઇ જઇને કહ્યું:–"અલી કાન્તા! મશ્કરી કરવાની ત્હારી આદતજ ન ગઇ! અમે તો તેમનાં દર્શન જ કર્યા હતાં; પણ તમે તો કાલે તમારા પ્રિયતમની સોડમાં જ હતાં ને પાછાં સફાઇ કરો છો! વીરસિંહનું શૌર્ય જોઇ તમને પણ શૌર્ય ચઢયું હતું ને તેના આવેશમાં જ તમે પેલા બીચારા મદનસિંહને જમીનદોસ્ત કર્યો હતો. તમારું એ પરાક્રમ નજરે પડવાથી વીરસિંહજીનો તમારા ઉપરનો પ્રેમ ઘણો વધી ગયો છે."

કાન્તા—ત્યારે તમે કયાં ગયાં હતાં? તમારે પણ ત્યાં આવી શૌર્ય દર્શાવી દિનકરરાયને પ્રસન્ન કરવા હતા!

પ્રિયનંદા—બ્હેન! કાલની વાત યાદ આવતાં મ્હારું સર્વાંગ રોમાંચિત થઈ જાય છે. જો વીરસિંહ યથા સમયે ન આવ્યા હોત તો હું અત્યારે હયાત ન હોત. વાહ! તેમના પરાક્રમની તુલના થઈ શકે તેમ નથી. કાન્તા! ત્હેં ત્હારે લાયક જ પતિ શોધી કાઢયા છે.

કાન્તા—ત્યારે શું દિનકરરાય પણ જેવા તેવા છે કે? કાલે કુટિલસિંહ નાસતો હતો તે વખતે તેમણે અશ્વ ઉપરથી છલંગ મારી તેને પકડયો હતો ને મહારાજ આવી પહોંચવા છતાં તેઓ

નિડરપણે શત્રુને મારતા હતા. પછી કુમારે જ્યારે સંકેત કર્યો ત્યારે જ શત્રુને તેમણે છૂટા કર્યો. મ્હારી બ્હેન મહિલા પણ પતિની પરીક્ષા કરવામાં ક્યાં કોઇથી કાચી છે ?!

પ્રિયનંદા—કાન્તા! ત્હારા કરતાં તે ચઢે તેમ નથી, કારણ કે તું તો ત્હારા પ્રિયતમને સાથે જ રાખે છે ને મહિલા તો ક્વચિત્ જ દિનકરરાયનાં દર્શન કરી શકે છે.

આ શબ્દો સાંભળીને કાન્તાએ શરમાઇને નીચું જોયું. તે જોઇને મહિલા બોલી:-" બ્હેન! અમારી સાથે વાત કરતાં શરમ શાની આવે છે? વીરસિંહની સાથે વાત કરતાં તો શરમ આવતી નથી!"

પ્રિયનંદા—ચાલો હવે તે વાત જવા ઘો; કાન્તા કેટલા વાગ્યા હશે!

કાન્તા—બ્હેન! વખત પૂછવાનું શું પ્રયોજન છે?

પ્રિયનંદા—તેમાં વળી પ્રયોજન શું હોય. હું તો સહજ પૂછું છું.

મહિલા—કાન્તા! આજે કુમાર સાહેબની સ્વારી અહીં થઇને સૂર્યપુર જનાર છે.

કાન્તા—અને દિનકરરાય પણ તેમની સાથે જ હશેને?

મહિલાએ ચીડાઇને કહ્યું-"હા હા, તે પણ સાથે જ આવશે. બોલ હવે શું કહેવા માગે છે?"

કાન્તા—તે એટલે કોણ તે તો કહે?

મહિલા—બીજું કોણ? મ્હારા પ્રિયતમ દિનકરરાય. આ વખતે પ્રિયનંદા હસીને બોલી:-" કાન્તા! તું હમણાં એનો વિનોદ કરે છે; પણ પાછો ત્હારો પણ વારો આવશે."

કાન્તા—તે વખતે જોઇ લેવાશે.

પ્રિયનંદા—જવાદે હવે એ વાતને દેવ પુજામાં માતાજીને પુષ્પો જોઇએ છે તો જા પુષ્પો લઈ આવ.

કાન્તા—હા બ્હેન ! કેશરીસિંહના આવવાનો સમય થયો છે એટલે તમે બન્ને જણાં મ્હને દૂર કરવા ઇચ્છતાં હશો કેમ ?

પ્રિયનંદા—હા હા, તેમ તું સત્વર પુષ્પો લઈ આવવા જા.

કાન્તા કહે જુઓ સાંભળો:—

વ્હાલી મ્હારી રાજકુમારિ ! શીદને અધીરી થાયે ?
અનંગ દુઃખ ત્હારા અંતરમાં, ના કોને કહેવાયે !
મહિલા:—દર્દ ભર્યું છે અંતર ત્હારા, ક્ષણ ક્ષણ એ સમજાયે,
પંચબાણનો ભોગ થઇ તું, પીડા બહુયે થાયે.
કાન્તા:—મનમોહનને મનમાં પુરી, સ્નેહનું શિક્ષણ લેશે;
પરવશ બની બનાવી બાળા, હૃદયદાનને દેશે.
પ્રિયનંદા:—ચબાવલી થઇ બ્હેની મારી શીદને આવું બોલો;
વસી રહ્યું જે તમ અંતરમાં, શબ્દદ્વાર એ ખોલો.
કાન્તા:—કેશરીની કમનીય મૂર્તિએ, અદ્ભુત જાદુ કીધું;
અસત્ય વાણી ઉચ્ચારવાનું, શિક્ષણ એણે દીધું !
મહિલા:—સરળ હૃદયની આ સરલાને, એવું તે શું કીધું ?
વદન ઉપરથી હાસ્ય ગયું ને શોકે દર્શન દીધું !
પ્રિયનંદા:—કમળાવાળી દૃષ્ટિ બ્હેની હરનિશ પીળું પેખે;
હોય હૃદય જેવું પોતાનું, બીજાનું તે દેખે.
મહિલા મોહી દિનકર ઉપર પદ્મ સૂર્યની માળા,
કાન્તા ત્હેં પણ શોધી કાઢ્યા, વીરસિંહ રઢીયાળા.

માટે બ્હેનો ! ચુપ રહેવામાં જ સાર છે.

કાન્તા:—બ્હેન ! એક ગરબો ગાઓ જેથી જીવ શાન્ત્ થશે.

પ્રિયનંદા:—જો તમે ઝીલો તો હું ગાઉં.

મહિલા અને કાન્તાએ તેમ કરવાની સંમતિ દર્શાવી એટલે

પ્રિયનંદા રૂપાની ઘંટડી જેવા મધુર કંઠથી, વાયુને વિકંપિત કરી ગરબો ગાવા લાગીઃ-

" ખીલ્યો વસંત ને શોભાની બ્હાર છે;
સૃષ્ટિસૌંદર્યનો પાર છે. ખીલ્યો.

( સાખી. )

કોયલ બોલે કુહુ કુહુ, રમ્ય પ્રિય ભણકાર;
સાંભળતા એ હૃદયમાં, તનના નાચે તાર.
પિયુ પરદેશ અહીં ન્હાનકડી નાર છે;
પ્રિયતમ વિણ કોઇ ના આધાર છે. ખીલ્યો.

( સાખી. )

પુષ્પો વિધ વિધ વિકસતાં, મયૂર કરે શણુગાર;
વસંતમાં ખીલી અહા ! સૃષ્ટિની શી બ્હાર !
આવ્યો અનંગ ને પીડા અપાર છે;
વિરહના દુઃખનો ન પાર છે. ખીલ્યો.

( સાખી. )

ક્ષણ ક્ષણ સંભારે પિયુ દર્શન કેમ ન થાય ?
આપ વિયોગે નાથજી, પળ પણ ના રહેવાય.
તનના આ તાપથી બાળા લાચાર છે;
તારરૂપ બાળાને પ્રિયતમ સિતાર છે. ખીલ્યો.

ધીમે ધીમે સંગીત બંધ થયું; પરંતુ તેનું તાન જાણે કે વાયુમાં કંપવા લાગ્યું.

એવામાં વીર કેશરીસિંહ તથા દિવકરરાય અશ્વોને બગીચા બ્હાર બાંધી અંદર આવ્યા. તેમને જોતાં જ કાન્તા પુષ્પો લેવા ચાલી ગઇ તથા મહિલા દૂર એક કુંજમાં જઇને બેઠી. હવે વીર

કેશરીસિંહ રાજકુમારીની નજીક આવ્યો ને દિનકર પોતાનાં ચપળ ચક્ષુઓ ચારે તરફ ફેરવી મહિલાને શોધવા ગયો. છેવટે મહિલાને કુંજ પાસે બેઠેલી જોઇ તે તેના તરફ વળ્યો. બીજી તરફથી કેશરીસિંહે પ્રિયનંદાને પાસે ખેંચીને તેને પ્રેમાલિંગન કર્યું. પ્રિયનંદાને તેના બાહુપિંજરમાંથી છૂટવાનું મન થતું નહોતું પણ શરમને લીધે તેના હાથમાંથી છૂટીને દૂર ઉભી રહી. તેણે બોલવાને મુખ ઊંચું કર્યું પણ કાંઇ બોલી શકી નહિ. રાજકુમાર તથા દિનકરરાય ક્યારનાય આવીને આ બાળાઓનો સંવાદ સાંભળી ગયા હતા. તેથી કુમાર બોલ્યોઃ—"પ્રાણેશ્વરિ! કેમ બોલતાં નથી? અલ્પકાળ પૂર્વે તો તમે સખીઓ સાથે વિનોદ કરતાં હતાં!" આ શબ્દો સાંભળીને પણ પ્રિયનંદા કાંઇ બોલી નહિ એટલે રાજકુમારે તેનો સુકોમળ હસ્ત પકડીને એક ચુંબન કર્યું ને બોલ્યો કે, "રાજનન્દિનિ! હવે તો સુખી છો ને?" પ્રિયનંદાએ મૌનનો ભંગ કરી મૃદુ સ્વરે તથા મંજુલ સ્વરે કહ્યુંઃ—"કુમાર! આજ સુધી તો હું દુઃખી હતી પણ હવે દુઃખનું વાદલ દૂર થઇ ગયું હોય એમ લાગે છે. જીવિતેશ્વર! તમે મ્હારૂં સર્વસ્વ લૂંટી લીધું છે છતાં આપનાં દર્શન દાસીને દુર્લભ કેમ છે?

કુમાર—વ્હાલિ! ત્હેં પણ કાંઇ ઓછો જાદુ કર્યો નથી. ત્હારો ક્ષણકાળનો વિયોગ પણ હું સહન કરી શકતો નથી.

પ્રિયનંદા—વ્હાલા! તમારા કરતાં મ્હારી સ્થિતિ વિશેષ ખરાબ છે. આવી રીતે એક સરળ બાળાનું મન હરણ કરતાં ક્યાંથી શીખ્યા?

કુમાર—તે તો તમે જ શીખવાડયું છે.

પ્રિયનંદા—વાહ રે મ્હારા મનમોહન! આવું બોલતાં તમે ક્યાંથી શીખ્યા?

કુમાર—મ્હારી વ્હાલી પ્રિયનંદાના સમાગમથી મ્હને આવું બોલતાં આવડયું છે.

પ્રિયનંદા—લ્યો હવે તો હું તમારાથી હારી ને તમે જીત્યા. હવે આ દાસીનો સ્વીકાર ક્યારે કરશો ? આ પ્રાણેશ્વરીએ પોતાના પ્રેમ-મંદિરમાં તો આપની પ્રતિમાની સ્થાપના કયારનીય કરી દીધી છે.

કુમાર—વ્હાલી, તને તો મ્હેં કયારનીય સ્વીકારી છે; મ્હારા અંતઃકરણમાં ત્હારી સ્થાપના કરી છે. હવે તો કેવળ લૌકિક વ્યવ-હાર થઇ જવાની જ જરૂર છે.

અહીં આ પ્રમાણે વિનોદ ચાલતો હતો તેવી જ રીતે સ્હામા કુંજમાં બે પ્રેમીઓ પ્રેમવિનોદ કરવામાં લીન બની ગયાં હતાં. તેમની સઘળી વાતો ચાલાક કાન્તા સાંભળતી હતી. તેમની .સઘળી ગુપ્ત વાતચિત સાંભળી કાન્તા રાજકુમારી તરફ વળી. ત્યાં રાજકુમારી અને કેશરીસિંહ પોતાને જોઇ શકે નહિ તેવી રીતે તે છાનીમાની તેમનાથી થોડા અંતરે છુપાઈ ગઇ. રાજકુમારી તથા રાજકુમાર એકબીજાંના ખભા ઉપર હાથ મૂકીને પ્રેમસરોવરમાં સ્નાન કરતાં હતાં ને તેમની વાતો કાન્તા સાંભળતી હતી.

કેશરીસિંહે કહ્યું:–" વ્હાલી, લ્યો હવે હું રજા લઇશ."

પ્રિયનંદા—શું તમે જશો ?

કુમાર—હા, હવે જવું જ જોઇએ. કારણ કે રાત્રિ થતાં પહેલાં અમારે નગરમાં પહોંચવું જોઇએ. સૂર્યાસ્ત થવાને હવે વિશેષ વખત લાગે તેમ નથી.

પ્રિયનંદા—પ્રિયતમ ! હવે પાછા કયારે મળશો ?

કુમાર—હવે તો લગ્ન સમયે મળીશું.

પ્રિયનંદા—એ તો બહુ જ મોડો વાયદો થયો.

કુમાર—હવે પુનઃ હું જલ્દી અત્રે આવી શકું તેમ નથી; કારણ કે મહેસુલનો વખત આવ્યો છે તેથી એ કામમાં ગુંથાઇ રહેવું પડે તેમ છે. લ્યો, હવે રજા છે ?

પ્રિયનંદા—જેવી તમારી ઇચ્છા. પણ વ્હાલા ! જો બની શકે તો વચ્ચે એક વખત આ દાસીને આપનાં દર્શન કરાવી કૃતાર્થ કરશો.

રાજકુમારી આ શબ્દો બોલી રહી અને રાજકુમાર જવાની તૈયારી કરતો હતો એવામાં કાન્તા હસતી હસતી ત્યાં આવી ને રાજકુમારના જામાનો છેડો પકડીને બોલી-"ઉભા રહો, ઉસ્તાદ ચોર ! મ્હારી બ્હેનના હ્રદયની ચોરી કરીને હવે નાશી જવાની ઇચ્છા કરો છો કે ?"

કુમાર—વાહ ! વિનોદી બ્હેન ! વિનોદ કરવાની ત્હારી ટેવ જ ન ગઇ કેમ ? લે હવે મ્હને રજા આપ.

કાન્તા—જાઓ છો ક્યાં ? હવે તો તમને તથા દિનકરરાયને કેદ કરાવવા પડશે સમજ્યાને?

કુમાર—વારૂ, કેવી રીતે કેદ કરશો ? હાથે ભારે કડી નાખશો કે હલકી ?

કાન્તા—તમને પ્રિયનંદાના પ્રેમમંદિરમાં તથા દિનકરરાયને મંહિલાના પ્રેમમંદિરમાં કેદ કરી પુષ્પના પાશથી બાંધવામાં આવશે.

કુમાર—વાહ ! આજે તો તમે ખુબ કરી.

પ્રિયનંદા—અરે કાન્તા ! આમ ફટફટ બોલતાં લજવાતી નથી ?

કાન્તા—વાહરે બ્હેન ! તમે પણ ઉપરાણું લેતાં ઠીક શીખ્યાં છો !

કુમાર—લ્યો હવે હું જઇશ.

આમ બોલતો કુમાર જવાની તૈયારી કરવા લાગ્યો; એવામાં સ્હામી બાજૂથી દિનકર તથા મહિલા આવી પહોંચ્યાં. તે જોઇ કાન્તા

બોલીઃ-" આવ મ્હારી શાણી બ્હેન ! તું પુષ્પ વીણવા ગઈ હતી કે ?"

મહિલા—હા બ્હેન! હું પુષ્પ વીણવા ગઇ હતી એવામાં કેશરીસિંહ આવ્યા ખરા ને વળી વિદાય પણ થવા લાગ્યા. મ્હને વખત બહુ લાગ્યો.

કાન્તા—હા બ્હેન ! પ્રેમનાં પુષ્પો વીણતાં વાર લાગે જ.

મહિલા—હવે ખોટું બોલવાનું છોડી દે ને મશ્કરી મૂક.

કાન્તા—વાહ ! મ્હને પણ જુઠી પાડે છે કે ? બોલો દિનકરરાય ! પેલા કુંજમાં કોણ બેઠું હતું ?

પ્રિયનંદા—હવે લવારો મૂક.

પછી રાજકુમારે જવાની તૈયારી કરી ને પ્રેમી જોડાં વિખુટાં પડયાં. રાજકુમાર તથા દિનકર અશ્વો ઉપર સ્વાર થઇ પોતાની રાજધાની તરફ રવાના થયા. રાજકુમારી પણ તેની બન્ને સખીઓ સાથે વાતચિત કરતી રાજમહાલય તરફ જવા લાગી.

## પ્રકરણ ૧૬ મું

### પલાયન

રાત્રિના લગભગ સાડાબાર વાગ્યાનો સમય થયો હતો. સર્વ મનુષ્યો નિદ્રાદેવીના ખોળામાં વિશ્રામ લેતાં પડયાં હતાં. સર્વત્ર શાન્તિનું સામ્રાજ્ય સ્થાપિત થયેલું હતું. આવા શાન્ત સમયે કોણ નિદ્રાદેવીનો આસ્વાદ લીધા સિવાય રહે ? કેવળ ચિંતાતુર, પાપી, ખુની, ચોર, ઠગ વગેરે માનવ વેશધારી શયતાનોના કમનસીબ કિસ્મતમાં જ વિધાતાએ નિદ્રાદેવીનું સુખ નિર્માણ કરેલું હોતું નથી. ભદ્રપુરમાં સર્વ મનુષ્યો નિદ્રાદેવીનો આસ્વાદ લેતાં શય્યાવશ થયેલાં

હતાં. આ સમયે કેવળ એક મનુષ્યાકૃતિ કારાગૃહ તરફ ચાલી જતી હતી. તેનું મસ્તક ખુલ્લું હોઇ તેના શરીર ઉપર પુરતાં વસ્ત્ર નહોતાં. તે પોતાનાં ચપળ ચક્ષુઓ ચારે તરફ ફેરવતો હતો. આ ઉપરથી એવું અનુમાન થતું હતું કે તે કોઇ ગુપ્ત કાર્ય પાર ઉતારવા માટે કારાગૃહ તરફ જતો હતો. છેવટે તે કારાગૃહના સુદૃઢ મકાન નજીક ઉપસ્થિત થયો. કારાગૃહના દરવાજા પાસે દશ સૈનિકો હાથમાં ખુલ્લી સમશેરો લઇ પહેરો ભરતા હતા. આવનાર મનુષ્યાકૃતિએ પહેરેગીરો પાસે જઇ નમ્ર સ્વરે કહ્યું:--"ભાઇઓ! મ્હને જરા દેવતા આપશો?"

આ વાક્ય સાંભળી પહેરેગીરો ચમકી ઉઠયા. તેઓમાંનો એક મુખ્ય પહેરેગીર આગંતુક વ્યક્તિને ઉદ્દેશી બોલ્યો:-"ખબરદાર! એટલે જ રહે. તું કોણ છે ને અહીં કેમ આવ્યો છે?"

આ પ્રશ્ન સાંભળી આવનાર મનુષ્યે દયામણું મુખ કરીને કહ્યું:- "ભાઇઓ! હું જાત્રાએથી આવું છું ને મ્હારૂં ગામ અહીંથી બહુ દૂર છે. આજ રાતનો હું અહીં આવ્યો છું, મ્હારો મુકામ આજે આ સ્હામા ઓટલા ઉપર છે. હું અત્યારે જાગી ઉઠયો છું. મ્હને ચલમ પીવાની તલપ લાગી છે તેથી જો દેવતાની એક ચીણગારી આપશો તો મ્હારા ઉપર આપનો ઘણો ઉપકાર થશે."

આ શબ્દો સાંભળી એક પહેરેગીર બોલ્યો:--"ભાઇ! આ તો મ્હોટા સરદારોનું કારાગૃહ છે. જો કોઇ સરદારનો ગુન્હો થાય છે તો તેને અહીં કેદ કરવામાં આવે છે. અહીં હાલમાં આ નગરના સેનાધિપતિ સાહેબને મહારાજાથી બેવફા થવાની અપરાધ માટે કેદ કરવામાં આવ્યા છે ને તેમના પહેરા ઉપર અમારી નિમણુંક થયેલી છે. કોઇ પણ મનુષ્યને અહીં આવવાની મના કરેલી છે."

આ વાક્યો સાંભળી આવનાર મનુષ્યના મુખ ઉપર હાસ્યની રેખા સ્પષ્ટ દેખાવા લાગી; પણ તેનો ભાવ પહેરેગીરો જાણી શક્યા નહિ. પછી એક પહેરેગીર બોલ્યોઃ—" પણ ભાઈ! તું જાત્રાળુ છે એટલે અમારે ત્હારી ચિંતા રાખવાનું પ્રયોજન નથી. તું આવી ને સુખેથી ચલમ પી."

તરત જ આવનાર માણસે સાફી અને ચલમ કાઢી તેમાં તમાકુ ગોઠવી ને ઉપર દેવતા મૂકી તે ચલમ પીવા લાગ્યો. ચલમ પીતાં પીતાં તે પહેરેગીરો સાથે વાતો કરવા લાગ્યો. થોડા સમય પછી પોતાના ખીસ્સામાંથી બીજી તમાકુ કાઢીને પહેરગીરોની સ્હામે ધરીને તે બોલ્યોઃ—" લ્યો ભાઇ! આ તમાકુને તમારી ચલમમાં ગોઠવીને તમે પણ પીઓ." પહેરગીરોએ તમાકુ લીધી તથા પોતાની ચલમમાં ગોઠવીને સઘળા પહેરગીરો ધુમ્રપાન કરવા લાગ્યાં. એક પછી એક પહેરેગીરો પોતાના મુખમાંથી ધુમાડાના ગોટેગોટ કાઢવા લાગ્યા. થોડી વારે સઘળા પહેરેગીરોનાં મસ્તક ભમવા લાગ્યાં. તેમને ખબર પડી કે આ તો દગો થયો છે. તેઓ તમાકુ આપનારને કાંઈ કરે તે પહેલાં તો તેઓ બેહોશ બની ગયા. ચાલો પ્રિય પાઠકો! આપણે હવે એક વખત સેનાધિપતિ તરફ નજર ફેરવી ત્યાંની હિલચાલ તપાસીએ.

દુષ્ટ સેનાધિપતિ કુટિલસિંહ સાથે લમણે હાથ મૂકીને બેઠો હતો. તેમના ઉપર નિદ્રાદેવીએ કૃપા કરી નહોતી. તેમને નિદ્રા ક્યાંથી આવે? તેમના ભાગ્યમાં રાજ્ય લેવા જતાં યમરાજને આધીન થવાનો પ્રસંગ આવ્યો હતો.

કુટિલસિંહ સેનાધિપતિને ઉદ્દેશીને બોલ્યોઃ—"સરદાર! હવે શું કરવું?" આ કારાગૃહમાંથી કોઈ પણ પ્રકારે આપણો ઉદ્ધાર થાય તેમ નથી ને કાલે બપોરે તો આપણને ફાંસીને લાકડે લટકવું પડશે."

ધૈર્યસિંહ—ભાઇ! તું ધીરજ ધર. હું ગમે તેમ કરીને પણ છૂટવાનો ઉપાય શોધી કાઢીશ.

કુટિલસિંહ—ઉપાય હવે ક્યારે શોધી કાઢશો? મધ્યરાત્રિ તો વીતી ગઇ છે ને કાલે તો ફાંસીને લાકડે લટકવું પડશે.

ધૈર્યસિંહ—ભાઇ! મદનસિંહનું શું થયું હશે? શું તેને બીજા કોઇ સ્થળે કેદ કરવામાં આવ્યો હશે કે?

કુટિલસિંહ—સરદાર! તે તો કાન્તાના હાથે ઘાયલ થયો હતો. પછી શું થયું તેની ખબર નથી.

ધૈર્યસિંહ—ભાઇ! કાન્તા પણ જેવી તેવી નથી. તે તેના બાપ જેવી જ બહાદુર છે.

કુટિલસિંહ—શું ત્યારે તે મ્હને નહિ મળે?

ધૈર્યસિંહ—તું ચિંતા શા માટે કરે છે? હું છૂટો થઇશ એટલે એ સુંદરી તને મેળવી આપીશ.

કુટિલસિંહ—પણ સરદાર! અહીંથી છૂટવાની બિલકુલ આશા નથી,

ધૈર્યસિંહ—ગમે તે ઉપાયે પણ આપણે અહીંથી છુટા થઇશું.

કુટિલસિંહ—ને છૂટા થતાં જ વીરસિંહને ઠાર કરીશું.

ધૈર્યસિંહ—ભાઇ! તે છોકરાને મારવાનું કામ કાંઇ સહેલું નથી. તેનું પરાક્રમ આજે આપણે જોયું છે. કાલે તેણે આપણા બધા સૈનિકોનો નાશ કર્યો હતો; માટે તેને તો યુક્તિથી ફસાવ્યા પછી મહારાજાને ઠાર કરીને રાજ્ય હસ્તગત કરીશું; સમજ્યો?

કુટિલસિંહ—પણ પછી પેલો કેશરી બાકી રહ્યો તેનું કેમ?

ધૈર્યસિંહ—તેને પણ યુક્તિથી ફસાવીશું.

એમ કહી સેનાધિપતિએ કુટિલસિંહના કાનમાં કાંઇ છુપી વાત કરી.

કુટિલસિંહ—વાહ મ્હારા બહાદુર સરદાર! તમારી યુક્તિ તો અજબ છે!

ધૈર્યવાનઃ-ભાઇ આ વખતે તો વીરસિંહ તથા પેલી સાધુડીએ વચ્ચે પડીને આપણી ધારણા ધૂળમાં મેળવી. જે દિવસે આપણે મસલત ચલાવતા હતા તે દિવસે તે દુષ્ટ વટવૃક્ષ ઉપર બેસી બધું સાંભળતો હતો. તેથી જ આપણી ધારણા ધૂળમાં મળી ગઇ; પણ અત્યારે આપણી ગુપ્ત વાર્ત્તા કોણ સાંભળનાર છે? કેમ હવે તો તું નિશ્ચિંત થયો ને?

કુટિલસિંહ—હા સરદાર! હવે હું નિશ્ચિંત થયો. અત્યાર સૂધી તો મ્હારૂં મસ્તક ભમતું હતું પણ અત્યારે તમારી અજબ યુક્તિ સાંભળીને મ્હને આનંદ થાય છે. તથા કેદખાનાનું સઘળું દુઃખ ભૂલી જવાય છે.

ધૈર્યસિંહ--એવી રીતે હિમ્મત ધર હિમ્મતથી ગમે તેવું કામ હોય તોપણ તે સહેલાઇથી પાર પડે છે. હિમ્મતે મર્દા તો મદદે ખુદા એ લોકોક્તિ તું ક્યાં નથી જાણતો?

કુટિલસિંહ--સરદાર બહાદુર! હવે મ્હારામાં ઘણી હિમ્મત આવી છે. હવે બેડો પાર. અહીંથી છુટો થતાં જ કોઈ પણ ઉપાયે હું પ્રથમ વીરસિંહનો વિનાશ કરીશ.

ધૈર્યસિંહ--જો તું ખુલ્લી રીતે તેની સ્હામો થઇશ તો પછી સીધ્ધો મૃત્યુને માર્ગે જઇશ.

કુટિલસિંહ--સરદાર! તમારૂં કહેવું બરાબર છે. વીરસિંહ ઉમ્મરે ન્હાનો હોવા છતાં ઘણો બહાદુર છે.

ધૈર્યસિંહ--ચાલ, હવે આપણે થોડી વાર આરામ લઇએ.

કુટિલસિંહ--જો આરામની વાત કરશો તો પછી આ બાંધેલા હવાઈ કિલ્લાઓ હવામાં જ ઉડી જશે; માટે છૂટવાનો કોઇ ઉપાય કરો.

આ શબ્દો સાંભળી ધૈર્યસિંહ ચિંતાતુર બની ગયા. તેનો થોડી વારને માટે થયેલો આનંદ ચાલ્યો ગયો. તે ધારતો હતો કે, ' અહીંથી છૂટવાનો એકકે માર્ગ નથી. પહેરેગીરો પણ પૂર્ણ સાવધ છે. સંખ્યામાં તેઓ દશ છે અને અમે બે જણ છીએ. તેમાં વળી તેઓ શસ્ત્રથી સજ્જ છે તો અમે નિઃશસ્ત્ર છીએ. તેમના ઉપર હલ્લો કરવા જતાં અમારો જ નાશ થવાનો સંભવ છે. અમારે માટે કાલે ફાંસીનું લાકડું તૈયાર છે.' આ પ્રમાણે તે વિચાર કરવામાં લીન થયો. થોડા સમય પછી પાછો તે બોલ્યો: "સરદાર! વિચાર કરવામાં તો દિવસ ઉગી જશે ને પછી ફાંસીને લાકડે લટકવું પડશે માટે ચાલો આપણે પહેરેગીરો ઉપર હલ્લો કરીને પલાયન કરી જઇએ.

ધૈર્યસિંહ—ભાઇ! તેમ કરવા જતાં આપણો જ વિનાશ થશે તેનું તને ભાન છે?

કુટિલસિંહ--તેમ થશે તો શું થઇ ગયું? આપણે ક્ષત્રિય છીએ. ફાંસીના લાકડે મરવા કરતાં લડીને મરવું તે જ આપણે માટે ઉત્તમ છે.

ધૈર્યસિંહ—પછી આપણી ઇચ્છાઓ તૃપ્ત કેવી રીતે થશે?

કુટિલસિંહ--સ્વર્ગસદનમાં ગયા પછી આપણી ઇચ્છાઓ તૃપ્ત થશે.

ધૈર્યસિંહ—ભાઇ! આ તો બહુ જ સાહસ થાય છે. મ્હારો અંતરાત્મા સાક્ષી પૂરે છે કે આપણો આજે નક્કી છુટકો થશે.

કુટિલસિંહ—અંતરાત્માના આધારે રહેવું તેના કરતાં પુરૂષાર્થ કરવો તે જ હું ઉત્તમ માનું છું.

ધૈર્યસિંહ--ભાઇ! ભાગ્યમાં જેમ થવાનું હશે તેમ થશે.

આ પ્રમાણે વાતચિત ચાલતી હતી. તેવામાં જ કારાગૃહનો દરવાજો ખુલવાનો અવાજ સંભળાયો. તે તરફ આ લોકોનું લક્ષ્ય

ખેંચાયું. કારાગૃહનો દરવાજો કેવી રીતે ઉઘડયો હશે તેનો વાંચનારને વિચાર થયો હશે પણ અમે જણાવી ચુક્યા છીએ કે, એક મનુષ્યે બ્હારથી આવી પહેરેગીરોને બેભાન કરેલા હતા. સઘળા પહેરેગીરો બેભાન થઇ ગયા. તેમના સરદારનું મસ્તક પણ ભમવા લાગ્યું. તેણે વિચાર્યું કે, 'આ દુષ્ટે અમને દગો દીધો; તેથી તેનું ફળ તેને ચખાડવું જોઇએ.' એમ વિચારી પોતે સમશેર મ્યાનમાંથી બ્હાર ખેંચી કાઢી લથડીઆં ખાતો ખાતો આવનાર માણુસ નજીક ગયો અને તેના ઉપર ઘા કર્યો. આવનાર માણુસ પણ સાવધ હતો ને તેનો ઘા ચુકાવીને તેણે એ મુખ્ય પહેરેગીરને એક સજ્જડ મુક્કી મારી. એ સરદારનું મસ્તક હવે તેના કાબૂમાં નહોતું. એકજ મુક્કીથી તે બેભાન બની ગયો ને તેની જ સમશેરથી આવનાર માણસે તેનું મસ્તક ધડથી જૂદું કરી નાખ્યું. પછી તેણે તેના ખીસ્સામાંથી બેડીની તથા કારાગૃહના દરવાજાની ચાવીઓ કાઢી લીધી. આટલું કાર્ય કરી તે કારાગૃહના દરવાજે ગયો ને તાળુ ઉઘાડી અંદર દાખલ થયો. દરવાજો ઉઘડવાના અવાજથી સેનાપતિ તથા કુટિલસિંહ ચમક્યા ને બોલ્યાઃ– "કોણ છે ?"

આવનાર મનુષ્ય ધીમે રહીને બોલ્યો કે–"ધીમેથી બોલો. હું તમારો મિત્ર મદનસિંહ છું." એમ બોલીને તેણે છુપું ફાનસ ખીસ્સામાંથી બ્હાર કાઢી તે સળગાવીને પ્રકાશ નાખ્યો કે તરત જ સેનાધિપતિ તેને ઓળખી ગયો. હર્ષાવેશથી તે આગળ આવી આવનારને ભેટી પડયો ને બોલ્યોઃ "ભાઇ ! હું તો તને મરેલો ધારતો હતો !"

આ વાક્ય સાંભળી કુટિલસિંહ બોલ્યોઃ–"કોણ મ્હારો વ્હાલો ભાઇ મદનસિંહ છે કે ?"

મદનસિંહ બોલ્યોઃ–"હા વડિલ બંધુ ! હું જ છું. હું તમને

અત્યારે કારાગૃહમાંથી મુક્ત કરવા આવ્યો છું."

આમ કહીને તેણે પોતાની વીતક વાત તેમને કહી સંભળાવી. તેની ચાલાક બુદ્ધિને એ લોકો ધન્યવાદ આપવા લાગ્યા. કુટિલસિંહ બોલ્યોઃ-"સરદાર! આ મ્હારો ભાઇ વીરસિંહને પુરો પડે તેમ છે."

ધૈર્યસિંહ--હા છે તો તેના જેવોજ ચાલાક.

મદનસિંહ--ભાઇ! હવે નકામી વાતો જવા દો ને આપણે જલ્દી અહીંથી નાશી છૂટો. કારણ કે હું સઘળા પહેરેગીરોને બેભાન કરીને આવેલો છું. કદાચ તેઓ શુદ્ધિમાં આવશે તો આપણી સઘળી મહેનત બરબાદ થઇ જશે.

ધૈર્યસિંહ--હા એ વાત બરાબર છે. કેમ કુટિલસિંહ! હું તને નહોતો કહેતો કે આપણો આજે જ છુટકો થવાનો છે એમ મ્હારો અંતરાત્મા મ્હને કહે છે.

કુટિલસિંહ--હા મહારાજ! તમારી વાત બરાબર છે. ભાગ્યમાં લખેલું હોય તેમજ થાય છે. પણ હવે ચાલો. આપણે જલ્દી નાશી છૂટીએ.

તરત જ આ ત્રિપુટી તૈયાર થઈ ને કારાગૃહનો ત્યાગ કરી પહેરેગીરોનાં હથિયારો પડાવી લઇને તેમણે વિંધ્યાગિરી પર્વતનો રસ્તો લીધો. જોતજોતાંમાં એ ત્રિપુટી અરણ્યમાં અદૃશ્ય થઇ ગઇ.

થોડી વારે પહેરેગીરો શુદ્ધિમાં આવ્યા તો તેમણે પોતાના સરદારને મરણપથારીમાં જોયો. કેદીઓને પલાયન કરી ગયેલા જોઈ પોતાની હવે કેવી દુર્દશા થશે તેની તેઓ ચિંતા કરવા લાગ્યા.

## પ્રકરણ ૧૭ મું

### સંકટની તૈયારી

પ્રાતઃકાળનો સમય થઇ ગયો હતો. તે સમયે જ આજે મહારાજા ભદ્રકેતુ દરબાર ભરીને બેઠેલા હતા. આજે સેનાધિપતિ અને કુટિલસિંહને ફાંસીએ ચઢાવવાના હતા. સઘળા ભાયાતો તથા નાગરિકો હાજર હતા. મહારાજાની બાજૂમાં જ વીરસિંહ દમામદાર પોષાક પહેરી બેઠેલો હતો. તેની બાજૂમાં સેનાધિપતિના પદને શોભાવતો ગુલાબસિંહ બેઠેલો હતો. થોડી વારે ન્યાયના કાર્યથી નિવૃત્ત થઇને મહારાજાએ પોતાના ભાયાતો તથા નાગરિકોને ઉદ્દેશી કહ્યું:-" મ્હારા વફાદાર ભાયાતો તથા નાગરિકો! બહાદુર વીરસિંહના પરાક્રમથી તમે અજાણ્યા નથી. તેનું વીરત્વ સકળ જન સમાજથી પરિચિત છે. વળી તેનું કુળ તથા મ્હારૂં કુળ એક જ છે. તેના પિતા વીરકેતુ તથા હું બન્ને પિત્રાઈ ભાઇઓ હતા. વીરકેતુના વડદાદા તથા મ્હારા વડદાદા બન્ને ભાઇ થતા હતા. તેઓમાંથી મ્હારા દાદાશ્રીએ રાજગાદીની લગામ સંભાળી ને તેમના કનિષ્ટ બંધુને કોઇ કારણને લીધે માઠું લાગવાથી તેઓ રજપુતાનામાં જઇને રહ્યા. ઘણા વખત પછી ત્યાં તેમની સ્થિતિ ખરાબ થઇ જવાથી અને વિધિના વિધાનથી બાળકુમારને મૂકી મરણ પામ્યા. છેવટે વીરકેતુનો જન્મ તથા મ્હારો જન્મ એક જ દિવસે થયો. તેઓ સત્તર વર્ષની ઉમ્મરે તેમના પરિવાર સાથે અહીં આવ્યા ને તેમની હોશિયારીથી મ્હારા પૂજ્ય પિતાએ તેમને એટલી ન્હાની વયે તેમને પ્રધાનપદ ઉપર નિમ્યા. અમે બાળપણથી જ મિત્રો હતા. તેમણે બાળપણમાં જ મ્હને પોતાનું રહસ્ય જણાવ્યું હતું. એ રહસ્ય ગુપ્ત રાખવાના સોગન આપ્યા હતા. ત્યાર

પછી હું રાજસિંહાસનારૂઢ થયો ને વીરકેતુ પ્રધાન થયા. થોડા સમય પછી તેમની પત્નીએ આ વીરસિંહને જન્મ આપ્યો. વીરસિંહ બાર માસનો થયો એવામાં તેની માતાનો પરલોકવાસ થયો. વીર-સિંહ પણ એક ભાયાત કુમાર છે માટે મર્હુમ સેનાધિપતિની પુત્રી બહાદુર કાન્તાનું લગ્ન તેની સાથે કરવાનો મ્હારો વિચાર છે. કાન્તાની પણ તેમાં સંમતિ છે તેથી તમારો જે વિચાર હોય તે જણાવો."

સઘળા લોકો બોલી ઉઠયાઃ–"મહારાજશ્રીના વિચારને અમે વધાવી લઇએ છીએ." પછી મહિલાનું લગ્ન સૂર્યપુરના પ્રધાનપુત્ર દિનકરરાય સાથે કરવાનો વિચાર મહારાજાએ જાહેર કર્યો એટલે એ વિચારને પણ પ્રજાજનોએ વધાવી લીધો. પછી પાછા મહારાજા કહેવા લાગ્યાઃ–"મ્હારી પ્રિયનંદાનું વાગ્દાન થશે તેજ દિવસે કાન્તાનો હાથ વીરસિંહને તથા મહિલાનો હાથ દિનકરરાયને સોંપાશે." એમ બોલી મહારાજા નીચે બેઠા ને બીજી વાતો ચલાવવા લાગ્યા. ત્યાર પછી પહેરેગીરને ફરમાવ્યું કે, "જા, કારાધ્યક્ષને બોલાવી લાવ." તરતજ પહેરેગીર કારાગૃહ નજીક ગયો તો તેણે સઘળા પહેરેગીરોનાં મુખ ઉતરી ગયેલાં જોયાં. કારાધ્યક્ષનું મસ્તક ધડથી જૂદુ થયેલું તેણે જોયું. કેદીઓ પણ નજરે પડયા નહિ. આવો હૃદયભેદક દેખાવ જોઇ પહેરેગીર દરબારમાં આવ્યો તથા બે હાથ જોડી બોલ્યોઃ- "મહારાજ! ગજબ થઈ ગયો છે. બન્ને કેદીઓ કારાધ્યક્ષનું ખૂન કરી પલાયન કરી ગયા છે."

આ શબ્દો સાંભળીને વીરસિંહ ઉભો થયો ને બોલ્યોઃ– "ભાઇ! સ્પષ્ટ કહે કે કયા કેદી પલાયન કરી ગયા છે?"

પહેરેગીર—નામદાર! રાજદ્રોહી સેનાધિપતિ તેના સહચર કુટિલસિંહ સાથે, કારાધ્યક્ષનું ખૂન કરી નાસી ગયો છે. સઘળા

પહેરેગીરો ત્યાંજ બેસી રહ્યા છે. કેદીઓ કેવી રીતે કારાધ્યક્ષનું ખૂન કરીને નાસી જવા પામ્યા છે તે હું જાણતો નથી પણ આપ નામદારની આજ્ઞા હોય તો પહેરેગીરોને બોલાવું ?

વીરસિંહ—જા, એક ક્ષણનો પણ વિલંબ નહિ કરતાં તેમને અત્રે બોલાવી લાવ.

તરતજ અનુચર ચાલ્યો ગયો તથા પેલા દશ પહેરેગીરોને લઇને દરબારમાં હાજર થયો. એ પહેરેગીરો અપાર ભયથી ધ્રુજતા હતા. તેમને ઉદ્દેશી વીરસિંહ ગંભીર ભાવથી બોલ્યોઃ— "ભાઇઓ! તમે ગભરાશો નહિ. દુષ્ટો કેવી રીતે પલાયન કરી ગયા છે તે તમે કહો." પહેરેગીરોએ કંપતા કંઠે રાત્રે બનેલી સઘળી હકીકત તેને કહી સંભળાવી. એ હકીકત સાંભળી સઘળા લોકો ચમકી ઉઠયા ને મહારાજા તો દિંગ્મૂઢ બની ગયા. થોડા સમય પછી તેઓ બોલ્યા કેઃ—"સત્યાનાશ! હવે સંકટ આવવાની તૈયારી થઇ ચુકી. એ વિશ્વાસઘાતક ઝેરી સાપ વખત આવ્યે તેના માલિકને દંશ દેતાં વાર નહિ કરે."

મહારાજાનું આવું બોલવું સાંભળીને વીરસિંહ ગર્જનાસૂચક સ્વરે બોલ્યો કે—"મહારાજ! શાન્ત થાઓ. એ દુષ્ટોને ગમે ત્યાંથી પણ હું જરૂર પકડીશ. તેઓ રસાતળમાં છુપાયા હશે તો પણ હું તેમને બહાર ખેંચી કાઢીશ. આપ એ વિષયની બિલ્કુલ ચિંતા કરશો નહિ."

મહારાજા—ભાઇ! મ્હેં પોતે જ ગંભીર ભૂલ કરી છે. જો તે દુષ્ટની શિખામણે હું ન ચઢયો હોત તો અત્યારે આવી સ્થિતિ થાત નહિ. જો તે દુષ્ટને મ્હેં તેજ વખતે દેહાંત દંડની સજા કરી હોત તો સારૂં થાત.

વીરસિંહ—મહારાજ! શાન્ત થાઓ. હવે તો દુષ્ટને પકડવાની વ્યવસ્થા કરવાની જરૂર છે.

તરતજ દરબાર બરખાસ્ત કરવામાં આવ્યો. સર્વ દરબારીઓ વેરાઇ ગયા. દરબારમાં ફક્ત મહારાજા, વીરસિંહ અને ગુલાબસિંહ રહ્યા. તેઓ ધૈર્યસિંહને કેવી રીતે પકડવો તેનો વિચાર કરવા લાગ્યા. થોડી વારે વીરસિંહ બોલ્યોઃ-"મહારાજશ્રી! હમણાં ને હમણાં આપણા વિશ્વાસુ ઘોડેસ્વારોને ચારે દિશાએ મોકલો તથા આપણાં સઘળાં ખંડિયાં રાજ્યોને ખબર આપો કે, 'અમારો ધૈર્યસિંહ નામનો રાજદ્રોહી સેનાધિપતિ અમારા કારાગૃહમાંથી કારાધ્યક્ષનું ખૂન કરી નાશી છુટયો છે. તે જો તમારા રાજ્યમાં આવ્યો હોય તો તેને અમારા તરફ સત્વર મોકલી દેજો. જો અમારા કેદીને કોઇએ આશ્રય આપ્યો હશે તો એ રાજ્ય ખાલસા કરવામાં આવશે.' આવી આજ્ઞાપત્રિકાઓ લખો."

મહારાજાએ તરત વીરસિંહને તે પત્રિકા લખવાનું સૂચવ્યું. વીરસિંહે ઝડપથી સઘળી પત્રિકાઓ લખી નાખી ને તે ઉપર મહા-રાજાની મ્હોર છાપ પાડી અનુચરો સાથે પોતાનાં ખંડિયાં રાજ્યો તરફ મોકલી દીધી. પછી એંશી ઘોડેસ્વારોને બોલાવી તેમને યોગ્ય ઉપદેશ આપી ચારે દિશાઓમાં ધૈર્યસિંહની તપાસમાં મોકલી દીધા. પછી વીરસિંહે કહ્યું:-"મહારાજ! આ વાતની ખબર સૂર્યપુરમાં પણ આપવાની જરૂર છે ને બ્હેન પ્રિયનંદાનું લગ્ન પણ જલ્દી કરી નાખવાની અગત્ય છે."

મહારાજા બોલ્યાઃ-"હા ભાઇ! આ વાત પણ વ્યાજબી છે. તેમનું લગ્ન આ માસમાં જ કરી નાખીશું. ભાઇ વીરસિંહ! આજથી ત્હારે તથા મ્હારે બરાબર સાવધાન રહેવાની જરૂર છે. તે દુષ્ટ હવે ક્યી વખતે આફત લાવીને નાખશે તે કાંઇ કહી શકાતું નથી; પણ ભાઇ! તે પાપીઓ કેવી રીતે છટકવા પામ્યા એ સમજી શકાતું નથી."

વીરસિંહ—મહારાજ! ભૂલ આપણે જ કરી છે. આપણે ધૈર્યસિંહ અને કુટિલસિંહને કેદ કરેલા હતા પણ પેલો મદનસિંહ કાન્તાના ઘાથી ઘાયલ થયો હતો. એ બદમાશ શુદ્ધિમાં આવતાં જ ત્યાંથી છટકી ગયો હશે ને તેજ પાપી લુચ્ચાઈથી બન્ને કેદીઓને છોડાવી ગયો હશે. ઠીક; તે દુષ્ટોની હવે કેદી દુર્દશા થાય છે એ થોડા કાળમાં જ આપ જોઈ શકશો.

મહારાજા—ભાઈ! તું ધીરજ ધર. એ બદમાશોને પકડવા પડશે; વેશ બદલવામાં ધૈર્યસિંહ એવો હોંશિયાર છે કે તેની પાસે રહેનારા પણ તેને ઓળખી શકે નહિ.

વીરસિંહ—મહારાજ! કેશરીસિંહ અને દિનકરરાય પણ વેશ બદલવામાં ઘણા ચાલાક છે.

મહારાજા—ભાઈ! ગમે તે ઉપાયે કેદીઓને પાછા પકડવા જોઈએ.

વીરસિંહ—તે દુષ્ટો પકડાશે જ.

મહારાજા—ચાલો હવે આપણે મહેલ તરફ જઈએ.

આમ બોલી ત્રણે જણ મહારાજાના મહેલ તરફ ચાલતા થયા.

## પ્રકરણ ૧૮ મું

### પ્રિયનંદાનું ગૂમ થવું

આજે ભદ્રપુરમાં આનંદનો પાર નહોતો. ઠેકાણે ઠેકાણે મંગળ ગીત ગવાતાં હતાં. આસો પાલવનાં તોરણો ઘણાં સ્થળોએ બાંધેલાં જોવામાં આવતાં હતાં. સર્વ મનુષ્યો નવો પોશાક પહેરીને આમથી તેમ આનંદમાં ફરતાં હતાં. આજે બધા કેદીઓ છોડી મૂકવામાં આવ્યા હતા. તેનું કારણ એજ હતું કે કાન્તા, મહિલા તથા પ્રિય-

નંદાનો લગ્નોત્સવ હતો. આજથી એક મહિને એટલે અષાડ સુદી પૂર્ણિમાને દિવસે લગ્ન હતાં. મહારાજાએ એક માસથી સર્વેને આનંદમાં રહેવાની છૂટ આપી હતી.

પ્રિયનંદા, મહિલા તથા કાન્તા સંધ્યા સમયે મહેલમાં બેસીને વાર્ત્તાવિનોદ કરી રહ્યાં હતાં એવામાં કાન્તા બોલી:-" બ્હેનો! તમે પહેલ વહેલાં જ્યારે તમારા પતિદેવતાને મળશો ત્યારે તેમને કેવી રીતે બોલાવશો તે કહો જોઇએ ?"

પ્રિયનંદા—અલી કાન્તા! તું ત્હારા પતિદેવતાને કેવી રીતે બોલાવીશ તેજ પ્રથમ કહેને ?

કાન્તા—બ્હેન! હું તો મ્હારા પ્રાણેશ્વરને રોજ બોલાવું છું; મ્હારે કાંઈ બોલાવવાની નવાઇ નથી; સમજ્યાં ને ?

આ પ્રમાણે વાત ચાલતી હતી એવામાં વીરસિંહ ત્યાં આવી પહોંચ્યો. તેને આવતો જોઇને કાન્તા તેની સ્હામે સ્મિત કરતી ઉઠી એટલે મહિલા તેનો એક હાથ પકડી બોલી:-" મ્હારાં શાણાં બ્હેન! વીરસિંહ તમને મળવા આવે છે ને તમે તો ઉઠીને ચાલ્યાં જાઓ છો એ યોગ્ય કહેવાય કે ?"

આ સાંભળી વીરસિંહ હસ્યો ને પ્રિયનંદાની સ્હામે તેણે બેઠક લીધી. પછી પ્રિયનંદા બોલી:-" ભાઈ! પેલા દુષ્ટના કાંઇ સમાચાર મળ્યા કે ?"

વીરસિંહ—તે પાપી ક્યાં ગયો છે તેનો પત્તો જ નથી.

પ્રિયનંદા—ભાઇ! હવે તો બહુ સાવચેત રહેવાની જરૂર છે. લગ્ન વખતે તે કાંઈ હરકત કરે નહિ એ માટે સાવધાન રહે-વાની જરૂર છે.

વીરસિંહ—બ્હેન! એ માટે તમે નિશ્ચિંત રહો. આ લગ્ન થયા પછી હું પોતે જ તે દુષ્ટની તપાસ કરવા જનાર છું.

ઘણા સમય સુધી વાર્તાચિત ચાલ્યા પછી વીરસિંહ બ્હાર નીકળી પહેરેગીરોને બરાબર સાવધ રહેવાની સૂચના કરી મહારાજાના મહેલમાં આવ્યો. પ્રિય પાઠકો! પ્રિયનંદા જે મહેલમાં રહેતી હતી તેજ મહેલમાં તે પાછી બે ત્રણ દિવસથી ગઇ હતી; કારણ કે હવે વીરસિંહ હમ્મેશાં મહારાજાના મહેલમાંજ રહેતો હતો. તેની હાજરીમાં કાન્તાને બેસવું ઉઠવું ફાવતું નહોતું તેથી મહારાજાએ તેમને ફરીથી તેજ મહેલમાં રાખવાનો યથોચિત બંદોબસ્ત કર્યો હતો. વીરસિંહના ગયા પછી મહિલા બોલીઃ–" કાન્તા! કેમ બોલતી નથી!"

કાન્તા—શું બોલું? હું કાંઇ ત્હારા જેવું વર્તન કરતી નથી સમજી ને?

મહિલા—કેમ? હું કેવું વર્તન કરૂં છું?

કાન્તા—દિનકરરાય આવે છે એટલે તો તું છાનીમાની વાતો કરવા એકાન્તમાં નાશી જાય છે!

પ્રિયનંદા—અલી મહિલા! મશ્કરીની સાથે વિવાદ કરવામાં તુ તેને નહિ પહોંચી વળે માટે તેને છેડવામાં કંઈ માલ નથી.

કાન્તા—વારૂં ત્યારે, તમે મ્હારી મશ્કરી કરવાનું છોડી દેશો તો હું તમારી મશ્કરી નહિ કરૂં ને જો કદાચ તમે મ્હારી મશ્કરી કરી તો પછી જોઇ લેજો કે કેવી મજા આવે છે!

પ્રિયનંદા—પણ કાન્તા! તું તો હવે મ્હારી ભાભી થોડા દિવસમાં થશે કારણ કે કાલે મ્હને પિતાશ્રી તરફથી એવી ખબર મળી છે કે વીરસિંહ મ્હારા પિત્રાઇ ભાઈ થાય છે.

મહિલા—શું તમે ખરૂં કહો છો?

પ્રિયનંદા—હા.

એમ કહી પ્રિયનંદાએ સઘળી હકીકત મહિલા અને કાન્તાને કહી સંભળાવી. તેથી કાન્તાના આનંદનો પાર રહ્યો નહિ. મહિલા બોલીઃ-"બ્હેન! ત્યારે તો કાન્તા રાજવધૂ થઇ!"

પ્રિયનંદા--હાસ્તો, ને વળી મ્હારી ભાભી પણ થઈ.

કાન્તા—અને પ્રિયનંદા બ્હેન! મહિલા તમારી દેરાણી થાય છે તેની કંઇ ખબર છે?

પ્રિયનંદા—એ સગપણ તું ક્યાંથી શોધી લાવી?

કાન્તા--તમારા ભાઇએજ મ્હને ખબર આપી છે કે પ્રધાન રણજીતસિંહ સૂર્યસિંહના કનિષ્ટ સહોદર થાય છે એટલે દિનકરરાય તથા રાજકુમાર બન્ને કાકા કાકાના પુત્રો થાય છે. કહો, હવે તેં પણ રાજવધૂ થઇ કે નહિ?

પ્રિયનંદા—ત્યારે તો તે વાત પણ ખરી. દિનકરરાય મ્હારા દિયર થાય છે એ હર્ષજનક વાત તો હમણાં જ હું જાણી શકું છું.

આ પ્રમાણે વાતચિત કરતાં સાંજ પડી ગઇ તથા ત્રણે બાળાઓ ભોજન કરીને પાછી અગાસીમાં આવીને વાતચિત કરતી બેઠી. યથા સમયે તે ત્રણે જણીઓ અગાશીમાં જ નિદ્રાધીન થઇ ગઈ એટલે અસ્ત્ર શસ્ત્રથી સજ્જ થયેલા પાંચ બળવાન્ મનુષ્યો રાજકુમારીના મહેલ નીચે આવીને ઉભા. એ માણસો એવા સ્થળે ઉભા હતા કે તેમને કોઇ દેખી શકે નહિ. એક માણસે પોતાના ખીસ્સામાંથી રેશમની દોરીથી બાંધેલી ઘો કાઢીને પ્રિયનંદાના મહેલની દિવાલ તરફ ફેંકી. તે ઘો ઠેઠ ધાબાની દિવાલે પોતાના મજબુત પગ ભરાવીને પડી રહી. પછી એક માણસ દોરી ખેંચી જોઈ ધીમે રહીને બોલ્યો કેઃ-"સરદાર! બરાબર સજ્જડ ચોંટી ગઈ છે. હવે આપણે ઉપર ચઢવાની શરૂઆત કરો."

તરત સરદાર જેવા દેખાતા બે માણસો ઉપર ચઢી ગયા ને ઉપર ચઢીને જોયું તો તેમણે પ્રિયનંદા તથા તેની બન્ને સખીઓને અગાસીમાં જ સુતેલી જોઈ. એ પ્રકાર જોઇ એક માણસ બોલ્યોઃ "ભાઇ! કામ ફતેહ. ચાલો, પ્રિયનંદાને ઉપાડી લ્યો." બીજો માણસ બોલ્યોઃ–"ભાઇ! રાજકુમારીની સાથે તેની આ બન્ને સુંદર સખીઓને પણ ઉચકી જવાની જરૂર છે."

પહેલો માણસ બોલ્યોઃ–"ભાઇ! તેમની વાત પછી. પહેલાં તો રાજકુમારીને જ ઉપાડી લ્યો."

તરતજ એક જણે બેશુદ્ધ બનાવવાની દવાની શીશી કાઢીને પ્રિયનંદાને સુંઘાડીને તેને બેશુદ્ધ બનાવી દીધી કે પછી તેઓએ રાજકુમારીને ઉપાડી લીધી તથા તેના બિછાનામાં એક કાગળની કાપલી મૂકી તેઓ નીચે ઉતર્યા. નીચે ઉતરી ગયા પછી કોઇ જાણે નહિ તેવી રીતે એ માણસોએ અરણ્યનો રસ્તો લીધો.

પ્રભાતકાળે કાન્તા અને મહિલા જાગી ઉઠી ને બિછાનામાં રાજકુમારી નજરે નહિ પડવાથી તેઓ ઘણી શોકાકુળ બની ગઈ. કાન્તા મહેલમાં ચારે તરફ જોવા લાગી પણ આખા મહેલમાં પ્રિયનંદા નજરે નહિ પડવાથી તે બગીચા તરફ દોડી. બગીચામાં દરેક લત્તાના કુંજ તથા બેઠકો તે જોઇ વળી. મહિલા વિશેષ ગભરાઇ ગઈ હતી. તે દિગ્મૂઢ બની બેસી રહી હતી. અંતે કાન્તાએ વિચાર્યું કેઃ–"પ્રિયનંદાને દુશ્મનો ઉપાડી ગયા હોવા જોઇએ."

આ પ્રમાણે વિચાર કરીને છેવટે એવો વિચાર કર્યો કે, "રાજકુમારીની તપાસમાં હું પોતેજ જઇશ." વળી પાછો તેને વિચાર આવ્યો કે, "ના ના, આ વાત વીરસિંહને જ જણાવવી જોઇએ ને તેમની સલાહ લેવી જોઇએ." આવો વિચાર કરી તે મહેલ ઉપર આવી. મહિલાએ તેને પુછ્યુંઃ–"બહેનનો પત્તો લાગ્યો?"

કાન્તા--બ્હેનનો પત્તો ક્યાંય લાગતો નથી. મ્હારૂં ધારવું એવું છે કે, આ બધું કાવત્રું શયતાન સેનાધિપતિનું જ છે.

મહિલા--હાય! શું તે દુષ્ટે જ આવું કાવત્રું રચેલું હશે? આપણે વખત નહિ ગૂમાવતાં આ પ્રકાર મહારાજશ્રીને નિવેદન કરવો જોઇએ.

કાન્તા—બહેન! પહેલાં આ વાત કુમારને જણાવવાની જરૂર છે.

મહિલા--કયા કુમાર?

કાન્તા--શું કંઈ રાજ્યમાં બે ચાર કુમાર છે કે?

મહિલા--ત્યારે એમ કહેને કે વીરસિંહ કુમાર.

કાન્તા--હા તે જ. તેમણે બધો ભરોંસો મ્હારા ઉપર રાખ્યો હતો ને તેમણે પ્રિયનંદા મ્હને જ સોંપી હતી. હવે હું તેમની પાસે જઇ શું મ્હોં બતાવીશ? મ્હારી અસાવધાનતા માટે તેઓ મ્હને ઠપકો આપ્યા સિવાય રહેશે નહિ.

મહિલા--બ્હેન! હવે ચિંતા કરી બેસી રહેવાનો વખત નથી. ચાલ વીરસિંહની પાસે જઈ તેમને ખબર આપીએ.

કાન્તા--બ્હેન! તેઓ મહારાજા પાસે જ રહે છે એટલે મ્હારાથી તેમને કેવી રીતે મળાશે? મહારાજા તો હાલ જાગ્યા હશે!

મહિલા--બહેન! અત્યારે શરમાવાનો વખત નથી. જેમ બને તેમ જલ્દી ત્યાં પહોંચવું જોઇએ.

કાન્તા--આપણે ત્યાં જઇને વાત કરીશું તે જ વખતે મહારાણી મુર્ચ્છિત થઈ જશે!

મહિલા--મોડી વહેલી પણ તેમને ખબર તો પડવાની જ છે એટલે પછી વખત વીતાડવામાં શ્રેય નથી.

કાન્તા--બરાબર છે. એક પહેરેગીરને તું બોલાવ.

મહિલાએ તરત જ એક પહેરેગીરને બોલાવ્યો. પહેરેગીર હાથ જોડીને કાન્તાની સ્હામે ઉભો રહ્યો કે તરત જ કાન્તા ક્રોધયુક્ત દૃષ્ટિથી પહેરેગીર તરફ જોઇ બોલીઃ—"આજ રાત્રે તમે ક્યાં હતા ?"

પહેરેગીર—બહેન ! આજ રાત્રે અમે અહીં જ હતા.

"ત્યારે આ મકાનમાં ચોરી કેવી રીતે થઇ ?"

"કાન્તાબા ! હું સાચે સાચું કહું છું કે આજે અમે પહેરા ઉપર જ હતા."

"એમ કે ? મહિલા જા. અંદરથી ચાબુક લાવ. દુષ્ટ ! તું જૂઠું બોલે છે તેનું ફળ હું તને હમણાં જ ચખાડું છું."

મહિલા વિચાર કરતી ઉઠી કે, 'કાન્તાએ વળી આ શી ધમાલ માંડી હશે ? બીચારા પહેરેગીરને તે શા માટે ધમકાવતી હશે ?' આમ વિચારી ચાબુક લાવીને તેણે કાન્તાના હાથમાં મૂકી. તે ચાબુક જોઇને નરમ હૃદયનો પહેરેગીર કંપી ઉઠી બોલ્યોઃ—"કાન્તા બહેન ! મ્હને મારશો નહિ. હું તમને સાચે સાચું કહી દઉં છું."

કાન્તા—બોલ ત્યારે, આજ રાત્રે તમે ક્યાં હતાં ?

પહેરેગીર—બ્હેન ! અમારો સરદાર અમને બહાર લઇ ગયો હતો. તેણે અમને એવું સમજાવ્યું હતું કે, 'મ્હને આજે મ્હોટું ઇનામ મળનાર છે. જો તમે મ્હારી સાથે આવશો તો હું તમને પણ બબ્બે મહોરો આપીશ.' તેથી અમે બધા તેની સાથે ગયા હતા ને પાછલી રાત્રે ઘેર આવ્યા હતા.

કાન્તા—હમણાં તમારો સરદાર ક્યાં છે તેની તને ખબર છે ?

પહેરેગીર—હા બ્હેન ! તે મહેલની દેવડીમાં જ બેઠેલો છે.

કાન્તા—જા તેને બોલાવી લાવ. આપણી વાત જો તેને કહીશ અગર નાશી જવાનો પ્રયત્ન કરીશ તો જીવથી જઇશ. હું અહીં

અગાસીમાં જ ઉભી છું; તને નાસતો જોઇશ તો આ પીસ્તોલથી ઠાર કરીશ.

એમ કહીને કાન્તાએ પીસ્તોલ બહાર કાઢી. તે પીસ્તોલ જોતા જ પહેરગીરનાં હાંજા ગગડી ગયાં. તે તરત દેવડી તરફ ચાલ્યો ને કાન્તાએ પીસ્તોલ તેના તરફ ધરી રાખી.

પહેરેગીર દેવડી ઉપરથી તેના સરદારને બોલાવી લાવ્યો. તેને આવતો જોઇ કાન્તાએ મહિલાને કહ્યું:-"મહિલા! હું આ દુષ્ટને વાતે વળગાડું છું. તું અંદર સંતાઇ જા ને જ્યારે હું સંકેત કરૂં ત્યારે આ દોરડું લઇ આવી તું તે પાપીના ગળામાં ફાંસો નાખી જોરથી ઝાટકો મારજે."

મહિલા—બ્હેન! ત્હેં શું કરવા ધાર્યું છે તે તો કહે.

કાન્તા—તેની તને પાછળથી ખબર પડશે. અત્યારે તો હું તને જે બતાવું તે કામ કર.

આ સાંભળી તરત જ મહિલા અંદર ચાલી ગઇ. એટલામાં જ દેવડીનો જમાદાર આવી પહોંચ્યો. કાન્તાએ તરત જ તેને આસન આપી વાતે વળગાડી મહિલાને ઇશારત કરી કે તરત જ મહિલા પછવાડેથી આવીને તે જાણે નહિ તેવી રીતે તેના ગળામાં ફાંસો નાખી જોરથી ઝાટકો માર્યો. તરત જમાદાર જમીનદોસ્ત થયો. પછી કાન્તા હાથમાં પીસ્તોલ લઈ તે તેની છાતી ઉપર ચઢી બેસી પીસ્તોલની નેમ તેની તરફ તાકીને બોલી:-"બોલ દુષ્ટાત્મા! કાલે રાત્રે આ મહેલમાં કોણે પ્રવેશ કર્યો હતો તથા તને કોણે લાલચ આપી હતી? જો જૂઠું બોલ્યો તો ત્હારે આ પીસ્તોલને સ્વાધીન થવું પડશે."

જમાદાર કંપી ઉઠયો ને વિચાર્યું કે, "કાન્તાએ બરાબર ચાલાકી વાપરી છે. હવે જો હું મ્હારૂં પાપ છુપાવીશ તો આ વીર-

બાળા મ્હારો નાશ કરતાં જરા પણ અચકશે નહિ." આમ વિચારી તેણે કહ્યું:-" બ્હેન ! હું ગુન્હેગાર છું. દુષ્ટ સેનાધિપતિએ મ્હને લાંચ આપી હતી તેથી જ હું પહેરેગીરોને લઇને બહાર ગયો હતો; પણ તેણે શામાટે મ્હને પૈસા આપ્યા હતા તેની મ્હને ખબર નથી."

આ ઉત્તર સાંભળી કાન્તા બોલી:-" બ્હેન ! આ દુષ્ટને દોરડાથી મજબુત બાંધ. હું પીસ્તોલ લઇને ઉભી છું. જો કદાચ તે છૂટો થવાનો પ્રયત્ન કરશે તો આ પીસ્તોલથી હું તેનો પ્રાણ લઇશ." આમ બોલી કાન્તા ઉભી થઇ. મહિલાએ તરત જ જમાદારને દોરડાથી બાંધી દીધો ને તેને સ્હામે ઉભો રાખ્યો. પછી તે તેને યથાક્રમે સઘળી હકીકત પૂછવા લાગી.

---

## પ્રકરણ ૧૯ મું

---

### આફતનું વાદળ

હવે આપણે વીરસિંહ તરફ વળીએ. વીરસિંહ મહારાજાની પાસે સૂઇ રહ્યો હતો; પણ તેના ઉપર નિદ્રાદેવીની મહેરબાની નહિ થવાથી તે શય્યાનો ત્યાગ કરીને અગાશીમાં જઇ બેઠો. એવામાં જ એક માણસને ત્યાંથી તેણે પસાર થતો જોયો. એ જોઇને તેને વહેમ પડવાથી તે નીચે ઉતર્યો ને પહેરેગીર પાસે દરવાજો ઉઘડાવી તે માણસ તરફ વળ્યો ને તેની ગરદન પકડીને તે માણસને ઉભો રાખ્યો. પછી તેણે તેને પૂછ્યું:-" બોલ તું કોણ છે ? ખબરદાર, જો જૂઠું બોલ્યો તો મુઓજ સમજજે." તે માણસે ભયથી ધ્રુજતાં કહ્યું:- "નામદાર ! એતો હું છું." કંઠસ્વર ઓળખી જઇ વીરસિંહ બોલ્યો:- " કોણ જમાદાર ? "

એ માણસે કહ્યું:–" હા નામદાર."

વીરસિંહ--અત્યારે ક્યાં ગયો હતો ?

જમાદાર--નામદાર! મ્હને કંઈક વહેમ પડવાથી તપાસ કરવા ગયો હતો; પણ એ વહેમ ભ્રમ છે. એવી ખાત્રી થવાથી હું પાછો આવ્યો છું."

આ ઉત્તર સાંભળી વીરસિંહ પાછો વળ્યો; પણ તેના મનનો સંશય ગયો નહિ. આખી રાત તેને નિદ્રા આવી નહિ. પ્રભાતકાળે જ તે રાજકુમારીની તપાસ કરવા તેના મહેલ તરફ ગયો. તેને આવતો જોઇ કાન્તાએ બૂમ મારીને કહ્યું:--" કુમાર! જલ્દીથી આ તરફ આવો."

વીરસિંહના વહેમમાં વધારો થયો. તે બનતી ઉતાવળથી દાદરનાં પગથીઆં ચઢી ઉપર ગયો તો રાત્રે પોતાને મળેલા જમાદારને ત્યાં કેદીની હાલતમાં જોયો. આવું જોતાંજ વીરસિંહ બોલ્યો:-"કાન્તા ! શું છે? બ્હેન પ્રિયનંદા ક્યાં છે?" ઉત્તરમાં કાન્તા રડી પડી. આથી વીરસિંહના વહેમમાં વધારો થયો ને તે બોલ્યો:-" મહિલા! બોલ, બ્હેન ક્યાં છે?"

મહિલા--વીરસિંહજી, હું શું કહું? જે હકીકત કહેવાની છે તે સાંભળી આપના હૃદયમાં ધ્રાસ્કો પડશે.

વીરસિંહ--મહિલા! ધ્રાસ્કો તો ક્યારનોએ પડી ચુક્યો છે માટે જેવી વિગત બની હોય તેવો ખુલાસો કર તથા આ જમાદારને બંધનમાં કેવી રીતે નાખ્યો તથા તેનો ગુન્હો શો છે તે સત્વર કહે ?

મહિલા--વીરસિંહજી ! રાજકુમારી પ્રિયનંદાનું દુષ્ટ સેનાધિપતિએ હરણ કર્યું છે.

આ સાંભળી વીરસિંહ ચમક્યો ને એક નિશ્વાસ નાખી બોલી ઉઠયો કે: " હાય ! સર્વ સત્યાનાશ! આટલો આટલો બંદોબસ્ત

રાખવા છતાં છેવટે તે દુષ્ટ લોકો પોતાના કામમાં ફાવ્યા; પણ મહિલા! આ જમાદારને કેમ પકડયો છે તથા તમે કેમ જાણ્યું કે પ્રિયનંદાને સેનાધિપતિ જ ઉપાડી ગયો છે?" આ વખતે ઉત્તર આપતાં કાન્તા બોલીઃ–" કુમાર! આ જમાદારને પૂછી જુઓ. દુષ્ટ જમાદારનો જ એમાં હાથ છે. તેને સેનાપતિએ લાંચ આપી એટલે તેણે તેને મદદ કરી છે. તેની મદદથી તે દુષ્ટ પ્રિયનંદાને ઉપાડી ગયો છે."

આ ઉત્તર સાંભળી વીરસિંહે જમાદારની ગરદન પકડીને તેને ચાર તમાચા લગાવી દીધા. બળવાન્ વીરના તમાચાથી તે દુષ્ટના દાંત પડી ગયા તથા તેના મુખમાંથી લોહી નીકળવા લાગ્યું. વીરસિંહ ઘણા ક્રોધસૂચક સ્વરે બોલ્યોઃ–" પાપાત્મા! આજે રાત્રે ત્હેં મ્હને છેતર્યો હતો. એ વખતે તું પ્રિયનંદાને નગર બહાર કાઢીને પાછો આવતો હોવો જોઇએ. બોલ પાપી, હવે તું શો જવાબ આપે છે?"

જમાદાર ધ્રુજતા અવાજે બોલ્યોઃ–" નામદાર! મ્હને ક્ષમા આપો. હું ગુન્હેગાર છું. હવે આપને જેમ યોગ્ય લાગે તેમ કરો."

વીરસિંહને વિશેષ ક્રોધ ચઢયો. તરત જ તેણે સમશેર ખેંચી. તે જોઇને કાન્તા બોલી ઉઠીઃ–" હાં હાં, આ તમે શું કરો છો? હમણાં એ નિઃશસ્ત્ર છે."

આ વચનથી વીરસિંહને પોતાનું ભાન આવ્યું. સમશેરને મ્યાન કરી બેડી મંગાવીને તેણે જમાદારના હાથ પગમાં પહેરાવી દીધી. પછી કાન્તા બોલીઃ–" વ્હાલા! હવે હું જાઉં છું. તમે મહારાજાને આ બનાવની ખબર આપંજો."

વીરસિંહ––કાન્તા! તું કયાં જવા ઇચ્છે છે?

કાન્તા––બ્હેનની શોધમાં રાને રાન રખડીશ. ટાઢ તડકો અને

ક્ષુધા તૃષા સહન કરીશ; પણ પ્રિયનંદાને જરૂર મેળવીશ. હું તેને મેળવ્યા સિવાય પાછી ફરીશ નહિ. હવે તમે મહારાજા પાસે જાઓ.

વીરસિંહ--કાન્તા! તું અત્યારે એક ન્હાના છોકરાની માફક કેમ બકે છે? તે દુષ્ટ હાલમાં ક્યાં રહે છે તેની પણ તને ખબર નથી ને એકાએક સાહસ કરવાથી તું પણ કદાચ સપડાઇશ.

આ શબ્દો સાંભળીને કાન્તા ઠંડી પડી ગઇ. તેને વિચાર આવ્યો કેઃ—"વીરસિંહનું કહેવું ખરૂં છે. દુશ્મનોના ઠેકાણાની માહિતી મેળવ્યા વિના કયાં જવું?" આ પ્રમાણે વિચાર કરીને તે બોલીઃ--"બ્હાલા! કહો ત્યારે, હવે કયો રસ્તો લેવો?"

વીરસિંહ--રાજકુમારીની તપાસ કરવા હું પોતે જઇશ ને શત્રુનો પત્તો હું પોતે ગમે ત્યાંથી મેળવીશ; પણ હવે તમારે બન્ને બ્હેનોએ વિશેષ સાવધ રહેવાનું છે."

એમ કહી વીરસિંહે પહેરેગીરને બોલાવ્યો ને તેને કહ્યું કે, "જા નવીન સેનાધિપતિ ગુલાબસિંહને બોલાવી લાવ."

તરત જ પહેરગીર નમન કરીને ચાલ્યો ગયો ને થોડી વારે ગુલાબસિંહે હાજર થઇ કહ્યુંઃ—"કુમાર! મ્હને તમે અત્રે કેમ બોલાવ્યો છે? વળી આ જમાદારની આવી દુર્દશા કેમ કરી છે?"

વીરસિંહે ગુલાબસિંહને ખુરસી ઉપર બેસવાનું ફરમાવ્યું. ગુલાબસિંહ ખુરસી ઉપર બેઠો. એટલે વીરસિંહે તેને પ્રિયનંદાના ગૂમ થયાના સમાચાર કહ્યા તથા તેને ઉપાડી જનાર પાપી ધૈર્યસિંહ જ છે એમ સુદ્ધાં જણાવ્યું.

ગુલાબસિંહ--હેં શું? રાજકુમારીનું હરણું અને તે દુષ્ટ ધૈર્યસિંહનું જ કામ! વીરસિંહજી, હવે આપણે શું કરવું? મ્હને તો કાંઇ સૂઝતું નથી."

વીરસિંહ--ભાઇ! પહેલાં આપણે આ વાતની ખબર મહારાજાને પહોંચાડવી જોઇએ.

ગુલાબસિંહ--મોડી વહેલી પણ તેમને ખબર તો પડશે જ માટે ચાલો હાલને હાલ આપણે મહારાજા પાસે જઇએ.

વીરસિંહ બોલ્યોઃ-" ઉભા રહો, મ્હને પહેલાં પ્રિયનંદાની પથારી તપાસી જોવા ઘો."

તરત જ વીરસિંહે જઇને પથારી જોઈ તો તેમાંથી એક કાગળની કાપલી મળી આવી. તેણે તે કાપલીને ઉપાડી લીધી ને ચારે જણાં રાજમહેલ તરફ ચાલ્યાં. જમાદારને જેલ તરફ રવાના કર્યો. આ વખતે મહારાજા પણ પોતાના દિવાનખાનામાં મહારાણી ત્રિમળાદેવી સાથે વાર્ત્તાલાપ કરતા બેઠા હતા. વીરસિંહ અને ગુલાબસિંહ વિચારભુવનમાં જઇ બેઠા. કાન્તા તથા મહિલા રાજમાતા પાસે ગઈ. એ બન્ને બ્હેનોના ચહેરા નિસ્તેજ થઈ ગયા હતા. તેમની આંખોમાંથી અશ્રુઓ નીકળતાં હતાં. આવું જોઇ મહારાણી તે બન્ને બ્હેનોને હૃદયે ચાંપીને બોલીઃ-" મ્હારી વ્હાલી પુત્રીઓ! તમે આમ અશ્રુઓ કેમ સારો છો? તમારાં માતાપિતા મરી જવાથી તમને કાંઇ ઓછું તો નથી લાગ્યું ને? બોલો બોલો, મ્હારી વ્હાલી કન્યાઓ તમે કેમ રડો છો?"

મહારાણીનાં આવાં માયાળુ વચનો સાંભળીને કાન્તા બોલીઃ-" માતાજી, સત્યાનાશ વળી ગયું છે. મ્હારી વ્હાલી બ્હેન પ્રિયનંદાનું હરણ થયું છે. વીરસિંહ તથા ગુલાબસિંહ વિચારભુવનમાં આપણી રાહ જોતા બેઠેલા છે."

આ શબ્દો સાંભળીને મહારાજા એકદમ ગભરાઇ ગયા ને તરત ઉઠીને વિચારભુવનમાં ગયા તો ત્યાં તેમણે વીરસિંહને ઉદા-

સચિત્તે બેઠેલો જોયો. વીરસિંહને જોતાં જ મહારાજા ભેટી પડયા ને જોયું તો વીરસિંહનાં નેત્રોમાં પણ અશ્રુજળ જણાયું. અંતે મહારાજા બોલ્યાઃ–" મ્હારા વ્હાલા પુત્ર! પ્રિયનંદાનું હરણ કરનાર કોણ પાપાત્મા છે? "

વીરસિંહ–મહારાજ! દુષ્ટ સેનાધિપતિ બ્હેનની દેવડીના જમાદારને ફોડીને બ્હેનને ઉપાડી ગયો છે. તે દુષ્ટે દુઃખ દેવામાં કંઇ પણ બાકી રાખ્યું નથી.

મહારાજા--ભાઇ! તે દુષ્ટ જ ઉપાડી ગયો છે એવો નિશ્ચય શાથી કર્યો?

વીરસિંહ--મહારાજ! કાન્તાએ જમાદારને ભય દર્શાવી યુક્તિથી તેની પાસેથી બધી ખરી હકીકત મેળવી લીધી છે અને તેના મુખેથી એ હકીકત મ્હારા જાણવામાં આવી છે.

મહારાજા--બીજી કંઇ નિશાની મળી આવી છે?

વીરસિંહ--હા મહારાજ, બ્હેનની પથારીમાંથી મ્હને એક કાગળની ટાપલી મળી આવી છે પણ મ્હેં હજી સુધી તે વાંચી નથી. આપનો હુકમ હોય તો વાંચું?

મહારાજા--તું હમણાં જ એ પત્ર વાંચ.

વીરસિંહે પેલો પત્ર વાંચવા માંડયો.

જેઠ વદી ૧ મુકામ અરણ્ય.

વીરસિંહ તથા ત્હારૂં અન્ય કુટુંબમંડળ મુ. ભદ્રપુર.

ત્હેં મ્હારા તરફ ઘણી નાલાયકી દર્શાવી છે; પણ ઓ નાલાયક છોકરા! હવે જોજે કે ત્હારી કેવી સ્થિતિ થાય છે! ત્હારી તથા ત્હારા કુટુંબનાં માણસોની આંખોમાં ધૂળ નાંખી હું રાજકુમારીને ઉપાડી જવામાં સફળકામ થયો છું. હજી પણ હું તને કહું છું કે તું અમારા પક્ષમાં આવ, નહિ તો પછી અમારે નિરુપાયે

ત્હારૂં લોહી વહેવડાવવું પડશે. હવે અમારી વિરુદ્ધમાં તું કાંઇ ખટપટ કરીશ તો ત્હારે તત્કાળ મરણને શરણ થવું પડશે. હાલ એજ. વિશેષ રૂબરૂમાં.

લી. લોહીનો તરસ્યો દુશ્મન.

આ ચીઠ્ઠી વાંચતાં જ મહારાજા ક્રોધ ભરાઇ બોલ્યા કેઃ–"ઓ દુષ્ટ! શું તું વળી વીરસિંહને પણ ભોળવવા ઇચ્છે છે? વીરસિંહ! તું શો વિચાર કરે છે?"

વીરસિંહ તત્કાળ બોલી ઉઠયોઃ–"મહારાજ! આ વીરસિંહના દેહમાં જ્યાં સુધી પ્રાણ હશે ત્યાં સુધી તો તે બેવફા નહિ જ થાય. હું આજે એવી પ્રતિજ્ઞા લઉં છું કે, દુષ્ટ સેનાધિપતિનું મસ્તક જ્યારે હું ધડથી જૂદું કરીશ ત્યારે જ હું જંપીને બેસીશ. મહારાજ! હું હવે તે દુષ્ટની તપાસમાં જાઉં છું. મ્હને રજા છે?"

મહારાજા—ભાઇ! તું જાય છે એ ખરૂં પણ અમને કોને આધારે મૂકે છે? હું એ શયતાનની તપાસ માટે બદોબસ્ત કરૂં છું.

એમ કહી વીરસિંહને અનેક રીતે સમજાવીને મહારાજાએ શાન્ત કર્યો. પછી તેઓ સર્વ મહારાણી પાસે ઉપસ્થિત થયા. મહારાણી હૃદયભેદક વિલાપ કરતાં હતાં તથા કાન્તા તેમનું સાંત્વન કરતી હતી.

---

## પ્રકરણ ૨૦ મું

---

### ગૅબી ગુફા

દુષ્ટ સેનાધિપતિ ધૈર્યસિંહ તેના બે દુષ્ટ સહચરો સાથે નર્મદા નદીનાં ભયંકર કોતરોં તરફ ચાલ્યો ને તે ત્રણે જણ એક કોતરમાં પેઠા. એ કોતરની અંદર ચંદ્રદેવના પ્રકાશનો બિલ્કુલ સંચાર થતો

નહોતો. કોતરની બન્ને બાજૂની ભેખડો આગળ જતાં એક થઇ ગઇ હતી. સેનાધિપતિ અને તેના સહચરો એ નહેરની અંદર પ્રવેશ્યા ને છેવટે તેને વટાવીને એક મ્હોટા મયદાનમાં ઉપસ્થિત થયા. ત્યાં આગળ એક ખોડીયાર માતાનું મંદિર આવેલું હતું. ત્રણે જણા તે મંદિરમાં ગયા. ત્યાં તેમણે બે પુરૂષોને સૂઇ રહેલા જોયા. આવું જોઇને સેનાધિપતિ વગેરે ઘણું આશ્ચર્ય પામ્યા. એ સ્થળે કોઇ પણ મનુષ્ય આવી શકે એવો સંભવ નહોતો. ધૈર્યસિંહ વગેરે વિચાર કરતા હતા એવામાં સૂઇ રહેલા બે પુરૂષોમાંનો એક જાગી ઉઠયો. પોતાની સ્હામે તેણે ત્રણ અજાણ્યા પુરૂષોને ઉભેલા જોયા. આ વખતે સૂર્યોદય થવાની તૈયારી હતી. ઉષાના આછા પ્રકાશનો વસુંધરા ઉપર વિસ્તાર થયો હતો. તે સૂઇ રહેલો પુજારી તરતજ ઉઠયો ને તેણે આવનાર ત્રણ પુરૂષોને બેસવાનું આસન આપ્યું. પછી તેણે પૂછયું:-" ભાઇઓ તમે કોણ છો ? "

આ પ્રશ્ન સાંભળી ધૈર્યસિંહ બોલ્યોઃ-" મહારાજ ! પ્રથમ તમારી ઓળખ મળ્યા સિવાય અમે અમારી ઓળખ આપી શકીશું નહિ."

આ વાક્ય સાંભળી જાગ્રત થયેલા પુરૂષે કહ્યું:-" એમ કે ? જો તમે તમારી ઓળખ નહિ આપો તો અહીંથી જીવતા જવાના નથી. તમે મ્હને નથી ઓળખતા પણ મ્હારૂં નામ સાંભળીને ભલભલાઓ કંપી ઉઠે છે. હું એક બહાદુર લુંટારો છું. બસ, રોજ રોજ નવ નવી સ્ત્રીઓ ભોગવવી, લૂંટ ચલાવવી એજ મ્હારો ધર્મ છે. અહીં ચારસો બહાદુર ભીલો મ્હારી આધીનતામાં રહે છે. મ્હારો હુકમ પાળવા તેઓ તત્પર રહે છે. મ્હારૂં પરાક્રમ અવર્ણનીય છે. આટલામાં આસપાસનાં રાજ્યોમાં જે મહારાજા ભદ્રકેતુની

આણુ વર્તે છે તેમનો પણ ખજાનો મ્હેં લુટયો હતો. તેમણે તેમના સેનાધિપતિ સત્યસિંહને મ્હારી તપાસમાં મોકલ્યો હતો. મહારાજા ભદ્રકેતુનો એક સરદાર ધૈર્યસિંહ મ્હારો સહાયક હતો ને તેની સહાયતાથી સત્યસિંહને મ્હેં યમપુરીનો રસ્તો બતાવ્યો હતો. મ્હારી વિરૂદ્ધતા કરવાને કોઇ શક્તિવાન્ નથી. મ્હારૂં નામ બહાદુર કરૂણાશંકર છે.”

ધૈર્યસિંહ—મહારાજ! આજ આપનો શિષ્ય ધૈર્યસિંહ છે.

આમ કહીને ધૈર્યસિંહે તેના ચરણમાં મસ્તક નમાવ્યું.

કરૂણાશંકર—કોણ? મ્હારો વ્હાલો ધૈર્યસિંહ? બેટા! દીર્ઘાયુ રહે. ત્હારૂં અત્યારે શા માટે અત્રે આગમન થયું છે?

ધૈર્યસિંહે પોતાને વીતેલી સઘળી બાબત તેને કહી સંભળાવી ને છેવટે ઉમેર્યું કેઃ–“ગુરૂજી! જો તમે મ્હને મદદ કરશો તો હું તમને મંત્રીશ્વર તથા રાજગુરૂની જગ્યા આપીશ.”

આ સાંભળીને કરૂણાશંકર બોલ્યોઃ–“ધૈર્યસિંહ! ચાલ હમણાં જ જઇને આપણે ભદ્રપુરનો કિલ્લો સર કરીએ.”

ધૈર્યસિંહ—મહારાજ! હમણાં ત્યાં જવાથી આપણો નાશ થશે. તમે સત્યસિંહને મ્હારી સહાયતાથી મારી નાખ્યો છે. હમણાં ગુલાબસિંહ સેનાપતિના પદ ઉપર છે તથા રાજ્યનો વહિવટ અમાત્ય-પુત્ર વીરસિંહ કરે છે. તે તમારા ચારસો ભીલોને પુરો પડવાને બસ છે. તે અત્યંત વિલક્ષણ બુદ્ધિનો છે. માટે આપણે ઉતાવળ કરી ફાવીએ તેમ નથી. તમે કહેતા હતા કે અહીં એક ગુપ્ત ઊંડી ગુફા છે. એ ગુફા મ્હને બતાવો.”

કરૂણાશંકરે વિચાર્યું કે, ‘જો ધૈર્યસિંહનું કામ થશે તો આપણે મંત્રીશ્વર અને રાજગુરૂ થઈશું.’ આવો વિચાર કરીને તે બોલ્યોઃ–

"ચાલ મ્હારી સાથે." એમ કહીને તેણે સેનાધિપતિને સાથે લીધો. મદનસિંહ અને કુટિલસિંહ પણ તેમની સાથે જવા લાગ્યા. મહારાજે મંદિરની એક ઓરડી ઉઘાડી. ત્યાં ખોડિયાર માતાની મૂર્ત્તિ હતી. કરૂણાશંકરે તરતજ માતાની મૂર્ત્તિના બે ભાગ કર્યા એટલે અંદર ઉતરવાનાં પગથીઆં જણાયાં. ત્રણે જણાએ અંદર ઉતરીને માતાની મૂર્ત્તિ અંદરથી બંધ કરી. આસરે સો પગથીઆં ઉતર્યા પછી એક માણુસ જઇ શકે તેવી સાંકડી નેળ આવી. કરૂણાશંકર એ નેળમાં આગળ ચાલવા લાગ્યો ને તેની પાછળ ધૈર્યસિંહ, મદનસિંહ અને કુટિલસિંહ યથાક્રમે ચાલવા લાગ્યા. થોડેક ગયા એટલે એક મ્હોટું મયદાન આવ્યું. એ મયદાનમાં ચાર પાંચ મકાનો આવેલાં હતાં. એ મકાનોમાંના એકમાં જઇ ધૈર્યસિંહે જોયું તો ત્યાં દશબાર સ્ત્રીઓ વાર્ત્તાવિનોદ કરતી નજરે પડી. તેમનું સૌંદર્ય અનુપમ હતું. આ જોઇને સેનાધિપતિ ચકિત થઈ ગયો. કરૂણાશંકરે ધૈર્યસિંહને સઘળાં મકાનો અને સુંદરીઓ બતાવી. તે સ્ત્રીઓને કરૂણાશંકરે એવી આજ્ઞા કરી કે:—"હવે તમે આ ધૈર્યસિંહજી સરદારની આજ્ઞામાં રહેજો તથા સરદારની દરેક આજ્ઞા પાળજો." આજ્ઞા સાંભળી સઘળી સુંદરીઓએ નવા આવેલા સરદાર તરફ જોયું. તેનું સૌંદર્ય જોઇ સઘળી સુંદરીઓ મુગ્ધ બની ગઇ. તેઓ સરદાર તરફ કટાક્ષ ફેંકવા લાગી. ત્યાંથી આગળ જતાં એક પત્થરની મજબૂત ભીંત જણાઈ. તેમાં પત્થરનો એક સુંદર હાથી કોતરી કાઢેલો હતો. કરૂણાશંકરે તે હાથીનો એક દાંત ખેંચી કાઢયો તથા તે દાંતથી હાથીની એક આંખમાં સજજડ ગોદો માર્યો કે તરતજ હાથીનું કુંભસ્થળ ફાટયું અને એક માણુસ સહેલાઇથી અંદર જઇ શકે તેવું દ્વાર થયું. એક પછી એક એમ ચારે જણ સુંઢ પકડીને અંદર દાખલ થયા. ત્યાં આગળ એક બે મજબુત લોખંડના

સળીઆથી જડેલાં કેદખાનાં નજરે પડયાં. તેની અંદર બેચાર કોટડીઓ હતી તથા અનેક જાતનાં ફળફળાદિ નજરે પડતાં હતાં. તેની અંદર એક મોટો ઝરો વહેતો હતો. આવી રચના હોવાથી કેદી લોકોને ખાવાનું આપવું પડતું નહિ તથા કોઇને પણ ચોકી પહેરો ભરવો પડતો નહિ. આ બધું બતાવીને કરૂણાશંકરે પાછું એક ભોંયરૂં ખોલ્યું તો તેની અંદર દરેક જાતના અનાજના ઢગલાઓ, અનેક જાતના અલંકારો તથા પુષ્કળ સોનામહોરો જોવામાં આવી. હવે કરૂણાશંકરે કહ્યું:–"ધૈર્યસિંહ! આ મ્હારો ભંડાર છે. આ ગુફા અહીંથી ખલાસ થાય છે."

પછી પાછા એ ચારે જણા બહાર મંદિરમાં ગયા. મદનસિંહ તથા કુટીલસિંહ તો એ બધું જોઇને દિગ્મૂઢ બની ગયા હતા. થોડી વારે મહારાજ બોલ્યા:–"ધૈર્યસિંહ! આ ગુફામાં કેટલાક ન્હાના ન્હાના રસ્તાઓ છે ને તે છેવટે જંગલમાં નીકળે છે. એ રસ્તાઓ હું તને કાલે બતાવીશ." એમ કહીને કરૂણાશંકરે પોતાના શિષ્યને ચલમ ભરવાનું કહ્યું. શિષ્યે ચલમ ભરી આપી. ત્યાર પછી કરૂણાશંકરે પોતાની આધીનતામાંના ભીલ લોકોને એકઠા કર્યા તથા તેમને ઉદ્દેશીને કહ્યું:–" આજથી હું તમને આ સરદારના હાથમાં સોંપું છું. તે તમને યોગ્ય પગાર આપશે ને હવે તમારે તેની જ આધીનતામાં રહેવાનું છે. બોલો તમારી શી મરજી છે?"

સઘળા ભીલો બોલી ઉઠયા કે:–"મહારાજ! અમે સરદારની સેવા ઉઠાવવાને તૈયાર છીએ." ભીલોને વિદાય કર્યા પછી સઘળા ભોજન કરવા ઉઠયા. ચારે જણ ભોજન કરી લીધા પછી પાછા ગુફામાં મસલત કરવા બેઠા. ધૈર્યસિંહે પ્રિયનંદાને ઉપાડી લાવવાનો વિચાર કર્યો ને મદનસિંહને ભદ્રપુરની બાતમી લેવા મોકલ્યો. તે વેશ

બદલીને ભદ્રપુર ગયો તથા સંધ્યાકાળે પાછો આવી તેણે ધૈર્યસિંહને સઘળી હકીકત કહી સંભળાવી. એ હકીકત સાંભળી ધૈર્યસિંહ બોલ્યોઃ "શું પ્રિયનંદાનું લગ્ન આ માસમાં જ થવાનું છે?"

મદનસિંહ—હા, નામદાર.

ધૈર્યસિંહ—ઠીક, પ્રિયનંદાને અહીં ઉપાડી લાવો. જ્યારે એ અભિમાની છોકરી મ્હારી અંકશાયિની થશે ત્યારે જ મ્હારા જીગરમાં જાગેલી કામજ્વાળા શમશે.

મદનસિંહ—અને કાન્તા તથા મહિલાને ક્યારે ઉપાડી લાવીશું?

ધૈર્યસિંહ—પછીથી. કાન્તા ઘણી ચાલાક છે. તેને યુક્તિથી ફસાવીને ઉપાડી લાવીશું. અત્યારે તો પ્રિયનંદાને જ ઉપાડી લાવો.

મદનસિંહ—બરાબર છે. તેણે મ્હને જે ઘા કર્યો હતો તે હજી સુધી સાલે છે. આપણે પણ જ્યારે તે આપણા હાથમાં આવશે ત્યારે બરાબર બદલો લઇશું. આપણે કેશરીને પણ બહુજ દુઃખ દેવું છે ને તે દુષ્ટને રીબાવીને મારવો છે. તેનું રાજ્ય પણ ભદ્રપુરની સાથે જોડી દેવાની મ્હારી મરજી છે.

ધૈર્યસિંહ—બરાબર છે. તે દુષ્ટે જ આપણા રંગમાં ભંગ કર્યો હતો. તેને તો હાલ હવાલ કરી નાખવો જોઇએ.

એવામાં કરૂણાશંકરે કહ્યુંઃ—"ધૈર્યસિંહ! તમે કહો છો એ બધું ખરૂં છે; પણ તમને પૈસાની જરૂર પડશે તેનું કેમ? પૈસા માટે શું કરશો?"

ધૈર્યસિંહ—મહારાજ! જો તમે પૈસાની મદદ કરશો તો હું તમને તમે આપશો તેથી બમણા પૈસા આપીશ તથા તમારો ઉપકાર માનીશ.

મહારાજ—બાપ! એ વાત નહિ બને. પૈસા તો નહિ મળે.

ધૈર્યસિંહ—ઠીક છે. પૈસાની જોગવાઇ હું કરીશ. કાલે રાત્રે જ મહારાજાનો ખજાનો હું લૂંટી લાવીશ. પછી કંઇ વાંધો નથીને?

મહારાજ—ના, પછી તમે ગમે તેમ કરો.

પછી કરૂણાશંકરને કંઇ કામ સર બહાર જવું પડયું ને અંદર કેવળ ધૈર્યસિંહ, મદનસિંહ અને કુટિલસિંહ રહ્યા. કુટિલસિંહ બોલી ઉઠયો કેઃ—"મહારાજ! મ્હેં એક વિચાર કર્યો છે. જાણવાની ઇચ્છા હોય તો આપને કહું?"

ધૈર્યસિંહ—બોલ, ત્હારે શું કહેવું છે? જે કહેવું હોય તે ખુશીથી કહે.

કુટિલસિંહ—મહારાજ! જ્યાં સુધી આ બામણો કરૂણાશંકર હયાત હશે ત્યાં સુધી આપણે આ ગુફામાં સ્વતંત્રતાથી રહી શકીશું નહિ માટે પ્રથમ એનું કાસળ કાઢવું જોઇએ. જો તે મરશે તો તેનો પૈસો આપણને કામ આવશે તથા આપણે આવશ્યકીય સૈન્ય એકઠું કરી શકીશું. સૈન્યની મદદથી રાજ્ય લેવાનું પણ સુગમ થશે. આપણે એકાએક છાપો મારીશું તો નિર્વિઘ્ને રાજ્ય હસ્તગત કરી શકીશું. પછી આપણે સૂર્યપુરના મહારાજાના પાટવી કુમાર કેશરીસિંહને તથા દિનકરરાયને યુક્તિથી ફસાવીશું. તેમને ફસાવ્યા પછી એકાએક છાપો મારીને સૂર્યપુર પણ કબજે કરીશું.

ધૈર્યસિંહ—ધન્ય છે, ત્હારી બુદ્ધિને અત્યંત ધન્યવાદ છે, બસ, હવે કરૂણાશંકર આ સમશેરથી ઠાર થશે.

એવામાં કરૂણાશંકર આવી પહોંચ્યો ને બોલ્યોઃ—"સરદાર! હું એક કાર્ય પાર પાડવા અત્યારે જ અત્રેથી જાઉં છું."

સેનાપતિ—શું કામ પાર પાડવા જાઓ છો તે કહો તો ખરા?

કરૂણાશંકર—બાઇ! સૂર્યપુરમાં કસ્તુરચંદ કરીને એક શેઠીઓ રહે છે. તેને ઘેર પદ્મિની નામે એક સોળ વર્ષની કન્યા છે. તેને ઉપાડી લાવવા માટે હમણાં હું જાઉં છું. મધ્યરાત્રે હું અત્રે પાછો આવીશ.

ધૈર્યસિંહઃ–સુખેથી જાઓ. હું પણ જોઇશ કે એ કેવું મનોહર ફુલગુલ છે!

પછી કરૂણાશંકર એક સરદાર જેવો પોષાક પહેરી ઘોડેસ્વાર થઇ સૂર્યપુર તરફ રવાના થયો. આખો દિવસ સંતાઇ રહીને સ્હાંજે તે ગુપચુપ નગરશેઠના ઘરમાં પેસી ગયો. મધ્યરાત્રે પદ્મિનીને બેશુદ્ધ કરી, પોતાના અશ્વ ઉપર નાખી તે પોતાના રહેઠાણ ઉપર આવ્યો. આ વખતે ધૈર્યસિંહ તથા તેના બે સરદારો તો વાતોમાં જ લીન હતા. કરૂણાશંકરે ધૈર્યસિંહને હાંક મારી એટલે ધૈર્યસિંહ તેની સમક્ષ ઉપસ્થિત થઇ પૂછયુંઃ–"કેમ કામ પૂર્ણ કરી આવ્યો."

કરૂણાશંકર—બાઇ! હું જે કામ ધારૂં તે પૂર્ણ કરવાને સમર્થ છું.

એમ કહીને સઘળી બનેલી વાત તેને કહી સંભળાવી ને પોતાના શિષ્યને કહ્યુંઃ–"બેટા! જા આ પદ્મિનીને અંદરની ગુપ્ત ગુફામાં મુકી આવ. તેની ખબર કાલે લઇશું." શિષ્ય મૂર્તિના બે ભાગ કરીને પદ્મિનીને સાથે લઇ અંદર ચાલ્યો ગયો. ત્યાર પછી કરૂણાશંકર બોલ્યોઃ "ધૈર્યસિંહ! ચાલો હવે આપણે આનંદભુવનમાં જઇએ." ધૈર્યસિંહ ત્યાં જવાને તૈયાર જ હતો. તરતજ પોતાના બન્ને સહચરો સાથે ધૈર્યસિંહ આનંદભુવનમાં ગયો. રાત્રિના ચાર વાગ્યા સુધી તેમણે આનંદભુવનમાં સાઇ રહી યથેચ્છ વિલાસોપભોગ ભોગવ્યો. ચાર વાગ્યા પછી તેઓ સર્વે પાછા ખોડીયાર માતાના દેવળમાં આવીને સુઇ રહ્યા. કરૂણાશંકર તથા તેના બન્ને શિષ્યો તો ઘસઘસાટ ઊંઘવા લાગ્યા પણ સુચ્ચા ધૈર્યસિંહને તથા તેના સહચ-

રાતે બિલ્કુલ નિદ્રા આવી નહિ. શિકારને નિદ્રાધીન જોઇ ધૈર્યસિંહ ઉઠી ઉભો થયો ને તેણે કરૂણાશંકરના શિષ્યના કલેજામાં કટાર ભોંકી દીધી. તરતજ એ શિષ્ય એક ઝીણી ચીસ પાડીને યમશરણ થયો. તેની ચીસથી કરૂણાશંકર જાગી ઉઠયો. એવામાં ધૈર્યસિંહ તેની નજીક જઇ પહોંચ્યો તથા એક છલંગ મારીને તેની છાતી ઉપર ચઢી બેઠો. આવો બનાવ જોઈ કરૂણાશંકરે કહ્યું:–" વિશ્વાસઘાતક દુષ્ટ ! તું આ શું કરે છે? મ્હારા શિષ્યને તો ત્હેં યમપુરીનો રસ્તો બતાવી દીધો ને મ્હને પણ તું મારવા ઇચ્છે છે ? ઘાતકી ! મ્હને મારી નાખવાથી તને શો લાભ છે ? "

ધૈર્યસિંહે આ વાક્યોના ઉત્તરમાં કહ્યું:—" હું ઘાતકી છું તો તું ક્યાં દયાળુ છે? તમે શું ઓછી હત્યાઓ કરી છે? સ્વાર્થ સાધના કરવા માટે હું ગમે તેનો જીવ લેવા પાછી પ્હાની કરૂં તેમ નથી."

કરૂણાશંકરે કહ્યું:–" મ્હને મારી નાખવાનો વિચાર હતો તો ત્હારે આમ કાયરની માફક નહોતું વર્તવું જોઇતું. ત્હારે મ્હારી સાથે દ્વંદ્વ યુદ્ધ કરવું હતું. હજી પણ મ્હારા બળની ત્હારે ખાત્રી કરવી હોય તો જોઇ લે." આમ કહીને તેણે એક આંચકો મારી સેનાધિપતિને નીચે પટકયો. બરાબર આ વખતે મદનસિંહે કરૂણાશંકરની છાતીમાં પોતાની કટારી ખોસી દીધી. દુઃખની કારમી હાય મારીને કરૂણાશંકર પોતાનાં કરેલાં કર્મનો ઇન્સાફ આપવા ઇશ્વરના દરબારમાં ચાલ્યો ગયો. પછી પ્રભાત થતાં પૂર્વે જ દુષ્ટોએ એ બન્ને મુડદાંઓને બહાર કાઢીને એક ધોધમાં ફેંકી દીધા. પ્રાતઃકાળે તેમણે સઘળી ભીલોને એકઠા કર્યા ને તેમને કહ્યું: " ભાઇઓ ! કરૂણાશંકર આજ રાત્રે જંગલમાં કાંઇ કાર્યાર્થે ગયા હતા, ત્યાં હું પણ મ્હારા

બન્ને સહચરો લઇ તેમની સાથે ગયો હતો. એવામાં એકાએક એક સિંહે આવી અમારા ઉપર હુમલો કર્યો. આપણા દુર્ભાગ્યે કરૂણાશંકર અને તેમના શિષ્ય એ સિંહનો શિકાર થઇ પડયા છે. તમારું સર્વનું રક્ષણ કરવાનો ભાર તેમણે મ્હને અર્પણ કર્યો છે. આજથી તમારા પગારમાં હું પાંચ પાંચ રૂપિયાનો વધારો કરૂં છું."

આ વાત સાંભળી સઘળા ભીલ્લો બોલી ઉઠયા કેઃ-" સરદાર ! અમારા ગુરૂજીએ આપને અમારા સરદાર ઠરાવ્યા છે તેથી મરતાં સૂધી અમે આપની સેવા કરીશું. વળી આપના જેવા ઉદાર મનના સરદાર મળવાથી અમે અમારો ભાગ્યોદય થયો માનીએ છીએ."

સેનાધિપતિએ સઘળા ભીલોને લઇને તે દિવસથી ભોંયરામાં જ પોતાનું રહેઠાણુ રાખ્યું. તેજ દિવસે ધૈર્યસિંહે કુટિલસિંહને ચાર ભીલોની સાથે પ્રિયનંદાનું હરણ કરવા મોકલ્યો. કુટિલસિંહે ત્યાંના જમાદારને એક હજાર સોના મહોરો આપી કેવી રીતે રોકયો તથા રાજકુમારીને તે કેવી રીતે ઉપાડી ગયો એ આપણે જાણી ચુકયા છીએ.

ધૈર્યસિંહે પોતાના સરદારને ભદ્રપુર તરફ મોકલીને ચંદ્રમુખી નામની જે અત્યંત રૂપવતી સ્રી હતી તેના ઓરડામાં પ્રવેશ કર્યો. તેને આવતો જોઇ ચંદ્રમુખી એકદમ ઉભી થઇને ધૈર્યસિંહ નજીક આવી હાવભાવ કરી તેના કંઠમાં વળગી પડી.

ધૈર્યસિંહે તેના ગુલે ગુલાબી અધરોષ્ઠપર ઉપરા ઉપરી ચુંબનો કર્યાં. ચંદ્રમુખી ધૈર્યસિંહની પાસે હાવભાવ કરવા લાગી. થોડા સમય પછી બન્ને જણાં એક વિરામાસન ઉપર બેઠાં. એક દાસીને બોલાવી સુરાથી ભરેલી સુરાહી અને પાત્ર મંગાવી બન્ને જણાં સુરાપાન કરી વિશેષ મદોન્મત્ત બનવા લાગ્યાં. ચંદ્રમુખી ધૈર્યસિંહને પોતાની માયાજાળમાં ફસાવવા નિમ્નલિખિત સંગીત કામકટાક્ષયુક્ત હાવભાવથી મૃદુ કંઠે ગાવા લાગીઃ—

" આજ હોરી રમો રસધારી,
જોબનમાં નવ વર્ષ વહે છે, જોબનમાં તમ નારી,
જોબનમાં પ્રભુ આપ ઝુલો છો જોબનમાં છે શિવારી,
રહો રતિ પૂરણ ધારી. આજ હોરી૦
અધરથી કેશરનો રસ લૂંટી શ્વાસથી અબીલ ખુમારી,
સ્વેદનો પંક તનુપર ચોળી દ્વંદ્વયુદ્ધની તૈયારી,
કરો સહુ વાત વિચારી. આજ હોરી૦
અંગુલી શરથકી ચુંદડી ચોળી ખોલી જુઓ ખુબી મ્હારી,
મદભર વક્ષસકુંભને તાડો મારો પ્રણય પીચકારી,
કરો યુદ્ધની કીક્યિારી. આજ હોરી૦
ચેતી રહો પ્રભુ પ્રિતમ પાતળા નારી કટાક્ષ છે કારી,
બાથ બંજર પડયા એક વખત તો થાશે હાંસીને હારી,
નારી પણ સિંહણ ભારી. આજ હોરી૦"

ધૈર્યસિંહ ચંદ્રમુખીના મુખનું સંગીત સાંભળી તથા પુષ્કળ મદિરા પી માથામાં ચકચુર બની ગયો. અસ્તુઃ

## પ્રકરણ ૨૧ મું

### રાક્ષસ અને રાક્ષસી

પ્રિય વાચકો! ચાલો હવે આપણે ધૈર્યસિંહ તથા ચંદ્રમુખી શું કરે છે ' તે જોઇએ. ધૈર્યસિંહ ચંદ્રમુખીની સાથે પલંગ ઉપર બેઠો તથા તેના સૌંદર્યનું અવલોકન કરવા લાગ્યો. તેણે વિચાર્યું કે, ' રાજકુમારી આગળ આ ચંદ્રમુખીનું સૌંદર્ય તુચ્છ છે. અરે પ્રિયનંદાની સખીઓ જેટલું પણ આનામાં સૌંદર્ય નથી. '

તે આવો વિચાર કરતો હતો એવામાં તેના વિચારનો ભંગ કરવા માટેજ ચંદ્રમુખી મૃદુ સ્વરે બોલીઃ–" વ્હાલા! આપ શો વિચાર કરો છો?" તેનો સુંદર અવાજ સાંભળી ધૈર્યસિંહે વિચારનો ત્યાગ કર્યો ને બોલ્યોઃ–" ચંદ્રવદનિ! હું રાજકુમારીનો જ વિચાર કરૂં છું. તે કુસુમકળી કેવી રીતે મેળવવી તેનો જ વિચાર મ્હારા મનમાં થાય છે." આ ઉત્તર સાંભળી ચંદ્રમુખી બોલીઃ–" વ્હાલા! આપ કોણ છો તે હું હજી સુધી જાણી શકી નથી. હું કેવળ એટલું જ જાણું છું કે હવે આ ગેબી ગુફાના આપ માલિક છો."

ધૈર્યસિંહ—મ્હારી વ્હાલી, આ ત્હારો પ્રેમી કાંઇ સાધારણ પુરુષ નથી. તે એક વિશાળ રાજ્યનો સેનાધિપતિ છે ને થોડા વખત પછી તે એક મ્હોટો રાજા થશે. ભદ્રપુર નગરનો સેનાધિપતિ ધૈર્યસિંહ હું છું."

તેના આ શબ્દો સાંભળીને ચંદ્રમુખી ચકિત થઇને બોલીઃ " અહા! આ હું શું સાંભળું છું? મ્હારા પ્રિયતમ એક સેનાધિપતિ હોઇ થોડા વખતમાં રાજા થનાર છે?"

ધૈર્યસિંહે પોતાની સઘળી વિગત ચંદ્રમુખીને કહી સંભળાવીને છેવટે કહ્યું કેઃ–" થોડા દિવસમાં રાજાનો નાશ કરી તેની પુત્રી પ્રિયંવંદાનું પાણિગ્રહણ કરી છેવટે હું રાજસિંહાસન ઉપર બેસીશ."

આ શબ્દો સાંભળી ચંદ્રમુખી ઘણી ઉદાસ થઇ ગઇ હોય તેવો ભાવ દર્શાવતી લમણે હાથ દઇને બેસી રહી. તેનું ઉદાસ મુખ જોઇ ધૈર્યસિંહ તેને એક ચુંબન કરીને બોલ્યોઃ–" મ્હારી વ્હાલી, તું આજ એકાએક ઉદાસ કેમ થઇ ગઇ?"

ચંદ્રમુખી ઉદાસચિત્તે બોલીઃ–" ના–નાં, ઉદાસ શામાટે થાઉં?"

ધૈર્યસિંહ—વ્હાલી, મ્હારા જેવા એક બહાદુર પુરુષનો આજ

શ્રય પ્રાપ્ત થયેલો હોવા છતાં તું આમ ઉદાસ કેમ બની જાય છે ? તને જે કંઇ દુઃખ હોય તે કહે. આ વીર સેનાપતિ તે દુઃખ ટાળવાને સમર્થ છે. કહે કહે, મ્હારી મધુરી મેંના! મ્હને ત્હારી ઉદાસીનતાનું કારણ કહે ?"

ચંદ્રમુખી—વ્હાલા! એ તો સહેજ મ્હને આગળની વાત યાદ આવવાથી મ્હારું મ્હોં ઉતરી ગયેલું જણાય છે. બીજું કાંઇ કારણ નથી.

ધૈર્યસિંહ—ના–ના, ચંદ્રવદનિ! તેમ નથી. ત્હારી ઉદાસીનતાનું કારણ જુદું જ છે. ત્હારું મનોદુઃખ દૂર કરવા હું તત્પર છું. આ ત્હારો પ્રિયતમ એક બહાદુર સેનાપતિ છે. જો તું મ્હારાથી ત્હારા મનની વાત છુપાવે તો તને મ્હારા સોગન છે."

ચંદ્રમુખી—હાં હાં નાથ! સોગન ન ખાઓ. હું કેવળ એ વિચારથી ઉદાસ બની ગઇ છું કે, આપને જ્યારે રાજકુમારી મળશે ત્યારે આપ આ દાસીને તો વિસારી મૂકશો.

આ ઉત્તર સાંભળીને ધૈર્યસિંહ હસી પડયો ને બોલ્યો:–" વ્હાલી, બસ એજ કારણ છે કે? અરે પ્રિયનંદાને તો હું ત્હારી દાસી બનાવીશ ને જ્યારે હું રાજસિંહાસન ઉપર બેસીશ ત્યારે તને તો હું રાજરાણીનું પદ આપીશ, સમજી? તું વિના કારણ શોક નહિ કરતાં મ્હારા શબ્દો ઉપર વિશ્વાસ મૂકી સર્વથા નિશ્ચિંત રહે."

થોડા સમય સુધી બન્ને જણાં ચુપ રહ્યાં. પછી ચંદ્રમુખીએ કહ્યું:–" વ્હાલા! જો આપ રજા આપો તો હું આજે જ ભદ્રપુર જઇ વેશ બદલી યુક્તિથી મહારાજા ભદ્રકેતુનો વિનાશ કરૂં?"

ધૈર્યસિંહ—મહારાજાનું ખૂન કરવું એ કાંઇ સહેલી વાત નથી. તું નાયિકા થઇને ત્યાં જાય તો પણ ત્યાંનો પ્રધાનપુત્ર વીરસિંહ

તરત જ ત્હારૂં પોગળ ખુલ્લું કરે એવો ચતુર છે. તે એવો તો હોંશિયાર છે કે આજકાલ રાજ્યની સઘળી સત્તા તેના હાથમાં છે. તેની બુદ્ધિ આગળ ત્હારું સ્ત્રીચરિત્ર ફાવી શકે એવો સંભવ નથી. જો સહજ પણ ગફલત થાય તો આપણા બાર જ વાગી જાય. મ્હને એવી દહેશત રહે છે કે એ હરામી કદાચ આપણું ગુપ્ત સ્થાન પણ શોધી કાઢશે. વળી સૂર્યપુરનો પ્રધાનપુત્ર દિનકરરાય એટલો બધો ચાલાક છે કે તે વેશ બદલીને અહીં આવે તો હું પણ તેને ઓળખી શકું નહિ. રાજકુમારીની કાન્તા નામની સખી પણ ભલભલા પુરુષોને હંફાવે એવી બાહોશ છે. સ્ત્રી ચરિત્રમાં પણ ચાલાક છે. આવા આવા મ્હોટા શત્રુઓને જીતીને કામ લેવાનું છે. જો કદાચ લશ્કર વધારીને રાજ્ય ઉપર છાપો મારીએ તો તેથી પણ ફાવીએ તેમ નથી. તેમને ફસાવવા માટે યોગ્ય સમયની જરૂર છે. ત્યાં સુધી આ ગુપ્ત સ્થાનમાં રહેવું એ જ વિશેષ સલામતી ભરેલું છે. આપણે એક પછી એક બધા શત્રુઓને ફસાવીને આ ગુફામાં કેદ કરીશું ને પછી રાજ્ય સ્વાધીન કરીને હું રાજમુકુટ ધારણ કરીશ. પછી હું રાજા ને તું મ્હારી મનહરણી મહારાણી.

ચંદ્રમુખી--વાહ નાથ! તમે તો ખૂબ અક્કલ દોડાવી; પણ પ્રિયતમ! તમે જે વીરસિંહની વાત કરો છો તેનું મ્હારા સ્ત્રીચરિત્ર આગળ કાંઇ ચાલવાનું નથી. પુરુષ સ્ત્રીજાતિના ચરિત્રને સમજી શકે તેમ નથી. સ્ત્રીજાતિએ મહાન્ મુનિજનોનાં માન મૂકાવ્યાં છે તો પછી એ વીરસિંહ બિચારો શા હિસાબમાં છે?

ધૈર્યસિંહ—ચંદ્રમુખિ! તું ભૂલે છે. અપ્સરાઓએ મહા મુનિજનોનાં માન મૂકાવ્યાં હતાં એ ખરૂં; પણ પાંડુપુત્ર અર્જુનજીનું મન ચલિત કરવામાં તેમને સફળતા મળી નહોતી. જેવા અર્જુનજી

જીતેંદ્રિય હતા તેવોજ વીરસિંહ છે. તેના આગળ ઇંદ્રની ઇંદ્રાણી આવે તો પણ તે પોતાનો ધર્મ ચુકે તેમ નથી. તેને ફસાવવાને મ્હેં જેટલી યુક્તિઓ રચી હતી તે સઘળી ફોગટ ગઇ છે. તેને તો ચમત્કાર બતાવવો પડશે. છેવટે તે નહિ માને તો આ સમશેરથી ઠાર થશે.

ચંદ્રમુખી—નાથ! શું તે એવો ઇંદ્રિયોને વશ કરવાવાળો છે? અરે! મ્હારી આગળ ભલભલાઓ પાણી ભરે છે તો તે વીરસિંહનો શો હિસાબ છે? તમે જોજો કે કાલે હું તેની કેવી દશા કરૂં છું! કાલેજ તેને હું મ્હારી માયાજાળમાં ફસાવી તમારી સમક્ષ હાજર કરીશ. તમે એક વખત મ્હારી અજમાવેશ કરી જુઓ તમારી ચંદ્રમુખીમાં કેટલી શક્તિ રહેલી છે તેનો અનુભવ કરી જોવાની તમે મ્હને એક વખત તક આપો.

ધૈર્યસિંહ—ચંદ્રમુખિ, તું વીરસિંહને ફસાવવાની વાત છોડી દે. તેને સ્ત્રીચરિત્રથી ફસાવવા જતાં કદાચ તું ફસાઇ પડીશ એવી મ્હને શંકા રહે છે.

ચંદ્રમુખી—અરે નાથ! તમે શા માટે ચિંતા કરો છો? તમે એક વખત જુઓ તો ખરા કે તમારી આ પ્રિયામાં કેટલું પાણી છે?

ધૈર્યસિંહ—તે પછીથી જોઇ લેવાશે. ઠીક, તને ખબર તો હશે કે આપણા ભંડારમાં કરૂણાશંકરે કેટલું ધન એકઠું કરેલું છે? પહેલાં મ્હને તું તે વાત કર. પછીથી બીજી વાત થશે.

ચંદ્રમુખી—વ્હાલા! કેટલું ધન છે એ સંબંધી ચોક્કસ કાંઇ કહી શકાય નહિં; પણ તમારી દશ પેઢી સુખી ચાલી શકે તેટલું ધન તેણે એકઠું કરેલું છે.

ધૈર્યસિંહ—વ્હાલી, તેણે એટલું બધું ધન ક્યાંથી એકઠું કર્યું તેની તને માહિતી છે કે?

ચંદ્રમુખી—વ્હાલા! તેણે ફક્ત લૂંટમાંથીજ એટલું બધું ધન એકઠું કરેલું છે. તેની જન્મકથા ઘણી લાંબી છે. તે હું તમને પછીથી કહીશ. તેણે ઘણા રાજાઓના ખજાના લૂંટયા છે. તેમણે ઘણી તપાસ કરી પણ તેમને આ ગુપ્ત સ્થાન જડયું નથી. એ લૂંટારાનું નામ સાંભળીને ભલભલા બહાદુરો પણ કંપતા હતા. અંતે તમારાજ હાથે તે યમશરણ થયો છે.

ધૈર્યસિંહ—વ્હાલી, તે ગમે તેવો બળવાન્ હતો પણ જાતે તો બ્રાહ્મણને! તેને રાજ્યગોરની લાલચ બતાવી એટલે તેણે અમને પોતાનો ભંડાર તથા ગુપ્ત સ્થાન બતાવી દીધું. પછી મ્હારા બહાદુર સરદારોએ તેને ઠાર કરવાનું કહ્યું ને મ્હેં તેને ઠાર કર્યો. હવે આ ગુફાથી મ્હારૂં કામ સિદ્ધ થશે ને મ્હારા મનની ઉમેદ બર આવશે.

ચંદ્રમુખી—વ્હાલા! પણ જ્યારે આપ મહારાજા થશો ત્યારે તો મ્હોટા મ્હોટા રાજાઓની કન્યાઓ આપની સેવા કરવા તૈયાર થશે. પછી તમે આ દાસીને ભૂલી જવાના!

ધૈર્યસિંહ—વાહરે! તું આ શું બોલે છે! જેટલી રાજ્ય-કન્યાઓ આવશે તેઓ ત્હારા અંતઃપુરની દાસીઓ થશે. એ વાતે તું બેફિકર રહે. પ્રિયનંદા તો તને વાયુ ઢોળશે તથા તારી કૃપા પ્રાપ્ત કરવાને ઉત્સુક રહેશે.

ચંદ્રમુખી—બસ બસ, પછી તો મ્હારા ભાગ્યમાં ખામીજ નહિ રહે. એક લૂંટારાની રખાત એક મ્હોટા રાજ્યની માનીતી રાણી થશે. વ્હાલા! હવે હું તમારાજ નામની જપમાળા જપ્યા કરીશ. સત્વર રાજ્ય મેળવવાનો ઉપાય શોધી કાઢવો જોઇએ. બીજી આપણા

મહેલમાં જે બાર સ્ત્રીઓ છે તે પણ આપણા કામમાં મદદ કરનારી થઈ પડશે.

ધૈર્યસિંહ—વ્હાલી, પ્રિયનંદાનું હરણ કરવાને તો મ્હારા બન્ને સરદારો કેટલાક ભીલ સાથે આજે ગયેલા છે ને હવે પાછા આવવા જોઇએ. આજે કદાચ પાછા નહિ આવે તો તેઓ કાલે જરૂર આવશે. પ્રિયનંદા પકડાશે એટલે વીરસિંહ તેની તપાસ કરવા નીકળશે. પછી રાજ્યમાં ફક્ત મહારાજા રહેશે એટલે આપણે લશ્કર સાથે છાપો મારીશું. એમ કરવાથી રાજ્ય તરતજ આપણા હાથમાં આવી જશે.

ચંદ્રમુખી—પણ નાથ! પ્રિયનંદાનું લગ્ન થયું છે કે નહિ?

ધૈર્યસિંહ—ના, તેનું લગ્ન આ માસમાંજ સૂર્યપુરના પાટવી કુમાર કેશરીસિંહ સાથે થવાનું હતું; પણ પ્રિયનંદા સ્હવારમાંજ આપણી સમક્ષ હાજર થશે અને લગ્નનો આનંદ હવામાં ઉડી જશે. પ્રિયે! એક વાત કહેવાની તો હું ભૂલીજ ગયો. હું જે પૂછું તેનો જવાબ તું આપીશ કે?

ચંદ્રમુખી—તમને હજી પણ મ્હારા ઉપર વિશ્વાસ બેસતો નથી?

ધૈર્યસિંહ—ઠીક, કાલે પેલો ભામટો કોઇની પુત્રીને ઉપાડી લાવ્યો છે ને?

ચંદ્રમુખી—હા, તે કાલે રાત્રે સૂર્યપુરના નગરશેઠની પુત્રીને ઉપાડી લાવ્યો છે. તે બીચારીને કેટલું બધું દુઃખ થતું હશે? તેને આપણે છોડી દેવી જોઇએ.

ધૈર્યસિંહ—વ્હાલી, જ્યાં સુધી ત્હારા અંતરમાં દયા હશે ત્યાં સુધી આપણું કામ સફળ નહિ થાય. તું ત્હારા હૃદયને વજ્ર જેવું કઠોર બનાવ.

ચંદ્રમુખી—પણ તેને કેદ કરી રાખવાથી આપણને શો ફાયદો થવાનો છે?

ધૈર્યસિંહ—તેને કેદ રાખવાથી સૂર્યપુરમાં ગભરાટ ફેલાશે ને તે સાથે પ્રિયનંદાના હરણની ત્યાં ખબર પડશે એટલે તો સર્વના ગભરાટનો પાર રહેશે નહિ. એવા ગભરાટમાં આપણે ફાવી જઇશું. હવે બરાબર સમજી કે નહિ? સૂર્યપુરનો મહારાણો પણ મ્હારો શત્રુ છે. તેને પ્રિયનંદાના ગૂમ થવાના સમાચાર મળશે એટલે તો એ એટલો બધો ક્રોધાયમાન થશે કે તેને શાન્ત કરવાને કોઇ સમર્થ થશે નહિ. ભદ્રકેતુ ઘણો હઠીલો હોઇ સાહસિક છે. દરિયામાં પણ તે પોતાનું શરીર ઝંપલાવવાને પાછી પ્હાની કરે એવો નથી.

ચંદ્રમુખી—પણ સૂર્યપુરના રાણા સાથે તમારે વેર થવાનું કારણ શું છે?

ધૈર્યસિંહ—વાહ! હજી તું સમજી નહિ. તને મ્હેં કહ્યું તો ખરૂં કે, પ્રિયનંદાનું લગ્ન સૂર્યપુરના યુવરાજ કેશરીસિંહ સાથે ઠરેલું છે ને મ્હારૂં કિનારે આવેલું વહાણ તે દુષ્ટેજ ડુબાવી દીધું છે. તેના ઉપર તો મ્હને પુષ્કળ ક્રોધ ઉપજ્યો છે તે હાથમાં આવશે એટલે હું તેને જીવતો છોડનાર નથી. તેનું લોહી રેડ્યા સિવાય આપણી ઉન્નતિનો માર્ગ નિષ્કંટક થાય તેમ નથી.

ચંદ્રમુખી:—પ્રિયતમ! પણ આપ એકાએક સાહસ કરશો નહિ. કદાચ કંઇ માઠો બનાવ બને તો મ્હારી કેવી દશા થાય તે વિચારીને કામ કરજો.

એમ કહીને ચંદ્રમુખીએ સ્મિતહાસ્ય કરી કૃત્રિમ પ્યાર દેખાડ્યો. તેની મોહલીલાથી પાપી સેનાધિપતિ અંધ થઇ ગયો. તેણે ચંદ્રમુખીને ગાઢ આલિંગન કરી કહ્યું:—"મ્હારી વ્હાલી ચંદ્રવદનિ!

તું મ્હારા સંબંધી અમંગળ વિચારો કરીશ નહિ. આ વીરને સાક્ષાત યમરાજ પણ કંઇ કરી શકે તેમ નથી.

ચંદ્રમુખી—બસ વ્હાલા! મ્હારે એજ જોઇએ. આપ હયાત હો એટલે પછી મ્હને બીજું કંઇ જોઇતું નથી. આ ગેબી ગુફામાં ઇંદ્રના સ્વર્ગ કરતાં પણ સવિશેષ સુખ છે. મ્હારા નાથ! હવે તો તમે જ મ્હારા શિરતાજ છો—તમે જ મારા હૃદયમંદિરના દેવતા છો.

ધૈર્યસિંહ—ધન્ય છે મ્હારી વ્હાલી, ત્હારા નિષ્કપટ સ્નેહ અને દેવદુર્લભ સૌંદર્ય સમક્ષ પ્રિયંવદાનું સૌંદર્ય નકામું છે. આહા! ત્હારાં વચનોમાં કેટલી બધી મધુરતા છે! હજી સુધી મદનસિંહ તથા કુટિલસિંહ કેમ આવ્યા નહિ? મ્હને એવી શંકા થયા કરે છે કે કદાચ તેઓ ફસાઇ તો નહિ ગયા હોય!

ચંદ્રમુખી—પ્રાણેશ્વર! એ માટે તમે બેફિકર રહો. તેઓ બન્ને ઘણા ચાલાક છે તથા કોઇથી પણ ગાંજ્યા જાય તેમ નથી.

ધૈર્યસિંહ—તેઓ ચાલાક છે એ ખરું; પણ ભદ્રપુરમાં વસતા માણસો તેમના માથાના છે. તેમાં વળી જો વીરસિંહને ખબર પડી તો તેમના બારજ વાગી ગયા સમજવા. કારણ કે તે ઘણો ચતુર છે.

ચંદ્રમુખી—એ માટે તમે નિશ્ચિંત રહો. હરામી વીરસિંહને હું કાલે જ પકડીશ. તે કયી તરફ ફરવા જાય છે તેની તપાસ કરીને તે હરામીને હું પકડી લાવીશ.

ધૈર્યસિંહ—મ્હારો અંતરાત્મા તો એમ કહે છે કે ત્હારાથી એવું કઠિન કામ પાર નહિ પડે. વીરસિંહને ફસાવવો તે ન્હાના છોકરાંનો ખેલ નથી: તેને પકડવા આપણા સો બીલો જાય તો પણ તે પકડાય કે કેમ એ શંકાયુક્ત પ્રશ્ન છે. તેને પકડવા જવાના વિચારને તું છોડી દે.

ચંદ્રમુખીને પાણી ચઢાવવા ધૈર્યસિંહે આમ કહ્યું.

ચંદ્રમુખી—પ્રિયતમ! મ્હારી ચતુરાઇનો તમને કાલે જ અનુભવ થશે.

ધૈર્યસિંહ—ઠીક છે. હમણાં પેલી પદ્મિનીનું દર્શન કરવાની મ્હારી ઇચ્છા છે. તેને ક્યાં સંતાડી છે? તેને જ્યાં સંતાડી હોય તે તરફ ચાલ. હમણાં તે શું કહે છે એ આપણે જોઇએ.

ચંદ્રમુખી—ભલે ચાલો.

આમ કહીને એ નરાધમ નરપિશાચ અને પિશાચિની પલંગમાંથી ઉઠી ઇચ્છિત સ્થળ તરફ જવા લાગ્યાં.

---

## પ્રકરણ ૨૨ મું

---

### પાપીના પંઝામાં પદ્મિની

"પાપાત્માના પૂરમાં મંદાકિની આવી વસી,
શાગિર્દ જે શયતાનનો તેને મળી આ ઉર્વશી;
પાપ પ્રક્ષાલન કરી સોપાન સ્વર્ગે દાખવે,
તૃમ તેથી ના થતાં અંધો થયો તે અન્યમાં;
મૂકી દઇ નિજ માન ને મોહ્યો સદા વ્યભિચારમાં,
નર એ નહિ, નર છે ખરો, પ્રત્યક્ષ એ શયતાન છે."

પ્રિય પાઠકો! આપણે હવે એક વખત પાપીઓના પંઝામાં ફસાયલી પદ્મિની શું કરે છે તે જોઇએ. પદ્મિનીને જે સ્થાને કેદ કરવામાં આવી હતી તે સ્થાન સુંદર હતું તથા કુદરતી અનેક જાતનાં ફળફળાદિનાં વૃક્ષો ત્યાં આવી રહેલાં હતાં. એ સ્થળે એક નિર્મળ જળનો ઝરો વહેતો હતો. તેની અંદર પુષ્કળ કમળો ખીલ્યાં હતાં

ભિન્ન ભિન્ન પશુ પંખીઓ ત્યાં આનંદકલ્લોલ કરતાં હોવાથી તેઓ સૃષ્ટિકર્ત્તાના ગુણાનુવાદ ગાતાં હોય એવો ભાસ થતો હતો. એ ગુપ્ત સ્થળની આસપાસ પત્થરની મોટી દીવાલો ચણેલી હતી. આસપાસ ન્હાના મ્હોટા ટેકરાઓ દેખાતા હતા. તે ગુફામાં કોઇ છુપાઇ રહે તો કોઇ પણ તેને શોધી શકે નહિ એવી એ ગુફાની રચના હતી. એ જગ્યા પૃથ્વીના નીચાણ ભાગમાં આવેલી હતી. તે કયી જગ્યાએ છે તેનો પત્તો કોઇપણ કળી શકતું નહિ. એ આખા ઉપવનમાં હમણાં ફક્ત એક બાળા વિના બીજું કોઇ જણાતું નહોતું. હમણાં સર્વત્ર શાન્તિ છવાયલી હતી. પક્ષીઓ પોતપોતાના માળામાં નિદ્રાદેવીની સુખદાયક અવસ્થામાં મહાલતાં હતાં. પણ થોડી વારે ઉષાનો આછો પ્રકાશ પૃથ્વીતળપર પથરાયો ને સર્વે પક્ષીઓ આળસ તજીને પોતાનો ચારો ખોળવાને માટે ઉપવનમાં આમથી તેમ ઉડવા લાગ્યાં. પ્રાતઃકાળના સમયે એ ઉદ્યાનનો દેખાવ એવો રમણીય લાગતો હતો કે ગમે તેવો ઉદાસ માણસ એ ઉદ્યાનમાં આવીને બેસે તો તેનું મન ઘડીભર પ્રફુલ્લિત થયા વિના રહે નહિ. એ ઉપવન શોકને હરણ કરતું હતું તેથી તેનું નામ આનંદોદ્યાન હતું. તે ઉપવનનો માલિક પહેલાં તો કરૂણાશંકર હતો; પણ હમણાં તે ઉપવનનો માલિક આપણો પૂર્વપરિચિત રાજ્યદ્રોહી સેનાધિપતિ ધૈર્યસિંહ હતો. એ ઉપવનમાં હમણાં જે એક બાળા હતી તે બીજી કોઇ નહિ પણ સૂર્યપુરના નગરશેઠની પુત્રી પદ્મિની હતી. તેને દુષ્ટ કરૂણાશંકર અત્રે ઉપાડી લાવ્યો હતો તથા તેને ગુપ્ત ઉપવનમાં કેદ કરી હતી. જે રાત્રે કરૂણાશંકર પદ્મિનીને ઉપાડી લાવ્યો હતો તે જ દિવસે તે દુષ્ટાત્મા યમશરણ થયો હતો. પદ્મિની હજી સુધી બેભાન અવસ્થામાં પડી હતી. આવી સ્થિતિમાં પણ તેનું મુખ પ્રફુલ્લિત લાગતું હતું. તેની ઉમર ચૌદ પંદર વર્ષની હતી તથા તેનું સૌંદર્ય અલૌકિક હતું. તેના

માથાના કેશ અસ્ત વ્યસ્ત થઇ ગયા હતા. ઘાસની ન્હાની ગંજી ઉપર તેને સુવાડી હતી. તેને જે દવા સુંઘાડવામાં આવી હતી તેની અસર બાર કલાકે ઉતરે તેમ હતી. તો પણ આ સુકોમળ બાળા હજી હોશમાં આવી નહોતી. કેટલોક વખત વીતી ગયા પછી તે શુદ્ધિમાં આવવા લાગી તથા તેના મુખારવિંદ ઉપર સૂર્યનાં કિરણો પડવા લાગ્યાં. તેથી તેના સૌંદર્યમાં અભૂતપૂર્વ વધારો થવા લાગ્યો. તે બાળા પથારીમાં બેભાન અવસ્થામાં પડેલી હતી, તેનું તેને ભાન નહોતું; પણ હવે ધીમે ધીમે સુસ્તી ઉડવા લાગી ને તે સાવધ થવા લાગી. સર્વાંશે સાવધ થયા પછી જ્યારે તેણે પોતાની આંખો ઉઘાડી તો પોતાને કોઇ તદ્દન અજાણ્યા એકાંત સ્થળમાં જોઇ. આવું જોઇ તેણે પાછી આંખો મીંચી દીધી પણ નિદ્રાદેવીએ તેના ઉપર ફરી મહેરબાની કરી નહિ. તે વિચારવા લાગી કે, 'હું સ્વપ્ના અવસ્થામાં છું કે જાગ્રત અવસ્થામાં છું ?' આવી રીતે પોતે જાગે છે કે ઉંઘે છે તેનું પણ તેને ભાન રહ્યું નહિ. પાછી પોતે આંખ ઉઘાડી તો પણ તેણે તેનું તેજ જોયું. આવું જોતાં જ તે ભય પામી એક ચીસ પાડી બોલી ઉઠી કે, "ઓ મ્હારી માતા! હું ક્યાં છું ?" તેને આ વાક્યનો જવાબ ન મળ્યો. આથી તે વિશેષ ગભરાઇને પોતે નિદ્રાનો ત્યાગ કરી પથારીમાંથી ઉભી થઇ. પણ તેણે ત્યાં શું જોયું? પોતાના પલંગને ઠેકાણે ફક્ત પથારી જોઇને તે વિશેષ ભય પામી. એક દીર્ઘ નિશ્વાસ મૂકી તે બોલીઃ—" હે પરમાત્મા! હમણાં હું ક્યાં છું? અરે મ્હારી વ્હાલી માતા ક્યાં છે? મ્હારા પિતા ક્યાં છે? મ્હારૂં ઘર ક્યાં છે? અરેરે! હું આ અજાણ્યા સ્થળે કેવી રીતે આવી ચઢી?"

આમ વિચારતી પદ્મિની પાછી બેહોશ બની ગઇ. તેનું સુકોમળ મુખ કરમાઇ ગયું તથા તેનું આખું શરીર શિથિલ થઇ ગયું.

પાછી થોડી વારે શુદ્ધિમાં આવીને તે ઉભી થઇને આસપાસ જોવા લાગી. થોડે અંતરે તેણે નિર્મળ જળનો એક ઝરો દીઠો. તેની પાસે જઇ મુખ ધોઇને તે વિચાર કરવા લાગી કે, "નક્કી, કોઇ હરામી મ્હને અહીં ઉપાડી લાવ્યો છે. પણ જ્યારે તે પાપીને હું હાથ તાળી આપું ત્યારે જ ખરી. હવે હિમ્મતનું કામ છે. ડરવાથી કામ બગડી જાય તેમ છે."

આમ વિચારીને તેણે ત્યાંથી નાશી જવાનો નિશ્ચય કર્યો. ઉદ્યાનની ચારે બાજૂએ તપાસ કરી જોઇ પણ નાશી છુટવાનો એક પણ રસ્તો જણાયો નહિ. આથી તેની હિમ્મત હવામાં ઉડી ગઇ. તે પાછી વિચારવા લાગીઃ–"હાય, આ સ્થળેથી પલાયન કરી જવાનો એક પણ રસ્તો નથી. આ ભીંતો તો જાણે મ્હને ખાવા ધાતી હોય તેવી દેખાય છે. અરે! આ સુંદર ઉપવનથી મ્હારી ચિંતા ઉલટી વધે છે. અરે ઓ પરમાત્મા! હવે મ્હને કેવળ ત્હારો જ આધાર છે. આ સંકટમાં સપડાયલી બાળાનું ત્હેં, પ્રભુ! ત્હારા સિવાય બીજું કોઇ બોલી નથી. ત્હેં સતી સ્ત્રીઓની પ્રતિષ્ઠા સાચવી છે તો ત્હારી આ દીન પુત્રી ઉપર દયા લાવીને તેનો ઉદ્ધાર કર. હું ક્યાં છું તેનું પણ મ્હને ભાન નથી. કોઇ કામી પુરૂષ મ્હને મારાં સ્વજનોથી વિખુટી પાડીને અહીં લાવ્યો છે. દુષ્ટને ખબર નથી કે સતી બાળાનું શીયળ સાચવનાર પરમાત્મા છે. અરે ઓ ભક્તવત્સલ પરમાત્મા! અરે ઓ ઇશ! હવે મ્હારૂં સંરક્ષણ કરનાર ત્હારા સિવાય બીજું કોઇ નથી. ત્હારી આ દીન પુત્રી ઉપર દયા લાવીને તેનો ઉદ્ધાર કર. અરે મ્હારી મમતામયી માતા શું કરતી હશે? તે મ્હને નહિ જોતાં પુષ્કળ વિલાપ કરશે. મ્હારૂં હરણ થયાની વાત ફેલાતાં આખા નગરમાં હાહાકાર વર્તાઇ જશે. મહારાજા સૂર્યસિંહ પણ ગભરાટમાં

પડી જશે, સઘળું નગર શોકાકુળ થઇ જશે અને કેશરીસિંહનું લગ્ન અટકી પડશે. અરે! મ્હને છુપી રીતે અત્રે કયો પાપી ઉપાડી લાવ્યો છે? બરાબર, હવે મ્હને યાદ આવ્યું કે પેલો લૂંટારો જેણે મ્હને એક વખતે જોઈ હતી તેનું જ આ કામ હોવું જોઇએ. તેની દૃષ્ટિ ઉપરથી એવું અનુમાન થતું હતું કે એ પાપી મ્હારા ઉપર મોહિત થયેલો હોવો જોઇએ જો એ પાપી જ મ્હને ઉપાડી લાવ્યો હશે તો જીવનપર્યંત અત્રેથી મ્હારો ઉદ્ધાર થશે નહિ. આત્મહત્યા સિવાય હું કોઇ પણ રીતે મ્હારા શીયળનું રક્ષણ કરી શકીશ નહિ. પણ આત્મહત્યા કેવી રીતે કરવી? દાંત વચ્ચે જીભ કચરી મરી જાઉં કે કેશપાશથી ગળે ફાંસો ખાઇ આ ફાની દુનિયાનો ત્યાગ કરૂં? જો હું આત્મહત્યા નહિ કરૂં તો શીયળનું રક્ષણ કરવાનું મ્હારાથી બની શકશે નહિ. પણ અફસોસ, જો હું આત્મહત્યા કરીશ તો પછી મ્હારાં માતા પિતાની કેવી ખરાબ સ્થિતિ થશે? તે બીચારાં અકાળે ઝુરી જશે; પરંતુ ધર્મ સમક્ષ સગાં વ્હાલાંની ચિંતા કરવી ઉચિત નથી. પ્રાચીન કાળની સતીઓ પોતાના શીયળ કરતાં પ્રાણને વિશેષ નહોતી ગણતી. તે આર્ય બાળાઓ તો પોતાના પ્રાણ કરતાં પોતાના શીયળને જ વિશેષ ગ્હાતી હતી ને શીયળ ધર્મ સાચવવા પોતાના પ્રાણનું બળિદાન આપવામાં પાછી પ્હાની કરતી નહોતી. મ્હારે શા માટે ડરવું જોઇએ? ઘણી આર્ય બાળાઓએ પોતાનું શીયળ સાચવવા પોતાના પ્રાણની આહૂતિ આપેલી છે માટે મ્હારે પણ તેમજ કરવું જોઇએ. માતા પિતાનું વહાલ પણ અત્યારે છોડી દેવું જોઇએ. અરે! પણ આત્મહત્યા કરવી કેવી રીતે? તેનો એકકે ઉપાય જડતો નથી. પરમાત્મા! તું સહાય થા ને આ સતી બાળાનું રક્ષણ કર."

આ પ્રમાણે વિચાર કરતાં કરતાં તેના મગજમાં એક વિચાર સ્ફુરી આવ્યો. તેણે વિચાર્યું કે, "આ ઝરામાં ડુબી મરવાથી સકળ દુ:ખનો અંત આવશે. ઝરામાં પડીશ એટલે મ્હારો આત્મા આ દેહ-પિંજર છોડી પરમાત્માની હજુરમાં ચાલ્યો જશે."

આ પ્રમાણે વિચાર કરીને તે ઝરા પાસે આવી ઝરાના નિર્મળ જળનું દર્શન કરવા લાગી. પુનઃ માતા પિતાનું સ્મરણ થવાથી તેનાં નેત્રોમાં અશ્રુજળ ભરાઇ આવ્યું; પણ હિમ્મત લાવીને તેણે અશ્રુજળ લુંછી નાંખ્યું ને સ્વગત તે બોલવા લાગી–"અરે! મ્હારૂં અંતઃકરણ એકાએક આમ નરમ કેમ બની ગયું છે? બસ શીયળનું રક્ષણ કરવા જતાં પ્રાણની આહૂતિ આપવી પડે તો તેથી શી ચિંતા છે?"

આમ વિચાર કરીને પહેરેલા વસ્ત્રનો કચ્છ મારી તે ઝરાના જળરાશીમાં કૂદી પડવા તૈયાર થઈ તથા બે હાથ જોડીને પરમાત્માની સ્તુતિ કરવા લાગી. સ્તુતિ કરી રહ્યા પછી તેણે સ્વગત કહ્યું:–"ઓ દયાળુ પરમાત્મા! મ્હારૂં શીયળ સાચવવાને હું આત્મહત્યા કરૂં છું. હું જાણું છું કે આત્મહત્યા સમાન બીજું પાપ નથી અને આત્મહત્યા કરવાથી સાતે જન્મ તેવા જ જાય છે; પણ હે દીનદયાળ ભક્ત-વત્સલ પરમાત્મા! મ્હારે માટે આત્મહત્યા સિવાય છુટકો નથી, તેથી જ હું આત્મહત્યા કરૂં છું. હમણાં મ્હારૂં રક્ષણ કરનાર કોઇ નથી. મ્હારો આધાર અત્યારે ફક્ત તું જ છે ને અત્યારે તું પણ ત્હારી આ સંકટમાં સપડાયલી કન્યાને સહાય કરતો નથી. હે પ્રભુ! હવે આ ત્હારી દીન બાળાને સત્વર ત્હારી પાસે બોલાવી લે. હમણાં જ તે પાપી આવી પહોંચશે. હજી મ્હને ચોક્કસ ખબર નથી કે તે લુચ્ચો લુંટારો જ મ્હને ઉપાડી લાવ્યો છે કે કેમ? પણ હું કલ્પ-

નાથી એમ ધારી શકું છું કે, મ્હને ઉપાડી લાવનાર એ નરાધમ વિષય-
લંપટ બદમાશ હોવો જોઇએ એમાં કાંઇ સંદેહ નથી. હે પરમા-
ત્મા! જો તું મ્હને ફરીથી જન્મ આપવાની ઇચ્છા રાખતો હોય
તો આ જન્મનાં માતા પિતાને ત્યાંજ જન્મ આપજે. મ્હેં આ
અવતારમાં મન વચન અને કર્મથી કોઈ પણ પાપ કર્યું નથી. આજ
સુધી મ્હેં મ્હારા સતીત્વ ધર્મનું સર્વ પ્રકારે રક્ષણ કર્યું છે. આજે
ધર્મનો નાશ થાય એવો પ્રસંગ ઉપસ્થિત થવાથી જ હું આત્મ-
હત્યા કરૂં છું, માટે હે ઇશ! મ્હને ત્હારી પાસે બોલાવી લેજે."
આમ બોલી તે બાળા ઉન્માદિની જેવી બની ગઇ. તેને કાંઇ વાતનું
ભાન રહ્યું નહિ. આત્મહત્યાનો વિચાર જ તેના મગજમાં ઘુમી
રહ્યો હતો. પુનઃ વ્યાકુળ ચિત્તે તે કહેવા લાગીઃ-"મ્હારી આર્ય
બ્હેનો! હું તમને ચેતાવું છું કે તમે કદાપિ તમારા અમૂલ્ય શીય-
ળનો ભંગ થવા દેશો નહિ. દુષ્ટ લોકો પોતાની પાપ વાસના પાર
પાડવાને ભોળી બાળાઓને ભરમાવે છે, શામ, દામ, છળ, કપટ,
દંડ, ભેદ વગેરે દર્શાવે છે ને છેવટે લાલચ પણ આપે છે; પરંતુ
જ્યારે તેમની વાસના પૂર્ણ થતી નથી ત્યારે તેઓ યમદૂતનો ભય દર્શાવે
છે. કેટલીક બાળાઓ યમદૂતના ભયથી પાપીને સ્વાધીન થાય છે અને
કુકર્મ કરે છે. એવી અધર્મી બાળાઓને જીવનને અંતે નરકમાં પણ
સ્થાન મળતું નથી. સ્ત્રીનું સતીત્વ કાચ જેવું છે. એક વખત તે
ભાંગે છે એટલે પછી કદાપિ સંધાતું નથી. દુષ્ટ લોકો ગમે તેવો
પ્રપંચ રચે તો પણ સતી સ્ત્રીએ કદાપિ તેને સ્વાધીન થવું જોઇએ
નહિ. સ્ત્રીજાતિનો ધર્મ જ એ છે કે તેણે પોતાના પતિને જ
પરમાત્મા માનવો જોઇએ. સ્ત્રીજાતિને પોતાના પતિ વિના બીજો
કોઇ ઇષ્ટદેવ નથી માટે હમ્મેશાં મન વચનને કર્મથી પોતાના

પતિની સેવા કરવી એ સતી ધર્મ છે. હમ્મેશાં પતિનું મન પ્રફુલ્લિત રાખવું જોઇએ તથા તેમને ખોટું લાગે તેવું વચન કદાપિ કહેવું જોઇએ નહિ. પોતાના પતિની ભક્તિ જે સ્ત્રી કરે છે તેજ યથાર્થ સ્ત્રી કહેવાય છે. વળી પોતાનું શીયળ સાચવવા માટે પ્રાણની આહૂતિ આપવી પડે તો તેમ કરવામાં સતી સ્ત્રીએ પાછી પ્હાની કરવી જોઇએ નહિ. પ્રાચીન કાળમાં પતિપરાયણા સતી સાધ્વીઓ કેટલું બધું કષ્ટ વેઠી સ્વધર્મમમાં અચળ રહેતી હતી તે પ્રત્યેક સ્ત્રીએ વર્તમાન કાળમાં નિરંતર સ્મરણમાં રાખવું જોઇએ. સતી દમયંતીએ કેટલું બધું દુઃખ સહન કર્યું હતું ? એટલું એટલું દુઃખ સહન કરવા છતાં તેણે પોતાના પતિનો સંગ ન છોડયો ને છેવટે નળે જ તેનો ત્યાગ કર્યો. સતી સીતાને રાવણ હરી ગયો હતો પણ સીતાજીએ પોતાનું શીયળ કેવી રીતે સાચવ્યું હતું ? પોતાનો પ્રાણ ત્યાગતાં પણ જો શીયળ સચવાતું હોય તો ખુશીથી પ્રાણ ત્યાગવો એજ સતી સન્નારીનો ધર્મ છે." આમ સ્વગત કહી પદ્મિનીએ ઝરાના વહેતા જળરાશીમાં કૂદી પડવાની તૈયારી કરી.

પદ્મિની મરવાનો વિચાર કરીને જેવી ઝરામાં કૂદી પડી કે તે જ વખતે પાપી ધૈર્યસિંહ તથા ચંદ્રમુખી ત્યાં આવી પહોંચ્યાં. ધૈર્યસિંહે ઝરામાં કૂદી પડયો. પદ્મિનીનું સાહસ જોઇને તે ચકિત થઇ ગયો પણ ચંદ્રમુખી તો હસવા લાગી. ધૈર્યસિંહે તરત જ પદ્મિનીને બ્હાર ખેંચી કાઢી તથા યુક્તિથી તેણે પીધેલું પાણી બ્હાર કાઢી નાખ્યું. પછી તેને ઘાસની પથારી ઉપર સુવાડી શુદ્ધિમાં લાવવાનો પ્રયત્ન કરવા લાગ્યો. થોડી વાર પછી ચંદ્રમુખી તરફ જોઈ તેણે કહ્યું:—"ચંદ્રવદનિ ! આ બાળા ઝરામાં પડી તે વખતે તું કેમ હસી હતી ?"

ચંદ્રમુખી—વ્હાલા! હું આ બાળાની મુર્ખાઇ જોઇને જ હસી હતી. તમે તેનું કામ જોઇ આશ્ચર્ય પામ્યા હતા ને હું તે તેની મુર્ખાઇ ઉપર હસી હતી.

સેનાપતિ—પણ તેણે શી મુર્ખાઇ કરી હતી તે મ્હને કહે તો ખરી?

ચંદ્રમુખીઃ—વ્હાલા! આ બાળાને ખબર નથી કે આ સંસારમાં આવીને શું કરવું? બસ રોજ રોજ અવનવા મોજ ખ માણવા તથા તમારા જેવા સુંદર તેમજ બહાદુર પતિથી ભોગવિલાસ ભોગવવામાં જીવનનો સાર છે. આ અભાગી બાળા તો સતી થવા જાય છે પણ સતી તો આત્મહત્યા કરે જ નહિ. હજી એની ઉમ્મર ચૌદ પંદર વર્ષની હોઇ સંસાર સુખનો બિલકુલ એણે લહાવો લીધો નથી. આમ હોવા છતાં તે પોતાના પ્રાણુનો ત્યાગ કરે છે એ તેની તેની મુર્ખાઇ નહિ તો બીજું શું? અત્યારે તેને તમારી સાથે રંગ રમતાં કોણુ દેખે તેમ હતું? હું તે ને તમે ફક્ત ત્રણ જ જણાં છીએ. અહા! આ કેવી સુંદર જગ્યા છે! હું તો અહીં આવું છું એટલે મ્હને તો કામજ્વર પીડે છે ને આ દુષ્ટા તો પોતાના પ્રાણનું વિસર્જન કરે છે! મ્હને ગુરૂજી કહી ગયા હતા કે ગોપિકાઓને પોતાના પતિઓ હતા તો પણ તેઓ કૃષ્ણુની સાથે રંગ રમતી હતી. સંસારની સ્ત્રીઓ જો તેમ કરે તો તેમાં ખોટું શું છે? વ્હાલા! હવે તમે મ્હારા કૃષ્ણુ તથા હું તમારી રાધા. આ પદ્મિની તમારી સત્યભામા, પ્રિયનંદા જાંબુવતી તથા તેની બન્ને સખીઓ તેમજ આપણી બીજી બાર દાસીઓ તે બધી ગોપિકાઓ. પછી આપણે રાસ રમીશું. કેમ વ્હાલા! આ વિચાર યોગ્ય છે ને? બસ મોજમઝા ભોગવવી તથા પોતાની યુવાવસ્થા જેમ લુંટાય તેમ લુંટાવવી એમાં જ ખરૂં સુખ છે."

પ્રિય પાઠકો ! આવી રાક્ષસી કુલટાઓ ભારતમાં કેટલી વસતી હશે ? જો બધી સ્ત્રીઓ ચંદ્રમુખી જેવી હોય તો પૃથ્વીને રસાતળમાં જવાની ફરજ પડે. હજી તો તેનાં ઘણાં કાળાં કામો આપણે અવલોકવાનાં છે.

ચંદ્રમુખીના શબ્દો સાંભળીને ધૈર્યસિંહ ખુશ ખુશ થઇ ગયો ને બોલ્યોઃ-"વાહ મ્હારી વ્હાલી ચંદ્રવદનિ! ત્હારા આ શબ્દો સાંભળી હું અત્યંત ખુશ થાઉં છું. માગ માગ, આજે તું જે કંઇ માગશે તે હું આપવાને ખુશી છું સમજી ને ?"

ચંદ્રમુખી—તમારા પ્રેમ સિવાય મ્હને બીજું કાંઇ જોઇતું નથી.

સેનાપતિ—તે તો મ્હેં તને પ્રથમદર્શને જ આપેલો છે. તે વાતે તું બેફિકર રહે. તે સિવાય ત્હારે બીજું જે માગવું હોય તે માગી લે.

ચંદ્રમુખી—નાથ ! ત્યારે મ્હારી કેવળ એટલી જ ઇચ્છા છે કે તમે જ્યારે રાજ્યાસન ઉપર બેસો ત્યારે મ્હને જ અર્ધાંગના કરો. બસ મ્હારી એટલી જ ઇચ્છા છે.

ધૈર્યસિંહ—હવે થોડા દિવસની જ વાર છે. ત્યાર પછી તું જ મ્હારી અર્ધાંગના છે. જ્યારે હું તખ્તનશીન થઇશ ત્યારે તને જ મહારાણી કરીશ. આ વાતનો જો તને વિશ્વાસ ન આવતો હોય તો લે મ્હારૂં વચન.

તરત જ ચંદ્રમુખીએ હાથ લંબાવ્યો ને સેનાપતિએ વચન આપ્યું.

ચંદ્રમુખી—થયું, હવે મ્હને બીજું કાંઇ જોઇતું નથી.

આમ કહી તે ધૈર્યસિંહના કંઠમાં બન્ને હાથથી વળગી પડી.

ધૈર્યસિંહ—વ્હાલી ! હવે આને શુદ્ધિમાં લાવવાનો કંઇક ઉપાય કરો. કારણ કે જો તે વધારે વાર બેભાન અવસ્થામાં રહેશે તો નક્કી તેના શરીરનો ઘાત થશે ને હાથમાં આવેલી બાજી બગડી જશે.

ચંદ્રમુખી—નાથ! તેને હું હમણાં જ શુદ્ધિમાં લાવુંછું.

આમ કહી ચંદ્રમુખી કંઇક વનસ્પતિ લેવા ગઇ. આ તરફ સેનાપતિ વિચાર કરવા લાગ્યો કે, "અરે! હવે રાજ્ય કેવી રીતે લેવું તથા પ્રિયનંદાને કેવી રીતે મેળવવી? અરે, પણ પદ્મિની કંઇ તેનાથી ઉતરે તેમ નથી. અહા! શું એનું સૌંદર્ય છે!"

આમ વિચારી ધૈર્યસિંહે પદ્મિનીના અંગને સ્પર્શ કરવા પોતાનો પાપી હાથ લંબાવ્યો; પણ તરત જ તેણે હાથ પાછો ખેંચી લીધો. સતી બાળાના શરીરને સ્પર્શ કરવાની હિમ્મત તે કરી શક્યો નહિ: વળી પાછો તે વિચાર કરવા લાગ્યો કે, "આ બાળા મ્હારૂં કહેવું માનશે કે નહિ? જો નહિ માને તો હું તેને બળાત્કારે મ્હારી ઇચ્છાને આધીન કરીશ. હજી એ ખીલતી કળી છે. તેને સંસારનું ભાન નહિ હોવાથી વિના વિલંબે તે માની જશે. પછી ભદ્રપુરમાં જઇ આની તથા પ્રિયનંદાની સાથે ધામધુમથી લગ્ન કરીશ એટલે મ્હારા સુખની સીમા રહેશે નહિ. ચંદ્રમુખીને હું મ્હારી પટરાણી કરીશ અને વીરસિંહ તથા તેના સંબંધીઓનો સત્વર નાશ કરીશ."

દુષ્ટ ધૈર્યસિંહ આવા તરંગો કરતો હતો પણ પાપાત્માને ખબર નહોતી કે પરમાત્મા હમ્મેશાં અબળાનું રક્ષણ કરે છે. ઘડીમાં તે પાપી વિચારમાંથી જાગ્રત થઇને પદ્મિનીના સૌંદર્યનું દર્શન કરતો હતો તો ઘડીમાં આસ પાસ નજર ફેરવતો હતો. પદ્મિનીનાં સઘળાં વસ્ત્રો ભીંજાઇ ગયાં હતાં ને તેથી તેના શરીરના અવયવો સ્પષ્ટવાથી દેખાતા હતા. પદ્મિનીના મોહક અવયવોનું દર્શન કરી ધૈર્યસિંહની કામજ્વાળા વિશેષ જોશથી સળગી ઉઠતી હતી. થોડા વખત પછી પાછો તે વિચારવા લાગ્યો:-"હજી સૂધી મ્હારા બહાદુર સરદારો કેમ આવ્યા નહિ? તેઓ સપડાઇ તો નહિ ગયા હોય! જો કદાચ

તેઓ વીરસિંહના પંઝામાં સપડાઇ જશે તો તે હરામી તેમને કદાપિ જીવતા છોડનાર નથી. અરે! મ્હને ફક્ત તે વીરસિંહ જ રગડે છે. તેનો વિનાશ નહિ થાય ત્યાં સુધી હું લેશ માત્ર પણ શાન્તિ અનુભવી શકું તેમ નથી. તેના વિચારો મ્હારૂં મગજ હચમચાવી મૂકે છે. એ હરામીને પકડવાનો મ્હને એકકે ઉપાય સૂઝતો નથી. ચંદ્રમુખી વીરસિંહને ફસાવી લાવવાની વાત કરે છે પરંતુ તે તેમ કરવાને સમર્થ છે? ના ના, હું તો તેમ ધારતો જ નથી. એ દુશ્મન ઘણો ચાલાક છે. તેને પકડવાને મ્હારા સિવાય બીજું કોઇ સમર્થ છે જ નહિ. તે તો અંતે મ્હારી આ સમશેરને જ સ્વાધીન થશે. પણ એવો ઘાટ ક્યારે આવે? જો હું એકલો તેની સ્હામે થઇ જાઉં તો હું જ રામશરણ થઇ જાઉં. પછી રાજ્ય લેવાની ઇચ્છા મ્હારા મનમાં જ રહે. હવે શું કરવું? જો મ્હારા સરદારો કામ ફતેહ કરીને આવે તો પાસા પોબાર છે."

આ પ્રમાણે તે વિચાર કરતો હતો એવામાં પાપિણી ચંદ્રમુખી ત્યાં આવી પહોંચી બોલીઃ—"તમે કેમ ગમગીન થઇ ગયા છો? આ વનસ્પતિનો રસ કાઢીને તે બાળાના મુખમાં રેડો એટલે તે તરત જ શુદ્ધિમાં આવશે." આ સાંભળીને ધૈર્યસિંહ બોલ્યોઃ—"આહા! કોણ ચંદ્રવદની? તું આવી? લાવ, એ વનસ્પતિ મ્હારી પાસે લાવ." તરત જ ચંદ્રમુખીએ વનસ્પતિનાં પાંદડાં ધૈર્યસિંહના હાથમાં આપ્યાં. ધૈર્યસિંહે એ પાંદડાંનો રસ કાઢી બેશુદ્ધ પદ્મિનીના મુખમાં રેડયો તથા પાંદડાંના કુચા તે બાળાના કપાળ ઉપર ચોપડયા. થોડી વાર પછી પદ્મિની ધીમે. ધીમે શુદ્ધિમાં આવવા લાગી તથા તેણે પાસું ફેરવ્યું. તે જોઇને ધૈર્યસિંહ બોલ્યોઃ—"ચંદ્રમુખિ! ધન્ય છે ત્હારી ચતુરાઇને. ત્હારા ઓષધથી આ બાળા શુદ્ધિમાં આવી છે. ઔષધો સંબંધીનું ત્હારું જ્ઞાન ઘણું પ્રશંસનીય છે."

ચંદ્રમુખી—નાથ ! ગમે તેવું દરદ થયું હોય તો પણ હું મટાડી શકું તેમ છું. કરૂણાશંકર આવી ઘણી દવાઓ જાણતો હતો તથા તેણે જ મ્હને સઘળી દવાઓની માહિતી આપી હતી.

આ પ્રમાણે વાતચિત ચાલતી હતી એવામાં પદ્મિનીએ પાસું ફેરવી એક દીર્ઘ નિશ્વાસ નાખ્યો. આ જોઇને ધૈર્યસિંહ આનંદિત થયો. તેણે વિચાર્યું કે, "હવે આ પુષ્પ ધીમે ધીમે ખીલતું જાય છે." આમ વિચારી તેણે ચંદ્રમુખીને કહ્યું:-"અરે ચંદ્રમુખી ! કોરાં કપડાં લાવીને એ બરાબર શુદ્ધિમાં આવે તે પહેલાં તેને પહેરાવી દે." ચંદ્રમુખીએ કોરાં કપડાં લઈ આવી પદ્મિનીને પહેરાવ્યાં. થોડા સમય પછી પદ્મિનિએ આંખો ઉઘાડી તથા આસપાસ જોઇને પાછી તેણે આંખો મીંચી દીધી.. કેટલોક વખત વીત્યા પછી પુનઃ આંખો ઉઘાડીને જોયું તો પોતાની પાસે એક પ્રૌઢ વયનો બળવાન્ પુરૂષ તથા એક સૌંદર્યવતી સ્ત્રીને બેઠેલી જોઈ. તેમને જોઈ પદ્મિની પોતાના મન સાથે વિચારવા લાગી:-"અરે ! આ કોણ ? આ પેલો લૂંટારો નથી. આ તેનો શિકાર તો નહિ હોય ? મ્હને એમ જ લાગે છે." ત્યાર પછી તે બરાબર શુદ્ધિમાં આવી એટલે પોતાનાં કપડાં વ્યવસ્થિત કરી ઉભી થઇ તથા નીચું મુખ કરીને બોલી:-"ભાઇશ્રી ! આપ કોણ છો તથા મ્હને મ્હારા સ્વજનોથી વિખુટી પાડનાર પાપાત્મા કોણ મુઓ છે ?" તેનું બોલવું સાંભળીને ચંદ્રમુખી બોલી:-"અરે પદ્મિની, તને ઉપાડી લાવનાર તો ક્યારનોય યમશરણ થઇ ગયો છે. તેનું નામ કરૂણાશંકર લૂંટારો હતું." આ ઉત્તર સાંભળીને પદ્મિની બોલી:-"ત્યારે બ્હેન ! તમે તે પાપીને મારી મ્હારો ઉદ્ધાર કરવાને જ આવ્યાં હો તો મ્હને છોડાવીને પુનઃ મ્હારાં સ્વજનો પાસે પહોંચાડી દ્યો. હું જીવનપર્યંત તમારો ઉપકાર ભુલીશ નહિ." આ

શબ્દો સાંભળીને ચંદ્રમુખી બોલીઃ–" પદ્મિની. હવે કોઇ પણ પ્રકારે તું અત્રેથી છૂટી થઇ શકશે નહિ. અમારા આ સરદાર સાથે લગ્ન કર ને ત્હારી યુવાવસ્થાનો રસ લૂંટ. " આ શબ્દો સાંભળીને જાણે માથે વિજળી તૂટી પડી હોય એમ પદ્મિનીને લાગ્યું. તે બોલીઃ– " અરે! તમે આ શું બોલો છો? તમને તમારા શીયળની આટલી જ કિમ્મત છે કે? શું તમને ખબર નથી કે સતી બાળાઓ પોતાનું શીયળ સાચવવાને પ્રાણની પણ આહૂતિ આપતાં ડરતી નથી. જો ફરીથી એ વાત ઉચ્ચારશો તો જોયા જેવું થશે!" તેનું આવું બોલવું સાંભળીને ચંદ્રમુખીનો મીજાજ ગયો. પદ્મિનીના મુખ ઉપર એક તમાચો લગાવી દઇ તે બોલીઃ–" અરે અભિમાની બાળા! આ એક મ્હારાણીનું અપમાન કરતાં તું ડરતી નથી? સીધી રીતે માની જા નહિ તો પછી બળાત્કાર કરવો પડશે." તમાચો વાગવાથી બીચારી પદ્મિનીનો ગાલ લાલ થઇ ગયો તથા તે રડી પડીને બોલીઃ–" બ્હેન! મ્હને માફ કરો. જો મ્હેં તમારૂં અપમાન કરેલું હોય તો ગુન્હો માફ કરો. હું કરગરીને કહું છું કે તમે મ્હને અવળે રસ્તે ન ચઢાવો. હું પ્રાણાંતપર્યંત મ્હારા શીયળનું સંરક્ષણ કરીશ. પ્રાણ કરતાં પણ મ્હારા શીયળને હું વિશેષ ચ્હાઉં છું. તમારે મ્હારો જીવ લેવો હોય તો આ પળે જ લ્યો. મૃત્યુનો મ્હને બિલકુલ ભય નથી."

તેનું બોલવું સાંભળીને ધૈર્યસિંહ બોલી ઉઠયોઃ–" પદ્મિની, હું હજી કુંવારો છું તેથી જ ત્હારી સાથે લગ્ન કરવાને ઇચ્છું છું. જો મ્હારી ઇચ્છા પૂર્ણ નહિ કરે તો ત્હારે પાછળથી પસ્તાવું પડશે."

પદ્મિની—તમે કોણ છો તે હું જાણતી નથી. તમે તમારૂં નામ ઠામ મ્હને જણાવો.

ધૈર્યસિંહ—પદ્મિની, હું ભદ્રપુર નગરનો સેનાધિપતિ ધૈર્યસિંહ છું. બોલ હવે ત્હારો વિચાર જણાવ?

પદ્મિની—કોણ રાજદ્રોહી ધૈર્યસિંહ ? પાપાત્મા ! ત્હારી પાપી ઇચ્છા હું જીવતી હોઇશ ત્યાં સુધી તો પાર પડનાર નથી. હું ત્હારાથી લગ્ન કરીને અપવિત્ર થાઉં ? જા પાપી, તું મ્હને કાલે મારતો હોય તો અત્યારે જ મારી નાખ. હું કોઇ પણ રીતે ત્હારી સાથે લગ્નગાંઠથી નહિ જોડાઉં." આ શબ્દો સાંભળી ધૈર્યસિંહ ક્રોધવશ થઇ બોલ્યો:-"ઓ અભિમાની બાળા ! તૈયાર થઇ જા. હું પણ જોઉં છું કે તું ત્હારૂં શીયળ કેવી રીતે સાચવે છે ?" તેનું આવું બોલવું સાંભળીને પદ્મિનીએ વિચાર્યું કે, "હવે જો હું સ્ત્રી ચરિત્રનો આશ્રય સ્વીકારીશ તો જ મ્હારૂં શીયળ સચવાશે." આવો વિચાર કરી તે બોલી:-" સેનાપતિ ! તમે આમ એકાએક અકળાઇ કેમ જાઓ છો ? ધીરજ ધરો; ધીરજનાં ફળ મીઠાં છે. મ્હારી માતા એક વખત એટલી બધી બીમાર થઇ ગઇ હતી કે તેની બચવાની પણ આશા નહોતી. તે વખતે મ્હેં એવી બાધા રાખી હતી કે જો મ્હારી માતાને આરામ થશે તો હું સોળ વર્ષની થઇશ ત્યારે સતચંડીનો હોમ કર્યા પછી લગ્ન કરીશ. તે બાધાથી તથા માતાજીની કૃપાથી મ્હારી માતાને આરામ થયો હતો. યથા સમયે હું જ્યારે સતચંડીનો હોમ કરીશ ત્યારે હું તમારી સાથે લગ્ન કરીશ. મ્હને સોળમું વર્ષ બેસવાને ફક્ત છ માસની વાર છે. છ માસ સુધી મ્હારા નિવાસ માટે તમારે મ્હને અલગ મકાન આપવું પડશે. જ્યાં સુધી છ માસ પુરા ન થાય ત્યાં સુધી તમારાથી મ્હારી પાસે આવી નહિ શકાય."

પદ્મિનીનું આ કહેવું ધૈર્યસિંહને યોગ્ય લાગ્યું તથા તેનું કહેવું તેણે કબુલ કર્યું. તે બોલ્યો:-" પદ્મિની, તું જે કહે છે તે મ્હને કબુલ છે." એમ કહી તેણે તેને રહેવાને જૂદો ઓરડો આપ્યો. પદ્મિની પણ ખુશી થઇ તથા પોતાની યુક્તિ સફળ થયેલી જોઇ

તેણે પરમાત્માનો ઉપકાર માન્યો. તેણે વિચાર્યું કે, "હવે છ માસની અંદર ગમે તે ઉપાયે અહીંથી છટકી જવાનો ઉપાય મળી આવશે ને મ્હારૂં શીયળ સચવાશે. સેનાપતિ તથા ચંદ્રમુખી ત્યાંથી ચાલ્યાં ગયાં ને પદ્મિની પોતાના ઓરડામાં રહી. પાછાં તેને પોતાનાં સ્વજનો સાંભરી આવ્યાં.

## પ્રકરણ ૨૩ મું

### સૂર્યપુરમાં ગભરાટ

ભાસ્કર ભગવાન્ સમસ્ત પૃથ્વીનાં પાપ પુણ્યની નિરીક્ષા કરવાને ક્યારનાય ગગનપટપર ઉદિત થઈ ગયા હતા. સ્હવારના આઠ નવ વાગ્યાનો સમય થયો હતો. આવા રમણીય વખતે સૂર્યપુરમાં જ્યાં ત્યાં માણસોની ઠઠ માલૂમ પડતી હતી. સર્વના મુખ ઉપર હાસ્યની રેખા સ્પષ્ટ રીતે જણાતી હતી. નિશાળમાં વિદ્યાર્થીઓને મીઠાઇ વહેંચવામાં આવતી હતી ને સર્વત્ર મંગળ ગીતો ગવાતાં હતાં. સકળ પ્રજાજનો આનંદમાં જણાતાં હતાં.

મહારાજા સૂર્યસિંહ પણ પોતાના પુત્રની સમાન પ્રજાને ચ્હાતા હતા. સારા વર્ષમાં તે આ રૈયત પાસેથી કર લેતા ને જ્યારે દુકાળ પડતો ત્યારે કર માફ કરવામાં આવતો. એવા વખતે ઉલટું રાજ્ય તરફથી પ્રજાને મદદ કરવામાં આવતી. સઘળી રૈયત પોતાના રાજાને ઇશ્વર તુલ્ય ગણતી. આથી સૂર્યપુરની પ્રજા સર્વ પ્રકારે સુખી હોઇ હમ્મેશાં મહારાજાના કલ્યાણની કામના કરતી હતી. પાટવીકુમાર કેશરીસિંહ પણ હમ્મેશાં પિતાને પગલે ચાલી રૈયતને સુખી કરતો હતો. તેમાં વળી રાજકુમારના લગ્નોત્સવને થોડા દિવસ જ

આવી રહેલા હોવાથી આખા રાજ્યમાં આનંદ આનંદ થઇ રહ્યો હતો. આજે પ્રાતઃકાળે જ પાટવીકુમાર તથા તેનો પ્રિય મિત્ર દિનકરરાય પ્રફુલ્લચિત્તે અશ્વ ઉપર સ્વારી કરીને નગરમાં હાસ્ય વિનોદ કરતા ફરતા હતા. આજે તેમના હર્ષનો પાર નહોતો. પોતાની ભવિષ્યમાં થનારી અર્ધાંગનાનું હરણ થયું છે એ વાતની કેશરીસિંહને ખબર નહોતી અરે જ્યારે તેને તેની ખબર પડશે ત્યારે તેની કેવી સ્થિતિ થઇ જશે? તે બન્ને બંધુ આજે આનંદમાં જ ફરતા હતા. તેઓ ફરતા ફરતા નગરશેઠના મકાન નજીક જઈ પહોંચ્યા. ત્યાં કાંઇ કોલાહલ થતો સંભળાયો. તેથી તેઓ ત્યાં જઇ પહોંચ્યા તો નગરશેઠ બુદ્ધિપ્રસાદ વ્યાકુળ ચિત્તે આમથી તેમ દોડતો હતો ને શેઠાણી તો બેફાટ રૂદન કરતી હતી. સર્વનાં મુખ નિસ્તેજ થઇ ગયાં હતાં. આવું જોતાં જ રાજકુમાર શેઠાણી પાસે જઇ નમ્રતાથી બોલ્યોઃ–"માતાજી, શું છે? તમે રૂદન કેમ કરો છો તથા બુદ્ધિપ્રસાદ શેઠ આમથી તેમ દોડાદોડી કેમ કરે છે?" શેઠાણીએ તરતજ રાજકુમાર તરફ જોઇ કહ્યુંઃ–"રાજકુમાર! મ્હારૂં સત્યાનાશ વળી ગયું છે. અરેરે! હું તમને શું કહું? જાઓ શેઠને પૂછો. મ્હારાથી એ વાત કહી શકાતી નથી. આ વખતે મ્હારાથી તમારૂં સન્માન થઇ શક્યું નથી તો ક્ષમા આપજો." તરતજ રાજકુમારે શેઠને બોલાવ્યા ને પૂછ્યુંઃ–"શેઠજી, આજે તમને શું થયું છે એ સ્પષ્ટતાથી મ્હને કહી સંભળાવો."

રાજકુમારને આવેલો જોઇને બુદ્ધિપ્રસાદે તેને નમન કર્યું ને ગદ્‌ગદ કંઠે બોલ્યોઃ–"કુમારશ્રી, મ્હારા દુઃખનો પાર નથી. અરે હાય! જો મ્હારૂં હૃદય ખોલાતું હોત તો હું તમને મ્હારૂં દુઃખ બતાવી આપત. અરે! હવે શું થશે? મ્હારી સુકોમળ કન્યાને કયો પાપી ઉપાડી ગયો હશે?"

બુદ્ધિપ્રસાદનું આવું બોલવું સાંભળીને રાજકુમારે કહ્યું:-"શેઠજી, આપ પુરૂષ થઇને આમ નાહિમ્મત કેમ બની જાઓ છો? તમને શું થયું છે તે કહો? હું તમારા દુઃખને દૂર કરવાનો યથાશક્તિ બંદોબસ્ત અવશ્ય કરીશ."

શેઠ—કુમાર! હિમ્મત તો ઘણીએ રાખુંછું પણ રહેતી નથી. ભાઇ! મ્હારી પુત્રી પદ્મિની આજે રાત્રે ઘરમાંથી એકાએક ગૂમ થઇ છે.

કુમાર—શેઠ! તમારી પુત્રી ક્યાં સૂઇ રહી હતી તથા તેની સાથે કોણ કોણ હતું તે મ્હને સવિસ્તર કહો?

શેઠ—કુમારથી, મ્હારી પુત્રીની પાસે કેવળ તેની માતાજ સૂઈ રહી હતી ને તે સ્હવારે વહેલી ઉઠીને કામકાજ કરવા લાગી પણ ધીમે ધીમે વખત થયો ને પદ્મિનીને નહિ જોતાં તે પાછી તેની પથારીમાં ગઈ પણ તેને ત્યાં નહિ જોવાથી તેણે આખા મકાનમાં તપાસ કરી પણ ક્યાંય મ્હારી વ્હાલી પુત્રીનો પત્તો લાગ્યો નહિ. આથી તે ગભરાઇ ગઇ ને તેણે મ્હને બોલાવી સઘળી વાત કહી તેથી મ્હને પણ ધ્રાસ્કો પડયો. આત્મસંયમ કરી મ્હેં તેને શાન્ત કરી ને હું પદ્મિનીની તપાસ કરવા લાગ્યો. અફસોસ કે મ્હારી વ્હાલી પુત્રીનો ક્યાંય પત્તો લાગ્યો નહિ. આથી તેની માતાની હિમ્મત રહી નહિ ને તે એકાટ રૂદન કરવા લાગી. મ્હેં તેને ઘણીએ સમજાવી પણ તેણે માન્યું નહિ ને તે બોલી, 'નાથ! આપણા નસીબમાં પુત્ર તો નહોતો પણ પરમાત્માની અપાર કૃપાથી આપણને એક સર્વગુણસંપન્ન સુશિક્ષિતા અને સચ્ચરિત્રા મધુરભાષિણી કન્યા હતી. ઇશ્વરે કોણ જાણે કે ક્યા જન્મનાં પાપોને પરિણામે આપણાથી તેને અળગી કરી! હમણાં તે ક્યા સ્થળે હશે?

હાલમાં તે ક્યાં નિવાસ કરતી હશે? અરે! તેને કયો પાપી ઉપાડી ગયો હશે? બોલો મ્હારા નાથ! હવે હું કેવી રીતે હિમ્મત રાખું?' કુમારશ્રી! તેનાં આવાં વચનથી મ્હને પણ ઘણું જ લાગી આવ્યું ને હું પણ છેવટે ધીરજ ગૂમાવી રડી પડયો. અમારા હૃદયવિદારક વિલાપથી બધા લોકો ભેગા થઇ બનેલા બનાવ સંબંધી મ્હને પૂછવા લાગ્યા. મ્હારે તેમને શો ઉત્તર આપવો? છેવટે હું ધૈર્ય ધરીને મહારાજશ્રીને આ વાત નિવેદન કરવા અને તેમની મદદની યાચના કરવા આવતો હતો; એવામાં આપ જ અત્રે પધાર્યા. હાય કુમાર! મ્હારી વ્હાલી પુત્રીની હમણાં કેવી સ્થિતિ હશે?"

કુમાર—શેઠજી, તમે શાન્ત થાઓ. તમારી પુત્રીને ગમે તે પાપી ઉપાડી ગયો હશે તો પણ હું તેને પકડીને શિક્ષા કરીશ. ચાલો, તમે દરબારમાં આવી પિતાશ્રીને સઘળી વાત નિવેદન કરો.

શેઠ—કુમારશ્રી, હું પિતાજી આગળ આવીને શું કહીશ તેની મ્હને બિલ્કુલ સમજ પડતી નથી. મ્હારૂં મન ચકડોળે ચઢેલું છે.

રાજકુમાર—ભાઇ! તમારાવતી હું પિતાશ્રીને વાત કરીશ ને પિતાજીની રજા લઇને હું સ્વયં બ્હેન પદ્મિનીની શોધમાં જઇશ. હમણાં તમે રાજદરબારમાં ચાલો.

પછી બુદ્ધિપ્રસાદ કુમાર તથા દિનકરરાય દરબાર તરફ ચાલ્યા. આજે દરબાર પ્રાતઃકાળમાં જ ભર્યો હતો. સઘળા લોકો દરબારમાં બેઠેલા હતા. મહારાજા એક રત્નજડિત સુવર્ણના સિંહાસન ઉપર બિરાજમાન થયેલા હતા તથા બાજૂના એક સિંહાસન ઉપર મહારાજાના કનિષ્ટ બંધુ પ્રધાન રણજીતસિંહ બેઠેલા હતા. તેમની બાજૂમાં પ્રતાપસિંહ નામનો સેનાનાયક બિરાજેલો હતો. પછી યથાક્રમે દશ ભાયાતો બેઠેલા હતા. સઘળો દરબાર ચીકાર ભરેલો હતો. આજે

દરબારમાં સઘળા લોકો આનંદમાં બેઠેલા હતા. મહારાજાએ ઉભા થઇ બોલવાનું શરૂ કર્યું કેઃ—"મ્હારા બહાદુર સરદારો તથા પ્રિય નાગરિકો! તમને ખબર તો હશે જ કે, મ્હારા પાટવી કુમાર કેશરીસિંહ તથા કુમાર દિનકરરાયનાં લગ્ન આ માસની પુનમને દિવસે થનાર છે. માટે જેમની જાનમાં આવવાની ઇચ્છા હોય તેમણે પુનમને દિવસે હાજર થવું. કુમાર કેશરીસિંહનું લગ્ન ભદ્રપુરના મહારાજાની પુત્રી પ્રિયનંદા સાથે થનાર છે તથા તે સાથે કુમાર દિનકરરાયનું લગ્ન તે જ દિવસે તે જ નગરમાં સ્વર્ગવાસી સેનાપતિ સત્યસિંહની પુત્રી મહિલા સાથે થનાર છે. એ બન્ને બાળાઓ સદ્‌ગુણી હોઇ અત્યંત ચતુર છે. આ લગ્નના મંગળ પ્રસંગમાં મ્હારી વ્હાલી પ્રજા ઉત્સાહથી ભાગ લેશે એવી મ્હારી સંપૂર્ણ ખાત્રી છે. વળી બીજુ કહેવાનું કે, હવે મ્હારી ઉમ્મર સાઠ સીત્તર વર્ષની થવા આવી છે ને કેશરીસિંહ રાજ્ય કરવાને બરાબર લાયક થયો છે માટે મ્હારી તો એવી ઇચ્છા છે કે રાજકુમારના લગ્ન પછી તરત જ તેને રાજ્યભિષેક કરવો તથા દિનકરરાયને પ્રધાનપદ ઉપર નિમવો. બોલો, ભાયાતો તથા નગરજનો! એ વિચાર તમને યોગ્ય લાગે છે કે નહિ?" મહારાજાનો બોલ સઘળાએ ઉપાડી લીધો ને બોલ્યા કેઃ—"મહારાજ! કેશરીસિંહ સર્વ પ્રકારે હોંશિયાર છે. તેઓ રાજ્ય ચલાવવાને સર્વ પ્રકારે લાયક છે. અમારી સર્વની એવી ઇચ્છા છે કે હવે કુમાર જ રાજ્યની લગામ હાથમાં લે." તેમની આવી વાત સાંભળીને મહારાજાના હર્ષનો પાર રહ્યો નહિ. તેઓ બોલ્યા કે, "ધન્ય છે! મ્હારા સરદારો તથા નગરજનો! પોતાના રાજા તરફ આવું જ સદ્‌વર્તન રાખવું જોઇએ." મહારાજાનું બોલવું સાંભળીને પ્રધાન રણજીતસિંહ ઉભા થયા ને બોલ્યા કેઃ-"વડિલ બંધુ! કુમારશ્રીના અપાર બુદ્ધિચાતુર્ય

તથા તેમની હોંશિયારીથી આખું નગર તેમનાં ગુણગાન ગાય છે. હમ્મેશાં કુમાર રૈયતના દુઃખે દુઃખી ને સુખે સુખી રહે છે. તે હમ્મેશાં પ્રજાને સુખ કેમ થાય તેનો વિચાર કરે છે. આમ હોવાથી રૈયત તેમના ઉપર રાજી રહે તેમાં નવાઈ નથી. કુમારનું બાહુબળ પ્રશંસનીય છે. બાણ ચઢાવવામાં અર્જુનજી સમાન ચાલાક છે તથા દ્વંદ્વ યુદ્ધમાં તો ભડવીર ભીમસેન સમાન તેમનું બળ છે. સમશેર ચલાવવામાં નિકુળ જેવા બહાદુર છે. શાન્તિમાં સાક્ષાત યુધિષ્ઠિર સમાન છે. દાનશીલતામાં શીબી રાજા જેવા છે. તેમનાં વખાણ નિર્જીવ શબ્દોથી થઈ શકે તેમ નથી. એવા સદ્દગુણસંપન્ન રાજકુમાર ઉપર રૈયત રાજી રહે તેમાં કંઇ નવાઇ નથી. પણ મહારાજ! આજે હજી સુધી બંને કુમારો દરબારમાં કેમ આવ્યા નથી?"

મહારાજા બોલ્યાઃ—"ભાઈ! એ બન્ને બંધુઓ અશ્વ ઉપર સ્વાર થઇને નગરની અંદર ફરવા ગયા છે. તેઓ હમણાં આવી પહોંચશે."

આ પ્રમાણે વાતચિત ચાલતી હતી એવામાં બન્ને કુમારો નગરશેઠ સાથે દરબારમાં આવી પહોંચ્યા. કેસરીસિંહ અને દિનકરે મહારાજા તથા રણજીતસિંહને નમન કર્યું અને તેઓ યથોચિત આસન ઉપર બેઠા. બુદ્ધિપ્રસાદે પણ મહારાજાને નમન કર્યું. મહારાજાએ તેમને બેસવાનું ફરમાવી કહ્યુંઃ—"શેઠજી! આજે તમે આમ શોકાતુર કેમ થઇ ગયા છો? આવા મંગળ પ્રસંગે તમારાં નેત્રોમાંથી અશ્રુધારા કેમ વહે છે? બોલો, તમને શું દુઃખ થયું છે?"

બુદ્ધિપ્રસાદ—મહારાજ! મ્હારૂં સર્વસ્વ લૂંટાઇ ગયું છે.

આમ કહીને તે રડવા લાગ્યો.

મહારાજા—મ્હારા રાજ્યમાં તમારૂં સર્વસ્વ લૂંટવાની કોઇ

હિમ્મત કરી શકે તેમ નથી. શેઠજી, તમારૂં શું લૂંટાઇ ગયું છે તે મ્હને કહો? હું ચોરને સત્વર પકડી મંગાવીશ.

આ વચન સાંભળીને બુદ્ધિપ્રસાદ વિશેષ રડવા લાગ્યો. તેને આવી રીતે રડતો જોઇને મહારાજાએ વિચાર્યું:–"બુદ્ધિપ્રસાદ જેવો સમજુ માણસ કદાપિ પોતાનું ધન લૂંટાઇ ગયું હોય તો આવી રીતે વિલાપ કરે નહિ. તેના રૂદનનું કારણ કાંઇ બીજું જ હોવું જોઇએ." મહારાજ આવો વિચાર કરતા હતા એવામાં કુમાર પોતાના આસન ઉપરથી ઉભો થયો. સઘળી સભાની નજર તેના તરફ આકર્ષાઇ. સર્વ વિચારવા લાગ્યા, કે "હવે કુમાર શું કહેશે?" એવામાં કુમાર ગંભીર વાણીથી સર્વ સભાને ચકિત કરતો બોલવા લાગ્યો કે:–"પૂજ્ય પિતાશ્રી! ઘણો માઠો બનાવ બન્યો છે. એ વાત કહી શકાય એવી નથી; પરંતુ તે આપશ્રીને જણાવ્યા સિવાય ચાલે તેમ નથી. નગરશેઠ બુદ્ધિપ્રસાદની એકની એક પુત્રી નામે પદ્મિની ગઇ રાત્રે ગૂમ થઇ છે. સ્હવારે તપાસ કરતાં તેનો કોઇ સ્થળે પત્તો લાગ્યો નથી તેથી ત્યાં રડારોળ થઇ રહી હતી. તેજ વખતે હું તથા ભાઇ દિનકર ત્યાં જઈ પહોંચ્યા ને શ્રીમાન્ બુદ્ધિપ્રસાદ પાસેથી અમે સઘળી હકીકત જાણી લીધી. પછી અમે પ્રસંગ વિચારી તેમને આપની સમક્ષ હાજર કર્યા છે."

કુમારના શબ્દો સાંભળીને સઘળી સભામાં ગભરાટ ફેલાયો. સઘળી હકીકત જાણવામાં આવતાં મહારાજે કહ્યું:–"અરે! પદ્મિનીને ઉપાડી જનાર પાપાત્મા કોણ હશે? કુમાર! તેની તપાસ હવે સત્વર થવી જોઇએ. આ કામની તપાસ કરવાનું હું તને તથા દિનકરને સોંપું છું. જે બદમાશે આ નૃશંસ કાર્ય કર્યું હોય તેને તમે સત્વર પકડી લાવી હાજર કરજો."

કુમાર તથા દિનકર બોલી ઉઠયાઃ-" પિતાશ્રી, અમે તમારી આજ્ઞા શિરસાવંદ્ય કરીએ છીએ. તે દુષ્ટની તપાસ બે દિવસમાં જ કરી અમે તેને આપની સમક્ષ હાજર કરીશું "

બન્ને કુમારનાં આ વચન સાંભળીને મહારાજા બોલ્યા "શેઠજી, તમે તમારે સુખેથી નિદ્રા લ્યો. બે દિવસમાં હું તમારી પુત્રીને લાવી આપીશ."

શેઠ—વારૂ અન્નદાતા! લ્યો હવે હું જાઉં છું.

એમ બોલી નગરશેઠ દરબારનો ત્યાગ કરી પોતાના મકાન તરફ ચાલ્યો ગયો. ત્યાર પછી મહારાજ બોલ્યા કેઃ-" કેશરી, પદ્મિનીને પેલો લૂંટારો જ ઉપાડી ગયેલો હોવો જોઇએ ને તે દુષ્ટ નર્મદાનાં કોતરોમાં જ કોઇ ગુપ્ત સ્થાને રહે છે. તું તથા દિનકર સેનાપતિને લઇને લશ્કર સાથે જાઓ ને તે જો જીવતો હાથ આવે તો જીવતો જ અહીં પકડી લાવો નહિ તો તે દુષ્ટને ઠાર કરી આવો."

કુમાર—પિતાશ્રી, અમે જો લશ્કર લઇને જઇશું તો તે પાપી જરૂર છટકી જશે. તેને યુક્તિથી ફસાવવાની જરૂર છે. લશ્કર સાથે લઈ જવાની કાંઇ જરૂર નથી.

આ પ્રમાણે વાત ચાલતી હતી એવામાં એક અનુચરે ત્યાં પ્રવેશ કર્યો ને નમન કરીને બોલ્યોઃ-" નામદાર! ભદ્રપુરથી એક દૂત આવ્યો છે ને તે આપની હજુરમાં આવવાની ઇચ્છા રાખે છે."

મહારાજ બોલ્યાઃ-" જા, તેને અત્રે હાજર કર."

તરત જ પહેરેગીર ચાલ્યો ગયો ને મહારાજા ભદ્રકેતુનો દૂત દરબારમાં હાજર થયો. દૂત નમન કરીને ઉભો રહ્યા કે મહારાજ તેના તરફ જોઇ બોલ્યાઃ-" ભાઇ! તું શા સમાચાર લાવ્યો છે? બોલ, મ્હારા મિત્ર ભદ્રકેતુ ખુશીમાં તો છેને ?"

દૂત—મહારાજ! બહુ માઠા સમાચાર છે. લ્યો આ પત્ર વાંચી ખાત્રી કરી જુઓ.

તરત જ મહારાજાએ પત્ર લીધો ને કુમાર દિનકરને પત્ર આપી વાંચવા ફરમાવ્યું. દિનકર ઉચ્ચ સ્વરે એ પત્ર વાંચવા લાગ્યો. તેમાં નીચે પ્રમાણે હકીકત હતી.

સ્વસ્તિ શ્રી સૂર્યપુર મધ્યે ધર્મધુરંધર નરેંદ્ર સૂર્યસિંહજી, કુમાર કેશરીસિંહ, કુમાર દિનકરરાય તથા મહારાજ રણજીતસિંહજી વગેરે.

મુ. સૂર્યપુર.

ઘણી દિલગીરી સાથે જણાવવાનું કે મ્હારી પ્રિય પુત્રી ગઇ કાલે ગુમ થયેલી છે ને તેને ઉપાડી જનાર પાપાત્મા ધૈર્યસિંહ જ છે. એ પાપીને અમે કેદ કર્યો હતો પણ તે દુષ્ટ કારાધ્યક્ષનું ખૂન કરીને નાશી જવા પામ્યો છે. એ બનાવ બન્યો તેના બીજે દિવસે રાત્રે પ્રિયનંદાને ઉપાડી ગયો છે. હવે આ સંબંધી શું કરવું તેનો સવિસ્તર ઉત્તર લખી જણાવશો. તે પાપીથી હવે ચેતતા રહેવાનું છે. આ હકીકત આપને લખી જણાવી દુઃખ દેવાની ઇચ્છા નહોતી પણ લગ્નની વાત ચાલતી હોવાથી આ પત્ર આપને લખવાની જરૂર જણાઇ છે.

લિ. મહારાજા ભદ્રકેતુ દ. કુમાર વીરસિંહ.

આ પત્રની હકીકત સાંભળવામાં આવતાં દરબારમાં ગડબડાટ થઇ રહ્યો. કુમાર કેશરીસિંહ તો કેવળ દીવાના જેવો જ બની ગયો. દિનકરના હાથ શિથિલ થઇ ગયા. તેનું મસ્તક ભમવા લાગ્યું ને તે પોતે બન્ને હાથમાં મસ્તક દબાવી આસન ઉપર બેસી ગયો.

આ વાત વિજળીની ઝડપે આખા નગરમાં ફેલાઇ ગઇ. જે રૈયત થોડા સમય પૂર્વે આનંદ કરતી હતી તે હવે શોક-સમુદ્રમાં ડુબી ગઇ. મહારાજાએ તરત જ દરબાર બરખાસ્ત કર્યો ને કુમાર, પ્રધાન, દિનકર વગેરેની સાથે તેઓ મહેલમાં ચાલ્યા ગયા ને શું કરવું તે વિચારવા લાગ્યા.

# પ્રકરણ ૨૪ મું

## ગેબી ગુફામાં પ્રપંચવાર્તા

હવે આપણે સેનાધિપતિ ધૈર્યસિંહ તરફ ફરીને તે શું કરે છે એ જોઇએ. સૂર્ય ઉગવાની તૈયારી થઇ ગઇ હતી. પૃથ્વીતળપર પ્રકાશનો વિસ્તાર થવા લાગ્યો હતો. અરૂણ રથ તૈયાર કરીને પોતાના માલિકની આજ્ઞાની વાટ જોતો ઉભો હતો, એવામાં સૂર્ય ભગવાને આજ્ઞા કરી એટલે અરૂણે લાલ મુખવાળા અશ્વથી તૈયાર કરેલો રથ ચલાવવો શરૂ કર્યો. દેવતાઓએ પણ સૂર્ય ભગવાનને આવતા જાણી તેમને અભિવંદન આપવા સાથીઆ પુર્યા. સૂર્ય ભગવાને પોતાનાં સોનેરી કિરણોથી આખી પૃથ્વીને સુવર્ણમય બનાવી દીધી. સૂર્ય નારાયણનો ઉદય થવાથી લુચ્ચા, લફંગા પોતાનાં પાપકર્મ છુપાવાને સંતાવા લાગ્યા. ઘુવડ વગેરે નિશાચર પક્ષીઓ પણ સંતાઇ ગયાં ને ચકવા ચકવી જેવાં મહેનતુ પ્રાણીઓ આમથી તેમ ઉડીને પોતાનો ખોરાક શોધવા લાગ્યાં. સ્હવારનો વખત હોવાથી સર્વત્ર રમણીયતા લાગતી હતી. દૂર નગરોમાં સ્હવારની આરતીઓ દેવળમાં થતી હતી તથા ઘંટ વાગતા હતા. આવા રમણીય સમયે છ સાત મનુષ્યો નર્મદા માતાના કોતરોમાં ચાલતા દેખાતા હતા.

સર્વની આગળ ત્રણ પુરૂષો હાથમાં તલ્વારો પકડી પોતાનાં ચપળ ચક્ષુઓ ચારે તરફ ફેરવતા ચાલતા હતા. તેમની પછવાડે ચાર ભીલો જેવા દેખાતા માણસોમાંના એક એક મડદાને ઉપાડયું હતું. ચાલતાં ચાલતાં એક જણ બોલ્યોઃ-"આપણે કામ ફતેહ કરીને આવ્યા છીએ તથા આપણો શિકાર આપણી જાળમાં બરાબર સપડાવી લાવ્યા છીએ. હવે બધા પાસા પોબાર છે!"

બીજો માણસ બોલ્યોઃ-"ભાઇ! હવે સૂર્યપુર તથા ભદ્રપુરનાં રાજ્યોમાં ઘણી ગરબડ મચી રહેશે તેથી આપણું કામ કરવામાં આપણને વિશેષ મહેનત પડશે નહિ. હવે આપણે જેમ બને તેમ આપણું કામ જલ્દી ખતમ કરી નાખવું જોઇએ."

પ્રિય પાઠકો! આ માણસો કોઇ નહિ પણ દુષ્ટ સેનાધિપતિના સહચરો મદનસિંહ, કુટિલસિંહ તથા ભીલોના સરદાર હતા. ચાર ભીલો પ્રિયનંદાને ઊંચકીને ગુફા તરફ ચાલતા હતા. ભીલોના ચહેરા ઘણા બીહામણા હતા. તેઓ શસ્ત્ર અસ્ત્રથી સજ્જ થયેલા હતા. તેમને હવે આપણે રસ્તામાં છોડી ધૈર્યસિંહ શું કરે છે તે જોઇએ. પાપી ધૈર્યસિંહ પદ્મિનીને રહેવાનો એક અલગ ઓરડો આપી ચંદ્રમુખી સાથે તેના રંગભુવનમાં દાખલ થયો. ચંદ્રમુખીનું રંગભુવન ઘણું મનોહર હતું તથા સુંદર કારીગરીથી બનાવેલું હતું. અંદર વિલાસ-વૃત્તિને ઉત્તેજિત કરે એવાં ચિત્રો ટાંગેલાં હતાં. દિવાનખાનામાં સુંદર પલંગ શોભી રહ્યો હતો તથા તેની સ્હામે એક ટેબલ પડેલું હતું. તેના ઉપર સુગંધિત તેલ, અત્તર વગેરે પદાર્થો પડેલા હતા તથા એક બાજૂએ પાન સોપારીનો ડબ્બો પડેલો હતો. એ સુંદર મહેલમાં ધૈર્યસિંહ તથા ચંદ્રમુખી પ્રવેશ્યાં ને દંતધાવન વગેરે કરી રહ્યા પછી ધૈર્યસિંહ એક વિરામાસન ઉપર પડયો.

ચંદ્રમુખીએ એક ચાંદીના સુંદર પ્યાલામાં મદિરા કહાડયો ને પોતાના સુકોમળ હાથથી ધૈર્યસિંહને પાઇ દીધો. ચંદ્રમુખીએ પોતે પણ સુરાપાન કર્યું. બંને જણાં મદ્યપાન કરી મસ્ત બનીને એક જ વિરામાસન ઉપર પડયાં. ચંદ્રમુખી બોલી:-" નાથ! પેલી સતી થવાનો ડૅાળ કરતી હતી તે કેવી તમારે વશ થઇ ગઇ! ગમે તેવી સતીનું માન મૂકાવા હું સમર્થ છું તો પછી બીચારી આ એક વણિક કન્યાનો શો હિસાબ!"

ધૈર્યસિંહ—વાહ ચંદ્રવદનિ! આજે ત્હેં મહાભારત કામ કર્યું છે: સ્ત્રીજાતને સ્ત્રીજાતિ જ સહેલાઇથી સમજાવી શકે છે.

ચંદ્રમુખી—વ્હાલા! અત્રે જે બાર સ્ત્રીઓ છે તેમને પણ મ્હેં આવી રીતે જ ફસાવી છે. પહેલાં તો તેઓ પણ સતી થવાનો દંભ કરતી હતી પણ જ્યારે થપ્પડો પડી ત્યારે જ રસ્તે આવી છે.

ધૈર્યસિંહ—હમણાં એ વાત જવા દે. હજી સૂધી કુટિલસિંહ, મદનસિંહ તથા ભીલ સરદાર કેમ આવ્યા નહિ? તેઓને વીરસિંહે ફસાવ્યા તો નહિ હોય?!

ચંદ્રમુખી—પ્રાણનાથ! તમે આમ કેમ ડરો છો? વીરસિંહ જેવા એક છોકરાથી ડરવાનું શું કારણ છે? એ આજકાલનો છોકરો તમને શું કરવાને શક્તિવાન્ છે? એ છોકરાને તો એક ઘડીના છઠ્ઠા ભાગમાં પીલી નાખવા હું શક્તિવતી છું.

ધૈર્યસિંહ—અરે ચંદ્રવદનિ! તું આ શું બોલે છે? જ્યાં સૂધી ત્હેં એ વીરસિંહને નથી જોયો ત્યાં સૂધી તું આમ બોલે છે પણ જો તે એક વખત ત્હારી સામે ઉભો રહે તો તેને જોતાં જ ત્હારાં હાંજાં ગગડી જાય તેમ છે. પણ હજી સૂધી કુટિલસિંહ વગેરે કેમ ન આવ્યા? મ્હને તો તેમની જ ચિંતા થયા કરે છે.

ચંદ્રમુખી—નાથ! હું હમણાં જ જઇ તે હરામીને ગમે તેમ કરી પકડી તમારી સમક્ષ હાજર કરીશ. તમે મ્હને રજા આપો.

ધૈર્યસિંહ—વ્હાલી, તું મમત મૂકી દે ને મ્હારૂં કહેવું માની બેસી રહે.

ચંદ્રમુખી—તમે ગમે તેમ કહેશો તો પણ હું જઇશ તથા મ્હારી બહાદુરી તમને બરાબર બતાવી આપીશ.

ધૈર્યસિંહ—ત્યારે જેવી ત્હારી ઇચ્છા. હું હવે તને રોકતો નથી. જા જઇને કામ પાર પાડી આવ.

ચંદ્રમુખી તરત જ પોતાના પોષાક બદલવાના ઓરડામાં ગઇ ને ભગવાં વસ્ત્રો પહેરી યોગિનીનો વેશ ધારણ કરી હાથમાં એક સતાર લઇ પાછી ધૈર્યસિંહ પાસે આવી તથા એક તીક્ષ્ણ કટાક્ષ ફેંકીને તે બોલીઃ-" નાથ ! હું જાઉંછું."

એવામાં એક ઘંટડી વાગી તે સાંભળીને ધૈર્યસિંહ તરત જ ઉભો થયો તથા બ્હાર ગયો તો કુટિલસિંહ તથા મદનસિંહને એક ગાંસડી સાથે આવેલા તેણે જોયા સેનાધિપતિ આનંદાવેશથી તેમને ભેટી પડયો ને બોલ્યોઃ-"મ્હારા બહાદુરો! છેવટે તમે કામ ફતેહ કરી આવ્યા ખરા. જાઓ એને પેલા ગુપ્ત હાથીવાળા સ્થાનમાં મૂકીને પાછા જલ્દી અહીં આવો." પછી ભીલો તથા તેમના સરદારને ત્યાંથી મુકામે જવાની રજા આપી. ધૈર્યસિંહે ચંદ્રમુખીને પણ જવાની રજા આપી એટલે ચંદ્રમુખી તત્કાળ ચાલી ગઇ. બીજી તરફથી મદન-સિંહે તથા કુટિલસિંહે પ્રિયનંદાને ગુપ્ત સ્થાનમાં એક ઓરડીમાં સુવાડી દીધી ને તેઓ પાછા ધૈર્યસિંહ પાસે આવ્યા. પછી ત્રણે વચ્ચે વાતચિત ચાલવા લાગી. થોડા સમયમાં જ દાસીઓએ ભોજન તૈયાર કરી દીધું ને ત્રણે જણાઓએ જમી લીધું. ત્યાર પછી ત્રણે

જણા વિચારભુવનમાં જઇને બેઠા. થોડી વારે ધૈર્યસિંહ બોલ્યોઃ- "મ્હારા સરદારો! કહો જોઇએ કે તમે આપણો શીકાર કેવી રીતે પકડ્યો? તમને કંઈ વિઘ્ન તો આવ્યું નથી ને?"

કુટિલસિંહ—મહારાજ! અમે જ્યાં જઇએ ત્યાં કદાચ વિઘ્ન આવે તો પણ શું? સંકટ સ્હામે ઝઝુમવામાં અમે પાછી પ્હાની કરીએ એવા નથી. અમને જોઇને જ વિઘ્નો નાશી જાય છે.

ધૈર્યસિંહ—કહો ત્યારે તમે આપણા શીકારને કેવી રીતે પકડી લાવ્યા તે સઘળી બાબતથી મ્હને વાકેફગાર કરો. પછીથી આપણે કેવી રીતે બાજી રમવી તેનો વિચાર કરીશું.

કુટિલસિંહે સઘળી હકીકતથી ધૈર્યસિંહને વાકેફગાર કર્યો ને બનેલી સઘળી હકીકત કહી સંભળાવી તે બોલ્યોઃ-"મહારાજ! અમે એક માણસને ત્યાં રાખી આવ્યા છીએ તે હમણાં જ આવશે ને સઘળી બાબતની ખબર આપશે."

એવામાં જ એક ભીલ ત્યાં આવી પહોંચ્યો ને બોલ્યો કેઃ- "સરદાર સાહેબ! હું નવ વાગ્યા સૂધી ત્યાં રહ્યો હતો ને ત્યાં જે કાંઇ બન્યું છે તે હું તમને કહી સંભળાવું છું. કુટિલસિંહ તથા મદનસિંહના ગયા પછી જમાદાર પાછો ફર્યો તે જ વખતે એક યુવક ત્યાં આવી પહોંચ્યો તથા જમાદારની ગરદન પકડીને બોલ્યો કે, 'બોલ હરામી, તું કોણ છે? સાચું બોલજે નહિ તો મુઓ જ સમજજે!' એ યુવકના પહાડી અવાજથી જમાદારનાં તો હાંજાં ગગડી ગયાં ને તે બોલ્યોઃ 'નામદાર! મ્હને વહેમ પડવાથી અહીં આવ્યો હતો પણ અહીં કંઇ નહિ જોવાથી હું પાછો જાઉંછું.' યુવકે જમાદારને ઓળખ્યો તેથી તેને છોડીને તે પોતાના મહેલ તરફ ચાલ્યો ગયો. પછી પ્રિયનંદાની સખીઓ જાગી ઉઠી ને પ્રિયનંદાને નહિ

જોવાથી તેઓ બધે ફરી વળી પણ તેનો પત્તો લાગ્યો નહિ. પછી એ સખીઓમાં જે સહેજ ન્હાની હતી તેણે યુક્તિથી બધો ભેદ જાણી લીધો. તેણે પહેલાં તો પહેરેગીરને મારી નાખવાની ધમકી બતાવી ને બધો ભેદ જાણી લીધો. ત્યાર પછી જામાદારને યુક્તિથી કેદ પકડયો. એવામાં રાત્રે જે યુવકને મ્હેં જોયો હતો તે યુવક ત્યાં આવ્યો. એ વખતે સવ પ્રકાર તેના જાણવામાં આવ્યો. પછી તેણે સેનાપતિને બોલાવ્યો ને સઘળા મહારાજા પાસે ગયા. તેમણે એક દૂતને સૂર્યપુર તરફ મોકલ્યો છે. હાલ નગરમાં સઘળે ઠેકાણે ગભરાટ થઇ રહ્યો છે. આટલી બાતમી મ્હને મળેલી છે."

આ હકીકત સાંભળી ધૈર્યસિંહ બોલ્યોઃ–" શાહબાશ ભીલ સરદાર ! તમે આજે મ્હારૂં એક ઉત્તમ કામ કરેલું છે તેથી હું તમારા પગારમાં વધારો કરીને ભીલોના મુખ્ય સરદારના મદદગારની જગ્યાએ નિયુક્ત કરૂં છું. તમે આ કામ જેવી રીતે કર્યું છે તેવી જ રીતે વફાદાર રહીને સર્વ કામ કરશો એવી મ્હને આશા છે. હવે સુખેથી અહીં બેસો.

ભીલ સરદાર આસનપર બેઠો.થોડી વાર સુધી સર્વ શાન્ત રહ્યા. કોઇના મુખમાંથી શબ્દ નીકળતો નહોતો. પણ ધૈર્યસિંહ શાન્તિનો ભંગ કરી બોલ્યોઃ–"મ્હારો બેટો એ યુવક ઘણો ચાલાકછે. કુટિલસિંહ ! તેની નજરે પડયા હોત તો તમે અહીં પાછા આવવાને ભાગ્યશાળી થયા ન હોત. પણ ચાલો તેનો તો હવે બંદોબસ્ત કરી નાખ્યો છે !"

કુટિલસિંહ—મહારાજ ! તે હરામી પકડાઇ ગયો કે શું ?

ધૈર્યસિંહ—ના હજી પકડાયો તો નથી. તેને પકડવાનું કામ ચંદ્રમુખીએ લીધું છે ને તે ક્યારનીય ભદ્રપુર તરફ વિદાય થઇ ગઇ છે. તે પણ ઘણી લુચ્ચી છે. મ્હેં તેને ઘણું પાણી ચડાવ્યું છે. તેણે

આ કામ જીવના જોખમે પણ પાર પાડવાનું બીડું ઝડપ્યું છે.

ભીલ સરદાર—એ દુષ્ટાએ અમને દુઃખ દેવામાં કંઈ બાકી રાખ્યું નથી. એ ઘણી લુચ્ચી છે. તેને તો પુરી કરી નાખવી જોઇએ. અમારા ગુરૂ મહારાજ તેને વશ થઈ ગયા હતા તથા તે જેમ કહેતા તેમ તેઓ કરતા હતા. અમારો જો સહજ પણ વાંક આવતો તો એ રંડા અમને ભારે શિક્ષા કરાવતી. એમ હોવાથી અમારે તેને વશ રહેવું પડતું હતું. ધૈર્યસિંહજી તમે પણ જો તેને વશ થશો તો પછી તમારી પણ કરૂણાશંકરના જેવી જ દશા થશે.

ધૈર્યસિંહ—રઘુજી, તમે એ વાતે નિશ્ચિંત રહો. તેનાથી આપણું ઘણું કામ પાર પડે તેમ છે તેથી જ હું તેને વળગી રહ્યો છું. આપણું કામ જ્યારે પૂર્ણ થશે ત્યારે તે રાંડના કેવા હાલહવાલ થાય છે તે તમે જોઇ શકશો. આ સરદાર એક રાંડના ફંદામાં ફસાય તેમ નથી. ચાલો, હવે તે વાત જવા ઘો ને મૂળ વાત કરો. બોલો કામસિંહ હવે તમારી શી સલાહ છે તે જણાવો.

મદનસિંહ—મહારાજ૦! મ્હારી તો એવી સલાહ છે કે આપણે આ ગુપ્ત સ્થાને રહેવું તથા એક પછી એક એમ આપણા બધા શીકારોને સપડાવવા ને જ્યારે બધા શીકારો સપડાય એટલે પછી આપણે આપણા બહાદુર ભીલો સાથે નગરમાં પ્રવેશ કરવો તથા રાજ્ય હસ્તગત કરવું ને રાજ્યમુકુટ ધારણ કરવો. પછી ધીમે ધીમે સઘળાં ન્હાનાં રાજ્યો સાથે મિત્રતા કરીને લશ્કર સાથે સૂર્યપુર ઉપર ચઢાઇ કરીશું તથા સૂર્યસિંહને મારીને તે રાજ્ય પણ સ્વાધીન કરીશું. મ્હારી તો એવી સલાહ છે. પછી જેવી તમારી ઇચ્છા. છતાં મ્હેં જે કહ્યું તે પ્રમાણે આપણે કરીશું તો આપણું કામ જલ્દી પૂર્ણ થશે. તેમાં આપણને કોઇ પણ પ્રકારની હરકત નડશે નાહે.

ધૈર્યસિંહ—મદનસિંહ! ત્હારો વિચાર બરાબર છે. તું કહે છે તે પ્રમાણે કરવાથી જ આપણા કામની સિદ્ધિ થશે. બસ હવે તો એ જ વિચાર. ગમે તે યુક્તિ પ્રયુક્તિથી આપણા શીકારોને પકડી પાડવા જોઇએ. કાલથી જ આપણે એ કામનો આરંભ કરવાનો છે. જુઓ, વીરસિંહને સપડાવવા ચંદ્રમુખી ગઇ છે તેથી તેના સૌંદર્યમાં અંજાઇને વીરસિંહ જરૂર સપડાશે. આપણે જેમ બને તેમ કામ જલ્દી ખતમ કરવાની જરૂર છે. ચાલો સરદારો! હવે આપણે થોડી ઘણી વિશ્રાંતિ લઇએ. ભાઇ કુટિલ! મદ્ય લાવ.

તરત જ કુટિલસિંહે ચાંદીના ચાર પ્યાલામાં મદ્ય ભર્યો. સઘળા મદ્યનું પાન કરી શય્યાવશ થયા.

## પ્રકરણ ૨૫ મું

### યોગિની

ખરા મધ્યાન્હનો સમય થયો હતો. ભાસ્કર ભગવાન્ પૂર્ણ તેજથી પ્રકાશી રહ્યા હતા. પક્ષીઓ પોતાના માળામાં ભરાઇ ગયાં હતાં. નર્મદા માતાનો પ્રવાહ જોસભેર વહેતો હતો. નર્મદા માતા પોતાના પ્રિયતમ સમુદ્રને આલિંગન આપવા ઉતાવળથી દોડી જતાં હોય તેવો ભાસ થતો હતો નર્મદા માતાનાં કોતરોમાં મ્હોટાં મ્હોટાં કોતરો પડેલાં હતાં. અષાડ માસ હોવાથી સર્વત્ર લીલોત્રી પથરાઇ રહેલી હતી. તે જોનાર મનુષ્યોનાં નેત્રોને ઠંડક આપતી હતી. ઠેકાણે ઠેકાણે પાણીના ઝરા વહેતા હતા તથા છેવટે નર્મદાના પ્રવાહમાં વધારો કરતા તેને મળી જતા હતા. આવા રમણીય જંગલમાં એક યોગિની મંદગતિથી ચાલી જતી હતી. તેણે પોતાના શરીર ઉપર

ભગવા રંગનો પોષાક પહેર્યો હતો. કાળો કેશકલાપ પીઠ ઉપર સર્પ આકારે છૂટા લટકતો હતો ને કેશગુચ્છ સૂર્યનાં કિરણોથી ચળકાટ મારી રહ્યા હતા. તેની ઉમર લગભગ ત્રીસ વર્ષની હોય તેવું અનુ-માન થતું હતું. તેનું મુખ સુકોમળ હતું. તેમાં વળી સૂર્યના તાપથી તે લાલચોળ બની ગયું હતું. તેની કમર પાતળી હતી. તેને થાક લાગેલો હોવાથી તે વારંવાર નીચે બેસતી હતી તથા વચ્ચે વચ્ચે ઉઠીને ચાલતી હતી. અરે! આવી સુકોમળ બાળાને યોગિની કેમ થવું પડયું હશે ? તે જોવાની અત્યારે જરૂર નથી. અત્યારે તો આપણે એટલું જ જોવાનું છે કે તે કયી તરફ જાય છે ? યોગિની મ્હોટા મ્હોટા વહેળા ઓળંગીને છેવટે નર્મદાના પવિત્ર પ્રવાહ આગળ આવી પહોંચી ને નર્મદાનું પવિત્ર જળ પી લીધું. પછી એક ઝાડની શીતળ છાયા નીચે તે બેઠી તથા થોડો વિશ્રામ લઈ તે પાછી ચાલવા લાગી. તેનું મુખ પૂર્ણ પ્રફુલ્લિત હતું. એ ઉપરથી એમ સમજાતું હતું કે તે આજે પૂર્ણ આનંદમાં હતી. તે આગળ ચાલતી હતી એવામાં જ નર્મદા નદીનું એક ભયંકર કોતર આવી પહોંચ્યું. એ નેળ એટલી ભયંકર હતી કે તેને જોતાં જ હાંજા ગગડી જતાં હતાં. યોગિની પણ પહેલાં તો ધ્રુજી ઉઠી પણ પાછી હિમ્મત લાવીને પોતાની ઝોળી છોડી તેઃ તેમાંથી શું નીકળ્યું ? તેણે એક ચાંદીનો ઝગઝગતો સુંદર પ્યાલો, એક દારૂનો શીશો, એક પાંચ બહારની નાનકડી પીસ્તોલ થોડીએક ગો-ળીઓ તથા એક ચળકાટ મારતી કટાર વગેરે વસ્તુઓ બ્હાર કાઢી. આવી એક યોગિનીને આવાં હથિયાર રાખવાની શી જરૂર હશે ? આ પ્રશ્નનો થોડા સમયમાં જ સમાધાનકારક ઉત્તર મળશે. યોગિનીએ પીસ્તોલમાં ગોળીઓ ભરી કટારી પોતાના હાથમાં પકડી લીધી. પછી ઝોળી પોતાનાં ખભા ઉપર ભરાવી કચ્છ બીડી દીધો ને તે જાણે

હવે નિર્ભય થઇ હોય તેવો ડૉળ કરી આગળ ચાલવા લાગી. તે જાણે આ રસ્તાની ભોમિયણ હોય તેવી રીતે પોતાનો રસ્તો કાપવા લાગી. આગળ રસ્તામાં અનેક જંતુઓ જોવામાં આવતાં હતાં પણ તેની દરકાર કર્યા સિવાય તે આગળ વધતી હતી તે ઉપરથી એવું અનુમાન થતું હતું કે તે કોઇ બહાદુર સ્ત્રી હોવી જોઇએ. કારણ કે ગમે તેવો હિમ્મતવાન પુરૂષ સુદ્ધાં આ નેળમાં ભયભીત બન્યા સિવાય રહે તેમ નહોતું. આ યોગિની સર્વ પશુઓને બ્હીવડાવતી ચાલતી હતી. તેને જોઇને બધાં જંગલી પ્રાણીઓ નાસતાં હતાં. તેમના નાસવાથી એ આખી નેળ ગર્જી ઉઠતી હતી ને તેનો અવાજ યોગિનીના કાને પડતો હતો. તો પણ યોગિની નિર્ભયપણે ચાલતી હતી. ગમે તેવું પ્રાણી તેને મળતું તો તે તેને જોતાં જ તેના વિચિત્ર પોષાકથી નાશી છુટતું હતું. આપણી યોગિનીને હજી સૂધી વનરાજનાં દર્શન થયાં નહોતાં અને તેથી જ તે નિડરપણે ચાલી જતી હતી. ચાલતાં ચાલતાં નેળના મધ્ય ભાગમાં ઝાડ નીચે જઇ તે અટકી ગઈ. એ ઝાડથી થોડા અંતરે આવેલી એક ગુફામાંથી એક વનરાજ તાડુકા મારતો મારતો ચારે પગે ઉછળતો આપણી યોગિની તરફ આવતો હતો. તેને જોઇ યોગિની ધ્રુજી ઉઠી ને હવે કેવી રીતે પ્રાણ બચાવવો તેનો વિચાર કરવા લાગી. છેવટે તેને એક ઉપાય સૂઝી આવ્યો. તે જે ઝાડ તળે ઉભી હતી તે ઝાડ વડનું હતું. તેની સુરાડીઓ જમીનને અડેલી હતી ને સજ્જડ ચોંટી ગઇ હતી. એવી રીતે આશરે વીસ વડો થયા હતા. યોગિનીએ વિચાર્યું કે, ' જો એ વડ ઉપર જલ્દીથી ચઢી જવાશે તો જ પ્રાણ બચશે. પીસ્તોલ છોડી વનરાજને ઉત્તેજિત બનાવવા જતાં અંવળું પરિણામ આવવાનો ભય છે. માટે અત્યારે પ્રાણ બચાવવા આ વટવૃક્ષનો જ આશ્રય લેવો ઉચિત છે. '

એમ વિચારી પોતાના હાથમાં ઝાલેલાં હથિયાર તેણે પોતાની કમરમાં ખોસી દીધાં ને બરાબર મજબૂત કમર બાંધી ઝાડ ઉપર ચઢી ગઇ. તે જેવી ઉપર ચઢી ગઇ તેવો જ વનરાજ છલંગો ઉપર છલંગો મારતો વડની નજીક આવી પોતાના શિકારને તાકી તાકીને જોવા લાગ્યો તથા ભયંકર ત્રાડો ઉપર ત્રાડો મારવા લાગ્યો. તેની ત્રાડથી સકળ પશુઓ આમથી તેમ નાસવા લાગ્યાં ને તેનો પ્રત્યાઘાત થવા લાગ્યો. વનરાજની ભયંકર ગર્જનાથી યોગિની ભયભીત બની ગઇ. તે પોતાના મન સાથે બોલી ઉઠી કે,–" અરે! હવે મ્હારી કેવી દશા થશે? પ્રાણ બચાવવા માટે હું કયો ઉપાય અજમાવું?"

વળી પોતાના મનમાં કંઇક વાત યાદ આવવાથી તે પાછી હિમ્મત લાવીને એકદમ બોલી ઉઠી, " અરે! આ શું? મ્હારૂં હૃદય આમ એકાએક નિર્બળ કેમ બની ગયું છે? મ્હારે હજી એક મહાન્ કાર્ય કરવાનું છે. આ તો વાઘ છે ને મ્હારે તો એક બળવાન્ સિંહની સાથે બાથ ભીડવાની છે. જો હું અત્યારથી જ આમ ડરી જઇશ તો પછી એક બળવાન્ સિંહને કેવી રીતે સપડાવીશ? માટે કયાં તો પ્રાણ લઉં છું કે પછી મ્હારો પ્રાણ ગુમાવું છું." આવો વિચાર કરીને તેણે પોતાની કમર ઉપર હાથ નાખ્યો ને પાંચ બહારની પીસ્તોલ ખેંચી કાઢી, એક હાથમાં કટારી મજબૂત પકડીને તરતજ સ્વસ્થ થઇ. પછી પોતાની પીસ્તોલની નેમ તાકીને વનરાજની સ્હામે ગોળી છોડી પણ તે ગોળી ખાલી ગઇ. તે જોઇને વનરાજ વિશેષ ખીજવાયો ને તે ઉપરા ઉપરી ગર્જનાઓ કરવા લાગ્યો તથા છલંગો મારવા લાગ્યો. યોગિનીએ તરતજ બે ત્રણ ગોળીઓ છોડી. તે સઘળી ગોળી વનરાજના શરીરમાં આબાદ વાગી પણ વનરાજ નીચે પડયો નહિ ને છલંગ મારીને જેવી તેણે

વડની ડાળ પકડી તેવી જ યોગિની ઘણી ગભરાઇ ગઇ. ભયની એક ચીસ મારીને તે નીચે પડી ગઈ. વનરાજે પણ જેવી ડાળ પકડી તેવી જ છુટી ગઇ અને તે નીચે પડયો. તેના શરીરમાં ત્રણ ગોળી વાગવાથી તે પડતાં જ યમ શરણુ થઇ ગયો. યોગિની પણ નીચે પડતાં જ ભયની મારી બેભાન થઈ ગઈ હતી. તેણે થોડી વારે શુદ્ધિમાં આવીને આંખો ઉઘાડી. પોતાની પાસે જોયું તો વનરાજનું મડદું પડેલું તેણે દીઠું. પછી તેનામાં હિમ્મત આવી. તે ઉભી થઇ તથા પોતાનાં વસ્ત્રો બરાબર કરી પોતાની પીસ્તોલમાં બીજી ગોળીઓ ભરીને આગળ ચાલવા લાગી. ચાલતાં ચાલતાં પોતાના મન સાથે તે કહેવા લાગી કે, "પરમાત્માએ મ્હને એક આફતમાંથી બચાવી છે. એક મ્હોટા વનરાજનો મ્હેં વિનાશ કર્યો છે તો પછી મનુષ્યનો મ્હારી પાસે શો હિસાબ છે!" આ પ્રમાણે વિચાર કરતી કરતી પોતાનાં ચપળ નેત્રો ચારે તરફ ફેરવતી તે આગળ ચાલતી હતી. ધીમે ધીમે સઘળી નહેર વટાવી દીધી ને છેવટે તે પાછી નર્મદાના પ્રવાહ આગળ આવી ત્યારે જ તેને ખબર પડી કે, 'નક્કી હું ભૂલથી આ તેળમાં સપડાઇ ગઈ હતી. કારણ કે આ તો પાછી નર્મદા નદી જ આવી. આ તો પેલો ભયંકર ઘોધ જ હોવો જોઇએ. તેમાં પેસનાર મનુષ્ય કદાપિ જીવતો જતો નથી પણ મ્હારૂં આયુષ્ય પૂર્ણ હોવાથી જ હું જીવતી છૂટી ગઇ છું. થાક પણ ઘણો લાગ્યો છે ને અહીંથી નગર પણ હજી દૂર છે. મ્હારો સરદાર જ્યારે મ્હારી આ વાત સાંભળશે ત્યારે તેના આનંદનો પાર રહેશે નહિ. હવે ચાલ અહીં જરા વિશ્રાંતિ લઉં." પછી યોગિની ત્યાં આગળ થોડો વખત વિશ્રાંતિ લઇ પાછી આગળ ચાલવા લાગી. તે થોડેક દૂર ગઈ હશે તેવામાં તેણે જે દેખાવ જોયો તેથી તે સ્તંભિત થઈ ગઇ ને વિચારવા



તેણે થોડીવારે શુદ્ધિમાં આવીને આંખો ઉઘાડી. પોતાની પાસે જોયું તો વનરાજનું મડદું પડેલું તેણે દીઠું. પૃષ્ઠ ૧૯૪

લાગી કે, " અહો! મ્હારો શીકાર તો અહીં જ હોય તેમ લાગે છે. મ્હારા સરદારે બતાવેલી સર્વ નિશાનીઓ આનામાં છે. પણ તેની પાસે જાઉં કેવી રીતે? શું અહીં રહીને સીતાર વગાડીને તેના મનનું આકર્ષણ કરૂં કે ફકત એકલું ગાયન ગાઇને જ તેને મંત્ર-મુગ્ધ બનાવું? હવે તેને કેવી રીતે ફસાવવો તેનો પુરતો વિચાર સત્વર કરવો જોઇએ. તે વિચાર નક્કી થયા પછી જ તેને બોલાવવો. પણ તે પૂછશે કે 'તમે કોણ છો?' તો મ્હારે શો ઉત્તર આપવો? ચાલો તેનો તો રસ્તો મળી ગયો. પણ તે બહુ જ વિલક્ષણ પુરૂષ છે. ચાલ ત્યારે તેનો પીસ્તોલથી ઘાત કરૂં." આમ વિચારીને તે બાળાએ તરત જ પોતાની પીસ્તોલ કમરમાંથી ખેંચી કાઢી સ્હામા યુવક તરફ નેમ તાકી. થઇ ચુક્યું. એ યુવક ઘડીમાં હતો નહતો થઇ જશે પણ જેને રામ રાખે તેને કોણ ચાખે? પરમાત્મા હમ્મેશાં દયાળુ હોય છે. તે સદા નિર્દોષ જનોનું રક્ષણ કરે છે. ધર્માત્મા તથા સત્યવાદી મનુષ્યોને પહેલાં તો અનેક સંકટો સહન કરવાં પડે છે પણ અનેક સંકટો સહન કરીને મનુષ્ય પોતાના ધર્મને વળગી રહે છે તો છેવટે પરમાત્મા તેને સહાય કરે છે. અધર્મમાં પહેલું બાહ્ય સુખ દેખાય છે પણ પુર્વ જન્મનાં પુણ્યોનો જ્યારે આ જન્મમાં કરેલાં પાપ કર્મથી નાશ થાય છે ત્યારે બુરી દશા થાય છે. દુર્યોધને અસત્ય વાપરવામાં કંઇ કમીના રાખી નહોતી તો છેવટે તેણે પોતાનું રાજ્ય ગૂમાવ્યું તથા પોતાના સઘળા કુળનું નિકંદન કઢાવ્યું. તેથી ઉલટો પાંડવોનો દાખલો છે. તેઓ પોતાના સત્યની ખાતર રાને રાન રખડતા હતા તો છેવટે પરમાત્માએ સહાય કરી તેમને તેમનું રાજ્ય અપાવ્યું ને છેવટે દેવને પણ દુર્લભ એવું મોક્ષ પદ તેમને મળ્યું. રાજા હરિશ્ચંદ્રે પોતાના સત્યની ખાતર નીચ ઘેર

પ્રાણી ભર્યું ને સત્યની ખાતર જ પોતાની અર્ધાંગના સતી તારાનો પોતાના હાથે જ નાશ કરવાની તૈયારી કરી. છેવટે પરમાત્માએ પ્રકટ થઈને તેને દર્શન આપ્યાં હતાં. માટે મ્હારા પ્રિય પાઠકો! તમે પણ તમારો ધર્મ સાચવીને ચાલજો ને હમ્મેશાં સત્યવાણીનો ઉચ્ચાર કરજો. સાચું બોલવાથી ઘણી વખત આપ્દત આવી પડે છે પણ તે ઝાઝો વખત ટકતી નથી. જેમ સુર્યનારાયણ વાદળામાં છુપાઈ ગયા હોય ને થોડી વારે વાદળું દૂર થતાં જ તેઓ પ્રકાશી ઉઠે છે તેવી જ રીતે સૂર્યનારાયણ રૂપી સત્ય વાદળ રૂપી અસત્યમાં અદૃશ્ય થાય છે પણ જેમ વાદળ દૂર થતાં જ સૂર્ય પ્રકાશી ઉઠે છે તેવી જ રીતે પાપી લોકોનું અસત્ય કાવત્રું દૂર થતાં જ સત્ય સૂર્યની માફક ઝળહળી ઉઠે છે. જ્યાં સત્ય હોય છે ત્યાંજ પરમાત્માનો વાસ હોય છે ને જ્યાં અસત્ય અધર્મ હોય છે ત્યાં યમનોજ વાસ હોય છે. માટે યમપાશમાંથી છુટવા ઇચ્છનારે સત્ય છોડવું નહિ ને હમ્મેશાં પરમાત્માનું સ્મરણ કરતા રહેવું. પરમાત્મા હમ્મેશાં નિર્દોષ જનોનું રક્ષણ કરે છે.

આપણી પરિચિતા યોગિનીએ જેવી સ્હામે બેઠેલા યુવકની તરફ પીસ્તોલ તાકી ને તે જેવો ઘોડો દબાવવા જતી હતી કે તરતજ તેના અંતરમાં એક પ્રકારની ભીતિ ઉત્પન્ન થઇ. તે સ્વગત બોલી ઉઠી:—"અરે! હું આ કેવું સાહસ કરૂં છું? જેવી રીતે પેલા વનરાજ તરફ એક ગોળી બહાર ખાલી ગયો હતો તેવી જ રીતે જો આ યુવકની સામે પણ બહાર ખાલી જશે તો પછી મ્હારી કેવી દુર્દશા થશે? કારણ કે જો તે કદાચ મ્હારા અવાજથી ચેતી જશે તો પછી મ્હારા બારંજ વાગી જશે. માટે એકદમ સાહસ કરવું ઉચિત નથી. અરે! ત્યારે મ્હારે કરવું શું? હવે કયો ઉપાય શોધી

કાઢું તો એ યુવક મ્હારી પાસે આવે ? વળી જો એ યુવક મ્હારૂં સંગીત સાંભળી મોહિત થઇને આવે તો બસ પછીથી બેડો પાર. પછી તો ગમે તે યુક્તિથી તેને મ્હારી જાળમાં ફસાવતાં વાર નહિ લાગે. જો તે એક વખત ફસાયો તો પછી બચવાનો જ નથી. આ પ્રસંગે મ્હારે મ્હારા સ્ત્રી ચરિત્રનો સંપૂર્ણ ઉપયોગ કરવાનો છે. આગળની અપ્સરાઓએ ભલ ભલાઓનાં વ્રત નથી ચુકાવ્યાં ? ભલ ભલા કે જેઓને આ દુનિયાનું ભાન નહોતું તેવા મહાન્ મુનિરાજનાં મન પણ તેમણે ચલાયમાન કરેલાં છે ને આ તો એક પુરૂષ છે. તેમાં વળી ભરજુવાન છે. તેને ફસાવવામાં શી વાર લાગે તેમ છે ? ચાલ હવે એક મોહક ગીત ગાઉં. ગીત સાંભળી એ યુવક મ્હારી પાસે આવીને હાજર થશે. બસ જ્યારે તે મ્હારી પાસે હાજર થશે ત્યારે તો હું તેને કોઇ પણ રીતે છોડનાર નથી. પણ એ યુવકનાં નેત્રો કેવાં જાદુ ભરેલાં જણાય છે. પણ નહિ, મ્હારા જેવી રાજરાણી થવાની ઇચ્છા રાખનાર બહાદુર સ્ત્રીએ અંતઃકરણને કાબૂમાં રાખવું જોઇએ."

આવો વિચાર કરી પોતાની ચપળ આંગળીઓ ફેરવીને સીતાર સાથે સુર મેળવીને યોગિનીએ એક વિરહગીત ગાવાની શરૂઆત કરી.

## પ્રકરણ ૨૭ મું

### વિમળાદેવીનું કલ્પાંત

પ્રિય પાઠકો ! ચાલો હવે આપણે ઘણા દિવસથી વિસારી મૂકેલા ભદ્રપુર તરફ વળીએ. પ્રિયનંદાના હરણની વાત જ્યારથી મહારાણીએ

કાન્તાને મુખેથી સાંભળી હતી ત્યારથી જ તેઓ કલ્પાંત કરતાં હતાં. તેમના કલ્પાંતનો પાર રહ્યો નહોતો. મહારાજા વિચારભુવનમાં એક રત્નજડિત સિંહાસન ઉપર બેસી અશ્રુવિસર્જન કરતા હતા. તેમની સ્હામી બાજૂએ એક વિરામાસન ઉપર શસ્ત્ર અસ્ત્રથી સજ્જ થઇને વીરસિંહ બેઠેલો હતો તથા તેની બાજૂમાં નવીન સેનાધિપતિ ગુલાબસિંહ બેઠેલો હતો. સર્વનાં મુખ ઉદાસ થઇ ગયાં હતાં. વીરસિંહનાં નેત્રોમાંથી પણ ધીમે ધીમે અશ્રુઓ ટપકીને તેના બન્ને ગુલાબી ગાલને ભીંજવતાં હતાં. થોડી વારે મહારાજા બોલ્યાઃ–" ભાઇ વીરસિંહ! હવે ત્હેં શું કરવા ધાર્યું છે? બોલ બોલ મ્હારા વ્હાલા પુત્ર! તું આજે આમ દિગ્મૂઢ કેમ થઇ ગયો છે? અમારી તો હિમ્મત જતી રહી છે. તેની સાથે ત્હારી પણ વિચારશક્તિ ચાલી ગઇ છે કે શું? મ્હારી વ્હાલી પ્રિયનંદા અત્યારે ક્યાં નિવાસ કરતી હશે?" તેમનું બોલવું સાંભળીને વીરસિંહ બોલ્યોઃ–" મહારાજ! હું શું બોલું? આ બનાવના વિચારોથી મ્હારૂં આખું બદન ધ્રુજી ઉઠે છે. હવે કયો રસ્તો લેવો તેનો મ્હને ઉપાય જડતો નથી. અરે! મ્હારી વ્હાલી સુકોમળ બ્હેન પ્રિયનંદાનું શું થયું હશે? તેને હરામી ધૈર્યસિંહ ક્યાં ઉપાડી ગયો હશે?"

એટલામાં મહિલા દોડતી દોડતી ત્યાં આવી પહોંચી બોલી કેઃ– " વીરસિંહજી, રાજમાતા એકાએક બેભાન થઇ ગયાં છે." તેનું બોલવું સાંભળી તે ત્રણે જણા મહારાણી વિમળાદેવી પાસે ગયા.

મહારાજા તો એક બાજૂએ બેસીને એક ન્હાના બાળકની માફક રડી પડયા. તેમને રડતા જોઇને વીરસિંહનું હૃદય પણ ભરાઇ આવ્યું ને તે પણ રૂદન કરવા લાગ્યો. તેને રડતો જોઇ કાન્તા લજ્જાનો ત્યાગ કરી બોલીઃ–" પ્રધાનપુત્ર! જ્યારે તમે જ આવી

રીતે હિમ્મત હારી જશો ત્યારે પછી આ સઘળાંની સંભાળ કોણ લેશે ? સાવધ થાઓ અને રાજમાતાને સત્વર શુદ્ધિમાં લાવવાનો પ્રયત્ન કરો."

વીરસિંહે કાન્તાનું બોલવું સાંભળીને પોતાનાં અશ્રુઓ લુછી નાખ્યાં તથા ગુલાબજળ લાવીને રાજમાતા વિમળાદેવીના મુખ ઉપર ધીમે ધીમે છાંટવા લાગ્યો. ઘણા સમય સુધી એ પ્રમાણે મહેનત કરવામાં આવી એટલે વિમળાદેવી થોડી ઘણી શુદ્ધિમાં આવ્યાં ને બોલ્યાં:–" અરે ! ઓ મ્હારી વ્હાલી પુત્રી, તું કયાં ગઇ ? આવ આવ, એક વખત આવીને તું આ ત્હારી ઝુરતી માતાને દર્શન આપ. અરે હાય ! શું મ્હારી વ્હાલી પુત્રી આ સંસાર છોડીને ચાલી ગઇ ? અરે ! તું ત્હારી આ અભાગી માતાનો ત્યાગ કરી કયાં ગઇ ? હવે હું ત્હારા દીદારનાં દર્શન ક્યારે કરીશ ? ઓ પરમાત્મા ! ત્હેં અમને પુત્રનું સુખ નહોતું આપ્યું પણ છેવટે દયા લાવીને એક પુત્રી આપી હતી તે પણ શું છીનવી લીધી ! શું આવો જ ત્હારો ન્યાય છે ? હાય ! મ્હારી વ્હાલી પ્રિયનંદાએ કોઇ પણ દિવસે મ્હારી આજ્ઞાનું ઉલ્લંઘન કર્યું નથી. અરેરે ! તેના વિયોગના શોકથી મ્હારા કષ્ટનો પાર રહ્યો નથી."

રાજમાતાના કલ્પાંતનો પાર નહોતો. તેમને જ્વર પણ લાગુ પડયો હતો. તેમનું આવું હૃદયભેદક કલ્પાંત જોઇને વીરસિંહ બોલ્યો:– " માતુશ્રી, આપ જો આવી રીતે કલ્પાંત કરશો તો પછી બીજાંઓની કેવી દશા થશે ? તમારે તો આવા દુઃખદ પ્રસંગે અમને ધીરજ આપવી જોઇએ તેને બદલે તમે જ જ્યારે આવી રીતે વિલાપ કરશો ત્યારે પછી અન્ય સર્વ માણસો ગભરાઇ જશે. સ્વસ્થ થઇ તમે અમને યથોચિત સલાહ આપો."

વીરસિંહનું આવું બોલવું સાંભળીને રાજમાતા બોલ્યાં:–" ભાઇ

વીરસિંહ! હું ધીરજ રાખવાનો ઘણો પ્રયત્ન કરૂં છું પણ મ્હારાથી ધીરજ રહેતી નથી. હરેક ક્ષણે , જાગરણમાં તેમ જ સ્વપ્નમાં મ્હારી પ્રાણાધિક પ્રિયનંદાનું સુકોમળ મુખ મ્હારી દૃષ્ટિ સમક્ષ હાજર થાય છે. વીરસિંહ! હવે શું કરવું એ સંબંધી મ્હને કાંઇ સૂઝતું નથી."

વીરસિંહ--માતાજી, તમે શાન્ત થાઓ. હું કોઇ પણ યુક્તિ પ્રયુક્તિ કરીને થોડા જ દિવસમાં બ્હેનને તમારી સમક્ષ હાજર કરીશ. મ્હારો પ્રવાસ આજથી જ શરૂ થશે માટે તમે શાન્ત થાઓ. ભોજનનો સમય થઇ ગયો છે માટે તમે જમી લ્યો. તમે બેફિકર રહો. હું ગમે તે ઉપાય કરી મ્હારી વ્હાલી પ્રિયનંદા બ્હેનનો પત્તો મેળવીશ. પાપીઓએ તેને પાતળમાં છુપાવી હશે તો પણ હું તેને ત્યાંથી શોધી કાઢીશ. ઉઠો શાન્ત થઇ ભોજન કરવા પધારો.

રાજમાતા--ભાઇ! હવે હું કેવી રીતે શાન્ત થાઉં? મ્હારી એકની એક પુત્રી હતી તે પણ ગૂમ થઈ ગઇ છે તેથી મ્હને ભોજન કરવા ઉપર બિલ્કુલ રૂચી થતી નથી.

વીરસિંહ--માતાજી, સંકટો તો દરેકને માથે પડે છે. જો તમે ભોજન નહિ કરો તો કેટલા દિવસ સૂધી ભુખ્યાં રહેશો? આહાર સિવાય આ દેહ તમે કેવી રીતે ધારણ કરશો? જુઓ, પ્રિયનંદા કાંઇ સ્વર્ગે સીધાવી ગઇ નથી. તેને દુષ્ટ લોકો ઉપાડી ગયા છે. ધારો કે તેનો પત્તો થોડા દિવસમાં જ લાગ્યો ને તમે એ દરમ્યાન ઝુરી ઝુરીને પ્રાણનો ત્યાગ કર્યો તો પછી તેનો મેળાપ તમને કેવી રીતે થશે? ધીરજ ધરો ને પરમાત્માનું સ્મરણ કરો. ઇશ્વર સહાય કરશે. સંકટ સમયે હિમ્મત નહિ હારતાં ધીરજ ધરવાની જરૂર છે. ઉઠો, જઇને ભોજન કરી લ્યો.

વીરસિંહનાં આ વચન સાંભળીને રાજમાતા કાંઇ પણ બોલ્યાં

નહિ. તેઓ આંખોમાંથી અશ્રુઓની વૃષ્ટિ વર્ષાવતાં હતાં. વીરસિંહે દાસીને બોલાવી તથા સર્વના ભોજનના થાળ ત્યાં જ મંગાવ્યા. એક દાસી આવીને ભોજનના થાળ મૂકી ગઇ. સર્વેએ ભોજન કરી લીધું; પણ રાજમાતા તો હજી સુધી તેમાંથી એક ગ્રાસ પણ ભરતાં નહોતાં. વીરસિંહે તેમને મહા મુશ્કેલીથી સમજાવી ભોજન કરાવ્યું તથા હિમ્મત ધરવા કહ્યું. ત્યાર પછી વીરસિંહ, મહારાજા, ગુલાબ-સિંહ, કાન્તા, મહિલા, રાજમાતા વગેરે સર્વ વિચારભુવનમાં આવીને બેઠાં. કોઇના મુખમાંથી એક અક્ષર પણ નીકળતો નહોતો. સર્વે ત્યાં બેસીને પોતાના મનમાં જ વિચાર કરી રહ્યાં હતાં. મહારાણીના દુઃખનો પાર નહોતો. તે તો બેઠાં બેઠાં અશ્રુવિસર્જન કરતાં હતાં. કાન્તાના અંતરમાં જુદા જ વિચારો ચાલતા હતા. તે કોઇના તરફ નહિ જોતાં નીચું ઘાલીને પોતાના જ વિચારોમાં મશગુલ બની ગઇ હતી. ત્યાર પછી થોડી વારે મહારાજા બોલ્યાઃ–"વીરસિંહ! હવે શું કરવું તે કહે? કયો રસ્તો સ્વીકારવાથી આપણે પ્રિયનંદાનો ઉદ્ધાર કરી શકીશું? મ્હારી બુદ્ધિ તો આજે બહેર મારી ગઇ છે ને હવે શું કરવું એ હું વિચારી શકતો નથી."

વીરસિંહ—મહારાજ! આ વિષયની ખબર આપણે પ્રથમ સૂર્યપુર મોકલવી જોઇએ.

મહારાજા—ભાઈ! આ વાતની ખબર ત્યાં મોકલવી હું ઉચિત ધારતો નથી. કારણ કે આ વાતથી ત્યાં હાહાકાર થઇ જશે ને સર્વનો અંતરાત્મા અતિ દુઃખી થશે.

વીરસિંહ—પણ મહારાજ! આપ ભૂલો છો. આપણે પ્રિયનંદા બ્હેનનું લગ્ન લીધેલું છે ને હવે લગ્નને ફક્ત થોડા જ દિવસ બાકી છે. યથા સમયે તેઓ જાન લઇને આવશે એ વખતે આપ પ્રિય-

નંદા ક્યાંથી લાવશો? તેમને તો આ બાબતની ખબર હમણાં જ મોકલવી જોઇએ. વળી હું આજે જ બ્હેનની શોધમાં જવાનો વિચાર રાખું છું. હું આજે સંધ્યાકાળે અહીંથી પ્રયાણ કરવાની ઇચ્છા રાખું છું. ( ગુલાબસિંહ તરફ જોઇને ) ગુલાબસિંહ! તમને આ રાજ્યની તથા મહારાજા, કાન્તા, મહિલા અને રાજમાતાની બરાબર સંભાળ રાખવાનું કામ સોંપું છું. એ કામ તમે બરાબર બજાવશો એવી મ્હને ખાત્રી છે. તમે હમ્મેશાં સૈન્ય તૈયાર રાખજો. શત્રુઓ પણ તૈયારી કરતા હશે. પાપી ધૈર્યસિંહ તમને ફસાવવાને અનેક પ્રપંચો કરશે; પણ તમે તમારો જાન સંભાળીને કામ કરજો. દુષ્ટો તમને ફસાવવાને ગમે તેવા પ્રપંચ કરે તો પણ તમે સંપૂર્ણ સાવધ રહેજો. વળી પાપી છેવટે તમને રાજ્યની લાલચ પણ બતાવશે; છતાં તમે તમારો ધર્મ સંભાળી વર્તજો. પ્રાણાંતે પણ મહારાજાનું તથા વ્હાલી પ્રજાનું રક્ષણ કરજો. હું ગમે તે યુક્તિથી પ્રિયનંદાને મેળવીને પાછો આવીશ. ( મહારાજ તરફ જોઇ ) મહારાજા! આપ એક પત્ર સૂર્યપુર લખો.

તેનું બોલવું પૂર્ણ થયું એટલે નવીન સેનાધિપતિ ગુલાબસિંહ બોલ્યોઃ—" પ્રિય મિત્ર વીરસિંહ! તમે મહારાજાની બિલકુલ ચિંતા કરશો નહિ. હું પ્રાણાંતે તેમનું રક્ષણ કરીશ. મ્હારી વ્હાલી સમશેરના સોગન ખાઇને કહુંછું કે જ્યાં સુધી મ્હારા દેહમાં પ્રાણ હશે ત્યાં સુધી મહારાજાનું હું રક્ષણ કરીશ. હું કોટી ઉપાયે બેવફા નહિ થાઉં. તમે સુખેથી પ્રયાણ કરો. વળી તમે તમારા તરફના સમાચાર સાવચેતીથી વારંવાર અમને પહોંચાડતા રહેજો. તમારા સમાચાર મેળવવા નર્મદા નદીની પેલી ભયંકર નેળ આગળ હું તમને દરરોજ સાંજના ચાર વાગ્યે મળીશ. તમે હમ્મેશાં મ્હને ત્યાં મળજો ને તમારી હકીકત મ્હને જણાવજો."

પછી મહારાજાની સૂચનાથી વીરસિંહે લેખન સામગ્રી લઇ એક પત્ર સૂર્યપુરના નરેશ ઉપર લખી નાખ્યો તથાં એક દૂતને બોલાવીને કહ્યું:–" તું સૂર્યપુર જા તથા આ પત્ર મહારાજા સૂર્યસિંહને આપી આવ. આપણી અશ્વશાળામાંથી એક વાયુવેગી અશ્વ લઇને જલ્દીથી જા. માર્ગમાં બહુ સાવચેતીથી રહેજે." આમ કહીને વીરસિંહે એ પત્ર ઉપર મહારાજાની મહોર છાપ કરી. દૂત પત્ર લઇને તરત જ સૂર્યપુર તરફ વિદાય થયો. પછી મહારાજે પૂછયું:–" ભાઇ વીરસિંહ ! તું આજે જ પ્રવાસે જવાનો વિચાર રાખે છે કે ?"

વીરસિંહ—હા મહારાજ ! હું આજે જ પ્રિયનંદાની તપાંસ અર્થે જવાની ઇચ્છા રાખું છું.

મહારાજ—ભાઇ ! તું અમને કોના આશ્રયે મૂકીને જાય છે ? ત્હારા ગયા પછી અમને કોણ હિમ્મત આપશે ? અમારૂં રક્ષણ કોણ કરશે ? તું જવાનો વિચાર માંડી વાળ. હું પ્રિયનંદાની તપાસ માટે ઘોડેસ્વારો મોકલું છું. તું અત્રે રહી મ્હારી રાંકડી પ્રજાનું રક્ષણ કર.

વીરસિંહ–મહારાજ! આપ ક્ષત્રિય થઇને આમ ડરી જાઓ એ વ્યાજબી છે કે ? આપ કહો છો કે 'હું ઘોડેસ્વારો મોકલું છું' પણ તેમ કરવાથી તે પાપી ચેતી જશે ને પોતાનું રહેઠાણ બદલી નાખશે. બ્હેનની શોધમાં મ્હારે જ જવાની જરૂર છે. આપ નિશ્ચિંત રહો. વળી સેનાપતિ ગુલાબસિંહ ઘણા ચતુર છે. સર્વની સંભાળ રાખવાનો ભાર મ્હેં ગુલાબસિંહ ઉપર મૂકયો છે એટલે આપ નિશ્ચિંત રહો ને મ્હને સુખેથી જવા દો. મ્હને શત્રુઓ કાંઇ પણ કરી શકે તેમ નથી. મ્હારૂં સંરક્ષણ કરનાર મ્હારો પરમાંત્મા સદા મ્હારી પાસે જ રહે છે. તે દીનદયાળુની કૃપાથી સાક્ષાત યમરાજા પણ મ્હને કાંઈ ઇજા કરી શકવાને હિમ્મતવાન નથી. રાજ્યનું રક્ષણ કરવામાં આ

ગુલાબસિંહ પાછી પ્હાની કરે એવા નથી. આપને પણ હું એટલી વિનંતિ કરતો જાઉંછું કે આપ કદાપિ નગર બ્હાર જશો નહિ. આપનું ખૂન કરવાને પાપાત્મા ધૈર્યસિંહ ફાંફાં માર્યા કરે છે. (કાન્તાની સ્હામે જોઇને) કાન્તા તથા મહિલા ! તમે બન્ને હમ્મેશાં રાજમાતા પાસે રહેજો. તમે તેમનાથી વિખુટાં પડશો નહિ. તેમ જ મહેલ બહાર પણ નીકળશો નહિ. દિવસે નિદ્રા લેજો પણ રાત્રે જાગરણ કરજો. વળી સુતી વખતે એક પાંચ બહારની પીસ્તોલ તથા એક કટારી તમે પાસે રાખજો. જો કાંઇ વહેમ પડે તો તરતજ હાંક મારીને ગુલાબસિંહને જગાડજો. (ગુલાબસિંહ તરફ જોઈ) ગુલાબસિંહ ! તમે આ અગાસીમાં જ બળવાન્ વીસ સૈનિકો સાથે સુઇ રહેજો ને ચોતરફ બારીકીથી નજર રાખજો. વેશ બદલી નગરમાં રાત્રે એક વખત ફરી આવજો ને જો કોઇ અજાણ્યું માણસ જોવામાં આવે તો તરતજ તેને કેદ કરજો. આવી રીતે નગરમાં દરરોજ ફરી આવજો તથા એ વખતે સાથે બળવાન્ સિપાહીઓ રાખજો. તેમને તમારાથી થોડે થોડે છેટે ચાલવાની આજ્ઞા આપજો. તમે તમારી પાસે એક ન્હાની સીટી રાખજો અને ખીસ્સામાં એક ન્હાનું ફાનસ રાખજો. તમારા સિપાહીઓને એમ સમજાવજો કે જ્યારે તમે સીટી વગાડો ત્યારે તમારા ઉપર કાંઈ આફત આવેલી હોવી જોઇએ એમ ધારીને તરતજ તેઓ સર્વ તમારી પાસે હાજર થાય અને ઉપસ્થિત થયેલા સંકટને દૂર કરે. દરરોજ આવી રીતે કરવાથી આપણા રાજ્યને કાંઇ પણ હાની થશે નહિ. જાઓ હવે તમારે આરામ લેવો હોય તો લઇ લ્યો.

સેનાધિપતિ ગુલાબસિંહ ત્યાંથી ઉઠીને પોતાના મકાન ભણી ચાલતો થયો. મહારાજા પણ પોતાના શયનભુવનમાં જઇને પલંગ

ઉપર આડા થયા. તેમના મગજમાં અનેક તરંગો ચાલવા લાગ્યા. ઘડીમાં તેઓ ધૈર્યસિંહને ધિક્કારતા હતા તો ઘડીમાં વીરસિંહને વખાણુતા હતા. છેવટે તેઓ સ્વગત કહેવા લાગ્યાઃ-" અહા! વીરસિંહની બુદ્ધિ કેવી ચપળ છે! એ બાળક હોવા છતાં તેની બુદ્ધિ હદ ઉપરાંત કામ કરે છે. પ્રિયનંદાની તપાસમાં જતાં પહેલાં તે કેવો બંદોબસ્ત કરે છે! દુશ્મનો રાજનગરમાં ન ઘુસી જાય તેને માટે કેટલી બધી સંભાળ રાખે છે! પ્રિયનંદાનો પત્તો તે જરૂર મેળવશે જ."

વિચારોમાં ને વિચારોમાં મહારાજાને નિદ્રા આવી. મહારાણી પણ વીરસિંહના સમજાવ્યાથી મહિલા સાથે શયનભુવનમાં આરામ લેવા ગયાં ને વીરસિંહ તરત જ નીચે ઉતર્યો. પહેરેગીરે તેને સલામ ભરીને કહ્યું:-" નામદાર! અશ્વ લાવું કે?"

વીરસિંહ બોલ્યોઃ-" ના, હું ચાલતો જ જઇશ."

આમ કહી વીરસિંહ ત્વરિત ગતિથી આજે ઘણા દિવસે પોતાના ખાલી પડી રહેલા મહેલ તરફ ચાલ્યો.



## પ્રકરણ ૨૭ મું

## વીરસિંહનું પ્રયાણ

વીરસિંહ પોતાના ખાલી પડેલા મહેલમાં દાખલ થયો તો તેને પોતાનો વિશાળ મહેલ શૂન્યકાર ભાસવા લાગ્યો. આથી તેનું હૈયું ભરાઇ આવ્યું તથા એક વિરામાસન ઉપર પડીને તેણે પુષ્કળ રૂદન કર્યું. પોતાના હૃદયને હલકું કર્યા પછી તેણે વસ્ત્રાગારમાં પ્રવેશ કર્યો ને એક કબાટ ખોલી તેમાંથી એક સુંદર પોષાક બહાર કાઢ્યો. કમરથી તે પગ સુધી તેણે એક સુંદર સુરવાળ પહેરી લીધો તથા

શરીર ઉપર એક સફેદ રેશમી જામો પહેરી લીધો. મસ્તક ઉપર એક લીલા રંગનો રેશમી સાફો બાંધી દીધો ને કમરપટ્ટા સાથે રત્નજડિત મુઠવાળી સમશેર લટકાવી દીધી. પાંચ બહારની એક પીસ્તોલ, કટાર, જમૈયો, ખંજર વગેરે ઉપયોગી અસ્ત્રશસ્ત્રો પણ તેણે સાથે લીધાં. પછી મુખ સાફ કરી જેવો તે આગળ ચાલવા જતો હતો એવામાં એક હંસગતિથી ચાલતી બાળાએ ત્યાં પ્રવેશ કર્યો. તેને જોઇને વીરસિંહ સ્થિર થઇ ગયો તથા થોડી વારે સ્નેહાતિશયથી એ બાળાને તેણે પોતાના બાહુપિંજરમાં દબાવી. તે બાળા મહા મહેનતે વીરસિંહના બાહુપિંજરમાંથી છૂટી થઇ દૂર ઉભી રહી બોલી:–"શું તમે અત્યારે જ પ્રયાણ કરો છો."

આ બાળા બીજી કોઇ નહિ પણ આપણી પૂર્વ પરિચિતા કાન્તા હતી. વીરસિંહના ચાલ્યા આવ્યા પછી તેના અંતરમાં કાંઇ વિચાર ઉદ્દભવતાં તે પણ વીરસિંહની પાછળ આવી. વીરસિંહ જે વખતે પોષાક ધારણ કરતો હતો તે વખતે તે છુપાઇ ગઇ હતી; પણ તેની હિમ્મત રહી નહિ. પોતાના પ્રિયતમને મળવા અધીરી બની તે તરતજ અંદર દાખલ થઇ હતી.

કાન્તાનું બોલવું સાંભળીને વીરસિંહે કહ્યું:–"કાન્તા ! મ્હારો વિચાર અત્યારે જ જવાનો છે. ગમે તે ઉપાયે હું પ્રિયનંદાનો પત્તો મેળવીશ."

કાન્તા—વ્હાલા ! તમે મ્હને મૂકીને જશો ? તમારી ગેરહાજરીમાં મ્હારી કેવી દશા થશે ? મ્હને પણ તમારી સાથે તેડતા જાઓ.

વીરસિંહ—પ્રાણેશ્વરિ ! તું ધૈર્ય ધરી અહીં રહે. હું ત્હારી ચતુરાઇ જોઇને જ મહારાજાને તથા રાજ્યને સુનું મૂકીને જાઉં છું. તું તેમનું રક્ષણ કરજે.

કાન્તા—પ્રિયતમ ! હવે આપણું મિલન ક્યારે થશે ? હવે આ દાસીનો સહધર્મિણી તરીકે ક્યારે સ્વીકાર કરશો ?

વીરસિંહ—પ્રિયા ! હવે આપણું મિલન ક્યારે થશે એ અનિશ્ચિત છે. જો પાપી ધૈર્યસિંહ પ્રિયનંદા બ્હેનનું હરણ ન કરી ગયો હોત તો થોડા દિવસમાં જ આપણું લગ્ન થઇ જાત. પણ મનુષ્ય ધારે છે કાંઇ ને પરમાત્મા કરે છે કાંઇ !

કાન્તા—વ્હાલા ! મ્હને સાથે લેતા જાઓ. હું તમને મ્હારાથી બનતી મદદ કરીશ. તમારા વિયોગથી હું જળ વગરની માછલીની માફક ઝુરી ઝુરીને મરીશ.

વીરસિંહ—કાન્તા તું આમ ગાંડા શું કાઢે છે ! તું ત્હારા મન સાથે વિચારી જો કે તું મ્હારી સાથે આવે તો રાજમાતાની કેવી સ્થિતિ થાય ?

કાન્તા—વ્હાલા. રાજ્યમાતાની સંભાળ લેનાર મહીલા છે તો તે રાજ્યમાતાની સંભાળ લેશે માટે મને સાથે લેતા જાઓ.

વીરસિંહ—મ્હારી નેનમણિ ! તું જાણે છે કે હજી સુધી આપણું લગ્ન થયું નથી માટે જ હું તને અત્યારે લેઇ જવાની ના પાડું છું. જો હું તને અત્યારે લેઇ જાઉં તો પછી આપણી પછવાડે લોકો કેવી વાત કરે તેનું તને ભાન છે ? માટે જ તું હિમ્મત ધરીને રાજ્યમાતાની પાસે જ રહે. ઉઠવું બેસવું ખાવું પીવું વિગેરે ત્હારે ત્યાંજ કરવું તથા રાજ્યમાતાને હીંમત આપી પોતાનો ધર્મ સાચવીને રહેવું. બસ મ્હારી આજ ભલામણ છે, હું ત્હારાજ ભરોંસે પ્રયાણ કરૂં છું માટે તું મ્હને એક વખત રજા આપ આપણો મેળાપ પરમાત્મા કરશે.

કાન્તા—નાથ ! તમે મ્હારી બીલકુલ ચિન્તા કરશો નહિ. હું મ્હારો ટેક જાળવી રહીશ ને જો કદાચ એવો વખત આવશે તો હું

મારા પ્રાણનું વિસર્જન કરીશ હું મારા પ્રાણથી પણ મારા શીયળને અધિક ચાહું છું. આ વીર બાળાએ એક વખત આપને પ્રેમ અર્પ્યો છે તે કદી બીજાને નહિ સોંપે તે વાતે તમે નિશ્ચિંત રહેજો પણ નાથ! હવે આપણો મેળાપ ક્યારે થશે?" આમ બોલતી કાન્તા રડી પડી. કાન્તાને રડતી જોઇ. વીરસિંહે તેને પોતાની તરફ ખેંચી તથા પોતાના હસ્તે જ તેનાં આંસુ લુછતો બોલ્યો. કાન્તા આ શું કરે છે? શાન્ત થા. મારી વ્હાલી કલ્પાંત શા સારૂં કરે છે હું તે પાપાત્માનો પત્તો મેળવીને થોડા દિવસમાં જ તને આવીને મળીશ. તારા રડવાથી મારૂં હૃદય પણ પીંગળી જાય છે માટે મારી વહાલી તું શાન્ત થા. આ શબ્દ સાંભળી કાન્તા વિશેષ રડવા લાગી ને વીર-સિંહને વળગી પડીને તે બોલી "નાથ હું કેવી રીતે સાંન્ત થાઉં? તે કેવી રીતે બને? મારો નેત્રમણી રાનેરાન રખડે ને હું અહીંયાં નીરાંતે રહું તે શું વ્યાજબી ગણાય કે? જેવી રીતે તમારી સાથે છાયા રહે છે તેવી જ રીતે હું પણ તમને વળગેલી છું. હાય નાથ હવે હું તમારા મુખનાં દર્શન કરવાને ક્યારે ભાગ્યશાળી થઇશ? આપનો વિયોગ મારાથી સહન થઇ શકશે નહિ.

વીરસિંહ--કાન્તા કાન્તા! તું શા માટે કલ્પાંત કરે છે? ઇશ્વર કરશે તો આપણો મેળાપ જલ્દીથી થશે. તું મને રજા આપ. મારો જે ટેક છે તે કદાપિ ફરનાર નથી.

કાન્તા—નાથ! તો જેવી તમારી ઇચ્છા પણ તમે તે દુષ્ટની તપાસ કેવી રીતે કરવા ધારો છો તે કહો.

વીરસિંહ—કાન્તા! મારો વિચાર તો એવો છે કે નર્મદા-માતાનાં કોતરોમાં વેશ બદલીને રહેવું ને દરેક કોતરમાં મારે જ તપાસ કરવી. તે દુષ્ટો કોતરોમાં જ વાસ કરે છે એવી મારી ખાત્રી

છે તો ગુપ્ત રીતે તેમની તપાસ ચલાવવી. મ્હારા મનનો એવોજ અભિપ્રાય છે તેમાં ત્હારો શો મત છે તે જણાવ.

કાન્તા—વ્હાલા! આપની બુદ્ધિ સમક્ષ મ્હારો વિચાર તુચ્છ છે.

વીરસિંહ—અરે! ત્હારા વિચારો તો મ્હને ઘણી વખત કામ લાગે છે માટે તું ત્હારો અભિપ્રાય જણાવ.

કાન્તા—નાથ! તમારો વિચાર બરાબર છે; પણ તમે એકલા જાઓ છો કે કોઇને સાથે લઇ જાઓ છો?

વીરસિંહ—એકલા જવાનો જ મ્હારો વિચાર છે; કારણ કે કોઇને સાથે લઇ જવાથી આપણા કામમાં ખલેલ પડે તેમ છે.

કાન્તા—વ્હાલા! આપ એકલા જ જશો ને તે વળી અઘોર અરણ્યમાં! આ વાત સાંભળી મ્હારૂં હૃદય ચીરાઇ જાય છે. વ્હાલા! સૈન્ય સાથે આપ જાઓ તો તેથી શી હરકત આવે તેમ છે?

વીરસિંહ—કાન્તા! હજી તને સમજણ પડી હોય તેમ મ્હને લાગતું નથી. સૈન્ય લઇને જવામાં આપણે ફાવીએ તેમ નથી. કદાચ ધાર કે આપણે સૈન્ય સાથે શત્રુની તપાસમાં જઇએ ને કદાચ તેને ખબર પડે કે 'વીરસિંહ સૈન્ય સાથે આવે છે' તો તે સાવધ થઇ જાય. આપણે તો જાણતા નથી કે તે પાપી કયા સ્થળે રહે છે! તેણે સૈન્ય પણ એકઠું કરેલું હોવું જોઇએ. હું સૈન્ય સાથે જઇ એક કોતરમાં પડાવ નાખું તેની તે પાપીને ખબર પડે એટલે તે પાપી સૈન્ય સાથે ત્યાં આવી પહોંચે ને અમે જ્યારે ભર નિદ્રામાં પડયા હોઇએ તે વખતે એ પાપી આપણા ઉંઘતા સૈન્યની કતલ કરી નાખ્યા સિવાય રહે નહિ. આમ હોવાથી જ મ્હારે એકલાને જવાની ખાસ જરૂર છે. હું જાતે જઇને તેના ગુપ્ત નિવાસસ્થાનની તપાસ કરીશ ને તેનો પત્તો મળ્યા પછી સૈન્ય લઇ તેને ઘેરી લઇશ. મ્હારો

તો આવો વિચાર છે. પ્રથમથી સૈન્ય સાથે જવામાં આપણે કદાપિ ફાવીએ તેમ નથી. બોલ આ વિચાર તને પસંદ પડે છે કે નહિ?

કાન્તા—વાહ નાથ! આપે જે વિચાર કર્યો છે તે બરાબર છે. તેજ યુક્તિથી પાપાત્મા પકડાશે એ માટે સંદેહ નથી. વ્હાલા! મ્હારે તમારા સમાચાર કેવી રીતે મેળવવા તે હવે કહો?

વીરસિંહ—કાન્તા! મ્હારા સમાચાર ગુલાબસિંહ પાસેથી તને મળ્યા કરશે. હું તેને રોજ મળીને મ્હારા સમાચાર જણાવીશ. તું પણ તેને રોજ મળજે તથા તેને યોગ્ય સલાહ આપજે. રાજમાતાને ઝાઝું કલ્પાંત કરવા દઇશ નહિ. હવે જવાનો સમય થઇ ગયો છે ને હજી મહારાજાની રજા લેવી છે. ચાલ હવે રાજમહેલ તરફ જઇએ.

કાન્તા—નાથ! આપનો અલ્પકાળમાં વિયોગ થશે એ વિચારથી મ્હારૂં હૃદય કંપે છે; પણ શું કરવું? ધીરજ રાખ્યા સિવાય છુટકો નથી. હાય હું હવે આપના ચંદ્ર સમાન મુખનું દર્શન ક્યારે કરીશ? આપના વિશુદ્ધ પ્રેમામૃતનું પાન હવે હું ક્યારે કરીશ? હે પરમાત્મા! તમે મ્હારા પ્રાણેશ્વર સાથે મ્હારૂં મિલન સત્વર કરાવજો એટલી જ અનન્ય ભાવે આ દીન બાળિકાની પ્રાર્થના છે.

આમ બોલતાં બોલતાં તેનાં નેત્રોમાંથી ચોધાર અશ્રુઓ નીકળવા લાગ્યાં. આવી રીતે તેને વિલાપ કરતી જોઇને વીરસિંહ બોલ્યોઃ-"પ્રાણેશ્વરિ! તું આમ વિલાપ શા માટે કરે છે. ચાલ સ્વસ્થ થા. મહારાજા પાસે જવાનો સમય થયો છે. અતિશય રડવાથી ત્હારાં નેત્રો દુઃખવા આવશે; માટે શાન્ત થા ને મ્હારી સાથે ચાલ. આમ એક ન્હાના બાળકની માફક આક્રંદ ન કર. હવે ત્હારે જ સર્વને ધીરજ આપવાની છે. જો તું આમ કલ્પાંત કરીશ તો પછી

સર્વને હીંમત કોણ આપશે ? તું જલ્દી મુખ ધોઇ મ્હારી સાથે ચાલ."

વીરસિંહે તેને સમજાવી તો પણ તે શાન્ત ન થઇ. આથી વીરસિંહે તેનાં અશ્રુઓ લુંછી નાખ્યાં તથા પોતાના હાથે પાણી લાવીને કાન્તાનું સુકોમળ મુખ ધોઇ નાખ્યું. કાન્તા સહજ સ્વસ્થ થઇ એટલે બોલ્યો: "ચાલ કાન્તા ! હવે મહારાજાની રજા લેવા જઇએ."

તરતજ કાન્તા તથા વીરસિંહ મહેલની બહાર નીકળ્યાં તથા મહેલ બંધ કરી દીધો. વીરસિંહે એક અનુચરને બોલાવીને કહ્યું કે–" જા, મ્હારો અશ્વ લઇ મહારાજાના મહેલે જઇને ઉભો રહેજે. હું થોડી વારમાં ત્યાં આવું છું."

પહેરેગીર તરત જ પાણી વેગે અશ્વ લઇને મહારાજાના મહેલ નીચે જઇ ઉભો. આ વાત આખા નગરમાં પ્રસરી ગઇ કે વીરસિંહકુમાર પોતેજ પ્રિયનંદાની તપાસ માટે જાય છે. આવી વાત સાંભળીને સઘળા નગરજનો વીરસિંહને અભિનંદન આપવા માટે એકત્ર થવા લાગ્યા તથા આખા નગરમાં ઠઠ જામી ગઇ. ચાલવાનો પણ રસ્તો મળતો નહોતો. સઘળાં નગરજનોનાં મુખ ઉદાસીન હતાં. સઘળાં નગરજનોનાં અભિનંદન નમ્રતાથી સ્વીકારતો સ્વીકારતો વીરસિંહ આગળ ચાલતો હતો. તેની પાછળ કાન્તા નીચું મુખ રાખીને સંકોચાતી ચાલતી હતી. બ્રાહ્મણો વીરસિંહને શુભાશીર્વાદ આપતા હતા. ભાટ લોકો તથા ચારણ લોકો વીર પ્રશંસાનાં ગીત ગંભીર સ્વરે ગાતા હતા. પુરનારીઓ તેના ખુબસુરત મુખનું દર્શન કરતી હતી તથા માંહોમાંહે વાતચિત કરતી હતી કે, 'આહા! વીરસિંહનું મુખ કેવું કોમળ છે! આવા સુકોમળ યુવકને જંગલમાં રખડવું પડશે? આહા! તેના હાથ કેટલા વિશાળ છે! તેની છાતીનો ભાગ કેટલો મ્હોટો છે! ભમરો ધનુષ્ય આકારે વળીને

તેની સુંદરતામાં વધારો કરે છે. તેની ચાલવાની છટા જાણે વનરાજ ચાલતો હોય તેવી છે. વળી તેનામાં કેટલી બધી ગંભીરતા છે! તેનું શૌર્ય અપાર છે. સેનાપતિની સાથે જ્યારે લડાઇમાં ઉતર્યો હતો ત્યારે જેમ હાથીના ટોળામાં સિંહનું બચ્ચું ઘુમતું હોય તેવો તેનો દેખાવ થઇ રહ્યો હતો. પ્રિયનંદા બહેનનો પત્તો એ મેળવશે તેમાં કંઇપણ શંકા જેવું નથી.' આવી રીતે સઘળી સ્ત્રીઓ વાતચિત કરી રહી હતી. વીરસિંહ પોતાનાં યશોગાન સાંભળતો સાંભળતો આગળ ચાલતો હતો. છેવટે મહારાજાનો ભવ્ય મહેલ આવી પહોંચ્યો. તરત જ વીરસિંહ તે મહેલમાં દાખલ થયો તો ત્યાં આગળ ન્હાનો દરબાર ભરાયો હતો. મહારાજા રત્નજડિત સુવર્ણ સિંહાસન ઉપર બિરાજમાન થયેલા હતા. તેમની બાજુમાં નવીન સેનાધિપતિ ગુલાબસિંહ બેઠેલો હતો. તેની બાજૂમાં દશ બળવાન સરદારો બેઠેલા હતા. તેમના પછી નગરના શેઠીઆ લોકો યથાયોગ્ય આસને બેઠા હતા. મહારાજાની જમણી બાજૂએ એક રત્નજડિત સુવર્ણનું સિંહાસન વીરસિંહ માટે ગોઠવેલું હતું તથા તેનાથી થોડેક દૂર એક વિરામાસન ઉપર મહારાણી બેઠાં હતાં. તેમની પાસે મહિલા બેઠેલી હતી. બે અનુચરો એક રત્નજડિત સુવર્ણ દંડાવાળા પંખાથી મહારાજાને વાયુ ઢોળતા હતા. વીરસિંહ તથા કાન્તા દરબારમાં દાખલ થયાં તેમને જોઇને નગરજનો તથા સેનાધિપતિએ ઉભા થઇને વીરસિંહને વધાવી લીધો તથા મહારાજા બોલ્યાઃ–" આવ ભાઇ વીરસિંહ! આ આસન ઉપર બેસ."

વીરસિંહ મહારાજાને નમન કરીને પોતાના આસન ઉપર બેઠો. કાન્તા પણ મહારાણી નજીક બેઠી. તેમના બેઠા પછી સઘળી સભા શાન્ત થઈ ગઇ. ત્યાર પછી મહારાજા બોલ્યાઃ–" ભાઇઓ!

આજે વીરસિંહ મ્હારી પુત્રી પ્રિયનંદાની તપાસ કરવા માટે જનાર છે. આપણે સઘળા પરમાત્માને પ્રાર્થના કરો કે જેથી વીરસિંહ તેના કાર્યમાં યશસ્વી નિવડી સત્વર રાજધાનીમાં આવે."

તેમનું બોલવું પૂર્ણ થયા પછી વીરસિંહ પોતાના આસન ઉપરથી ઉભો થયો ને સઘળી સભાને નમન કરી પોતાની ગંભીર વાણીથી બોલ્યોઃ–" મ્હારા પ્રિય નાગરિક ભાઇઓ! હું આજે ને અત્યારે જ મ્હારી વ્હાલી ભગિનીની તપાસ કરવા જાઉં છું. તેમનો પત્તો મેળવ્યા સિવાય હું કદાપિ પાછો ફરીશ નહિ. તમે સર્વ સંપૂર્ણ સાવધાનતાથી રહેજો. કયી વખતે શત્રુ આપણા ઉપર આફત લાવી મૂકશે એ અનિશ્ચિત છે. (ગુલાબસિંહ તરફ જોઇ) તમારે પૂર્ણ સાવધાન રહીને પ્રજાનું રક્ષણ કરવાનું છે. બસ મ્હારી આટલી જ ભલામણ છે. તમે મ્હારી પાસે પ્રતિજ્ઞા કરો તો હું નિશ્ચિંતતાથી વિદાય થાઉં ?"

તેનું બોલવું સાંભળીને ગુલાબસિંહ પોતાના આસન ઉપરથી ઉભો થઇ જુસ્સાથી પોતાની સમશેર ઉપર હાથ નાખીને બોલ્યોઃ– " ભાઇ વીરસિંહ! હું મ્હારી આ વ્હાલી સમશેરના તથા પરમાત્માના સોગન ખાઇ કહું છું કે મ્હારા પ્રાણાંતે પણ હું રાજ્યનું રક્ષણ કરીશ. તમે તમારૂં કામ સુખેથી આરંભો."

આટલું બોલીને ગુલાબસિંહ નીચે બેઠો. ત્યાર પછી વીરસિંહે પાછું બોલવાનું શરૂ કર્યું ને બોલ્યો કે, " ભાઇઓ! હવે મ્હારે વિશેષ કાંઇ કહેવાનું બાકી રહ્યું નથી. મ્હારૂં કહેવાનું ફક્ત એટલું જ છે કે તમે સઘળા ચેતીને ચાલજો. જો કદાપિ કોઇ અપરિચિત મનુષ્ય નજરે પડે તો તેને પકડીને તરત જ ગુલાબસિંહને સ્વાધીન

કરજો. ભાઈ ગુલાબસિંહ! તમે મહારાજાને હિંમત આપજો તથા મહિલા અને કાન્તાને બહાર નીકળવા દેશો નહિ. બસ મ્હારી આટલી જ ભલામણ છે. હવે હું જવાની રજા માગું છું."

તેનું બોલવું સાંભળીને મહારાજા બોલ્યાઃ–"ભાઇ વીરસિંહ! તું સુખેથી જા ને ત્હારા કામમાં યશસ્વી થઇને જલ્દી પાછો આવજે."

વીરસિંહ ઉભો થયો તથા નીચે ઉતરવા લાગ્યો. સઘળા સભાજનો મહારાજા સહિત વીરસિંહને વળાવવાને નીચે ઉતર્યા. વીરસિંહ નીચે ઉતરીને પોતાના અશ્વ ઉપર સ્વાર થયો. ઇંદ્રરાજા વૃત્રાસુરને મારવાને જતા હોય તેવો આ વખતનો દેખાવ હતો. વીરસિંહનાં નેત્રો વીરત્વથી ઝળકી ઉઠતાં હતાં. તેણે હાથમાં એક મજબુત ભાલો પકડયો હતો તથા તેની કમર ઉપર તલ્વાર લટકતી હતી. તેણે સફેદ પોષાક ધારણ કરેલો હતો. મસ્તક ઉપર લીલા રંગનો રેશમી સાફો બાંધ્યો હતો તેના વાંકડીયા સુંદરવાળ પીઠ ઉપર છૂટા લટકતા હતા. કમરપટામાં બે ચાર ન્હાનાં ન્હાનાં હથિયારો ખોસેલાં હતાં. તેનું મુખ અત્યારે પૂર્ણ પ્રફુલ્લિત હતું. તેણે અશ્વ ઉપર સ્વારી કરીને સર્વના તરફ એક વખત નજર ફેરવી પછી તેણે કાન્તા તરફ જોયું તો કાન્તા સજળનયને તેના તરફ જોઇ રહી હતી. બંને પ્રેમીનાં નેત્રો એક થયાં. કાન્તાની આંખોમાંથી અશ્રુઓ નીકળી પડયાં પણ તત્કાળ વખત વિચારી સાવધ થઇને પોતાનાં અશ્રુઓ તેણે લુંછી નાખ્યાં. વીરસિંહે તેને નેત્રસંકેતથી ધૈર્ય ધરવાનું સૂચન કર્યું. કાન્તાએ પણ સંકેતથી જ સ્હામો જવાબ આપ્યો આવી રીતે બંને પ્રેમીઓએ પોતાનાં નેત્રોથી જ વાતચિત કરી લીધી. વીરસિંહે અશ્વને ચલાવ્યો. એક ઘડો ભરીને આવતી કુમારિકાના આ વખતે તેને શુભ શુકન થયા. સઘળા લોકોએ વિચાર્યું

કે પ્રિયનંદાનો પત્તો જરૂર લાગશે. વીરસિંહે સકળ નગરજનોને જવાની રજા આપી. પછી તેણે પોતાનો અશ્વ પુરપાટ દોડાવી મૂક્યો. સર્વ નાગરિકો ચાલ્યા ગયા. મહારાજા પણ પોતાના મહેલમાં ગયા. કાન્તા પોતાના પલંગમાં પડી પડી અનેક વિચાર કરવા લાગી. અંતે મધ્યરાત્રિના અરસામાં તે નિદ્રાધીન થઇ.

# પ્રકરણ ૨૮ મું

## સંકટનો સાથી

સંધ્યાકાળ થવા આવ્યો હતો. સૂર્ય ભગવાન્ ધીમે ધીમે અસ્તાચળમાં ઉતરતા હતા. સર્વ પક્ષીઓ કલ્લોલ કરતાં પોતાના માળા તરફ ચાલ્યાં જતાં હતાં તથા ખેડૂત વર્ગ હળ વગેરે લઇને ધીમે ધીમે નગરમાં આવતો હતો. સર્વ લોકો પોતાનું કામ કરીને ઘેર જતા નજરે પડતા હતા. નગરની મહિલાઓ રસોઇ કરીને પોતાના પ્રિયતમના આગમનની રાહ જોતી બેસી રહી હતી. પણ સઘળા લોકોમાં આજે જોઇએ તેવો ઉત્સાહ જણાતો નહોતો. સર્વનાં મુખ નિસ્તેજ બની ગયાં હતાં. સૂર્યપુરમાં સઘળાં માણસો ચિંતાતુર હતાં તેનું કારણ એજ હતું કે, સૂર્યપુરના પાટવીકુમાર કેશરીસિંહ તથા કુમાર દિનકરરાયનાં લગ્નમાં ભંગ પડયો હતો તથા નગરશેઠ બુદ્ધિપ્રસાદની એકની એક પુત્રી પદ્મિની ગૂમ થઇ હતી. આથી આખું નગર ચિંતાતુર દેખાતું હતું. આવા વખતે મહારાજા પોતાના પુત્ર, પ્રધાન અને દિનકર સાથે રાજમા મહેલ તરફ જતા હતા. થોડી વારે તેઓ મહેલમાં જઇ પહોંચ્યા. તેમનો મહેલ આકર્ષક હતો. તે ભવ્ય મહેલનાં શિખરો કૈલાસ સમાન શોભી રહ્યાં

હતાં. તેની અંદર એક ભોંયરૂં બનાવેલું હતું. એ ભોંયરામાં અનેક જાતનાં જીવલેણ હથિયારો ગોઠવેલાં હતાં. મહેલની આસપાસ એક સુંદર ઉપવન આવેલું હતું ને તે સીતાજીની પંચવટીની સમાન શોભી રહ્યું હતું. તેની અંદર જાઇ, જુઈ, કેતકી, માલતી, મોગરો, ગુલાબ વગેરે અનેક વિવિધ પુષ્પો ખીલી રહ્યાં હતાં. આ ઉપવનમાં આરસ પત્થરથી બંધાવેલો એક સ્વચ્છ પાણીનો ઝરો હતો. તેની અંદર રંગબેરંગી કમળો ખીલી રહ્યાં હતાં. મહેલની અંદર સ્ફટિક મણિના સ્તંભો આવ્યા હતા. મહેલની દિવાલ ઉપર અનેક વીર પુરૂષોનાં ચિત્રો આલેખેલાં હતાં. મહેલની છેક પછવાડે એટલે બગીચાની આસપાસ ખાઇ ખોદેલી હતી ને તેની ઉપર થઇને આવવા જવા માટે એક પુલ બાંધેલો હતો. મહેલની અંદર મ્હોટા વિશાળ ઓરડાઓ શોભી રહ્યા હતા તથા તેને જૂદા જૂદા ભાગમાં વહેંચી નાખવામાં આવ્યા હતા. દિવાનખાતું, શયનાલય, વસ્ત્રાગાર, સલાહભુવન વગેરે માટે જૂદા જૂદા ઓરડાઓ મુકરર કરેલા હતા. વળી એક ભાગ ખાસ રાજકુમાર માટે રાખવામાં આવ્યો હતો. રાજમાતા પ્રથમથી જ સ્વર્ગવાસી થયેલાં હતાં એટલે મહેલમાં દાસીની વિશેષ સંખ્યા નહોતી. મહેલના દરેક દ્વારે પહેલવાન જેવા જણાતા પહેરેગીરો ખુલ્લી સમશેરથી પહેરો ભરતા હતા. દિવસના તથા રાત્રિના પહેરેગીરો જુદા હતા. આથી પહેરો બરાબર ભરાતો હતો. રાજ્યમાં સર્વ અમલદારો અત્યંત ધાર્મિક તથા વફાદાર હતા. પ્રજા સંપૂર્ણ સુખ ભોગવતી હતી પણ અત્યારે તો સઘળી પ્રજામાં અસંતોષ ફેલાઇ રહેલો હતો. તેનું કારણ એ જ હતું કે નગરશેઠની પુત્રી ગૂમ થઇ ગઇ હતી તથા રાજકુમારી પ્રિયનંદા ગૂમ થયાના સમાચાર સર્વને આજે જ મળ્યા હતા. પછી મહારાજા સર્વ મંડળ સાથે

મહેલમાં પ્રવેશ્યાને એક વિરામાસન ઉપર પડયા. તેમની બાજુમાં પ્રધાન રણજીતસિંહ તથા સેનાધિપતિ પ્રતાપસિંહ બેઠેલા હતા. દિનકરરાય પોતાના મહેલમાં ગયો હતો ને રાજકુમાર તો પોતાના વિશ્રામગૃહમાં જઇને એક વિરામાસન ઉપર બેઠો હતો. તે વિચારવમળમાં ગોથાં ખાવા લાગ્યો ને છેવટે સ્વગત બોલવા લાગ્યોઃ–" આહા ! મ્હારી વ્હાલી પ્રિયનંદા ! ત્હારૂં વિસ્મરણ કોઇ પણ રીતે હું આ જીવનમાં કરી શકું તેમ નથી. જાગ્રતાવસ્થામાં તેમજ સ્વપ્નાવસ્થામાં ત્હારી જ સ્નેહમયી મૂર્તિ મ્હારા મનમંદિરમાં ઉપસ્થિત થાય છે. તું હમણાં કયાં નિવાસ કરતી હશે ? શું ત્હારી પણ મ્હારા જેવી જ સ્થિતિ થઇ હશે ? તને કયો પાપી ઉપાડી ગયો હશે ? શું તે જાણતો નહિ હોય કે એક સિંહને સતાવવાથી શો સાર નીકળે છે ? અરે તને ગમે તે પાપી ઉપાડી ગયો હશે તો પણ હું તેને વિશ્વસંસારમાંથી શોધી કાઢીશ ને મ્હારી આ વ્હાલી સમશેરનો તેને ભોગ બનાવીશ. "

આમ બોલતાં બોલતાં તે પાછો આવેશમાં આવી ગયો ને એકદમ સમશેર હાથમાં પકડી સ્વગત કાંઇ બોલાવા લાગ્યો. તે આમથી તેમ ઘુમવા લાગ્યો. વળી પાછું કંઇ યાદ આવતાં સમશેરને તેણે દૂર ફેંકી દીધી ને એક વિરામાસન ઉપર પડી તે બોલવા લાગ્યોઃ–" અરે ! પ્રિયનંદા ! તને કોણ ઉપાડી ગયો હશે ? નક્કી તને ઉપાડી જનાર પેલો પાપાત્મા રાજદ્રોહી ધૈર્યસિંહ જ હોવો જોઇએ. બચ્ચા ધૈર્યસિંહ ! હવે હું ત્હારો ગમે તે રીતે નાશ કરીશ."

આમ બોલી તે પાછો પોતાના આસન ઉપરથી ઉભો થયો ને વિચાર્યું કે, " બસ હવે મ્હારી વ્હાલી પ્રાણેશ્વરીની તપાસ કરવા હું પોતે જઇશ ને પાપાત્મા ધૈર્યસિંહને તેના પાપનો બદલો આપીશ."

આવી રીતે પોતાના મન સાથે વિચાર કરીને કપડાનું કબાટ ઉઘાડયું ને તેની અંદરથી પોતાનો શિકારી પોષાક બહાર કાઢયો. કાળો સુરવાળ, કાળો પાયજામો તથા રેશમી કાળા રંગનો સાફો બાંધી દીધો તથા પોતાની રત્નજડિત સુવર્ણ મુઠવાળી સમશેર કમરે લટકાવી દીધી. કમરપટ્ટામાં પોતાના ઉપયોગમાં આવે એવાં ન્હાનાં ન્હાનાં જીવલેણ હથિયારો ખોસી દીધાં. આવી રીતે તૈયાર થઇને તે પાછો આસન ઉપર બેઠો ને વિચારવા લાગ્યો કે, "પિતાશ્રીને મળીને જાઉં કે મળ્યા વગર? ના ના, તેમને મળ્યા સિવાય જવું ઉચિત નથી. પ્રથમ તેમની રજા લેવાની જરૂર છે. તેમની આજ્ઞાનો લોપ મ્હારે નજ કરવો જોઇએ. તેમણે મ્હારા ઉપર ઘણા ઉપકારો કરેલા છે. મ્હારી માતાના મરણ પછી મ્હને તેમણે જ ઉછેરીને મ્હોટો કર્યો છે. તેમણે જ મ્હને કેળવીને આટલો હોશિયાર તથા બળવાન્ બનાવ્યો છે. એક આજ્ઞાધારક પુત્ર તરીકે પ્રત્યેક કાર્યમાં મ્હારે તેમની અનુમતિ લેવી જોઇએ. પરંતુ તેઓ મ્હને રોકી રાખશે તો શું વ્હાલીની તપાસ અર્થે મ્હારે ન જવું? તપાસ કરવા ગયા સિવાય મ્હારો જીવ શાન્ત થાય તેમ નથી, હવે હું કયો રસ્તો લઉં? એક તરફ પિતૃભક્તિ અટકાવે છે તો બીજી તરફ નિષ્કામ પ્રેમની પ્રેરણા પ્રબળ થઇ પડે છે. નિષ્કામ સ્નેહનું છેદન કેવી રીતે થાય? પ્રિયનંદા મ્હારી અર્ધાંગના છે. તે મ્હારા સુખ દુઃખની સહચરી છે. ત્યારે શું પિતૃભક્તિનું છેદન કરવું? ના ના, તે કેમ બને? પિતાનો મ્હારા ઉપર અપાર પ્રેમ છે. અરે! મ્હને આવા વિચારો ક્યાંથી સૂઝે છે? પૂજ્ય પિતાશ્રીની આજ્ઞાનું ઉલ્લંઘન મ્હારાથી નહિ જ થાય. ત્યારે હવે જવું કેવી રીતે? ચાલ જીવ, પિતાશ્રીને સમજાવીને તેમની રજા લઇને જ જાઉં. (થોડો સમય ચુપ રહ્યા પછી) પણ

પિતાશ્રીને હું કહીશ શું? તેમના આગળ લજ્જાનો ત્યાગ કરી આ વાત હું કેવી રીતે કહી શકીશ? અરે ઓ મ્હારી વ્હાલી પ્રિયનંદા! તું હવે ધીરજ ધરજે. હવે અલ્પકાળમાં જ ત્હારી પાસે હાજર થઇશ ને તને લઇ જનાર પાપાત્માને યથોચિત સજા કરી ત્હારો ઉદ્ધાર કરીશ." આમ કહી કુમાર આમથી તેમ દીવાનાની માફક ફરવા લાગ્યો. વળી પાછું કાંઇ યાદ આવવાથી તે સ્વગત કહેવા લાગ્યો કે:-"અરે ઓ મ્હારા વ્હાલા મિત્ર! તું પણ શું આ દુઃખીયારા મિત્રથી દૂર થયો કે શું? આવ આવ, એક વખત આવીને ત્હારા આ દુઃખીયારા બંધુને ધીરજ આપ." એવામાં એક યુવકે બારણું ઉઘાડી નાખ્યું ને અંદર દાખલ થઇ તે બોલ્યો:- "આ આવ્યો મ્હારા વડિલ બંધુ! આ આવ્યો. તમારી સેવા ઉઠાવવાને તમારો આ કનિષ્ટ બંધુ સદૈવ તૈયાર જ છે."

દિનકરને જોતાં જ કુમાર તેને ભેટી પડયો ને બોલ્યો કે:- "ભાઇ! તને આજે આટલી બધી વાર કેમ થઇ?"

દિનકર—બંધુશ્રી, તમારા ગયા પછી હું દરબારમાંથી મહેલમાં ગયો હતો પણ એક કે તકરારનો ચુકાદો કરવાનો હતો તેથી દરબારમાં ગયો હતો. એ કારણથી જ મોડું થયું છે.

કુમાર—વારૂ, ભાઇ શરીરે તો સુખી છે ને?

દિનકર—હા ભાઇ! પણ તમે આજે પોષાક પહેરી તૈયાર કેમ થયા છો? શિકારે જવાનો વિચાર છે કે શું?

કુમાર—ના, મ્હારૂં દુઃખ અત્યારે વૃદ્ધિ પામતું જાય છે.

દિનકર—ભાઇ! જેટલું તમને દુઃખ છે તેથી વિશેષ મ્હને છે.

કુમાર—હવે કયો રસ્તો સ્વીકારવો તે કહે?

દિનકર—કુમાર! એ સંબંધી મ્હને શું પૂછો છો? તમારો વિચાર તેજ મ્હારો નિરધાર.

કુમાર—ભાઇ ! મ્હારો તો એવો વિચાર છે કે આજે જ પ્રિયનંદાની તપાસ કરવા જવું.

દિનકર—ભાઈ ! હું પણ તમારી સાથે આવીશ. આપણે બન્ને મળીને તેમની તપાસ કરીશું.

કુમાર—પણ તેને કોણ ઉપાડી ગયું હશે ?

દિનકર—વીરસિંહના પત્રમાં તો એવું જણાવે છે કે પ્રિયનંદાને પકડી જનાર પાપાત્મા ધૈર્યસિંહ જ છે. તે જ પાપાત્મા તેમને ઉપાડી ગયો છે.

કુમાર—દુષ્ટ ! શું ધૈર્યસિંહ મ્હારી વ્હાલી પ્રિયનંદાને ઉપાડી ગયો છે ? અરે એ એક વિશ્વાસઘાતી રાજ્યદ્રોહી ગુલામ આ બળવાન્ વીર સાથે બાથ ભીંડવાને સમર્થ છે ? ના ના, એ પાપાત્મા આ સમશેરથી ઠાર થશે. તેને ઠાર કરવા માટે આ વીર એકલો જ શક્તિવાન્ છે. હું અત્યારે જ તેની તપાસમાં જાઉં છું.

આમ બોલતો રાજકુમાર એકાએક ઉભો થયો ને ચાલવા લાગ્યો કે તરત જ દિનકરે તેને રોકી રાખીને કહ્યું " હાં હાં, બંધુ ! તમે આ શું કરો છો ? અત્યારે તમે ક્યાં જશો ? જરા શાન્ત થાઓ ને વિચારી જુઓ એટલે સમજાશે કે આ ઉતાવળનું કામ નથી."

કુમાર—ભાઇ ! મ્હારા વિચાર તો પ્રિયનંદાની સાથે જ ગયા છે. જ્યારે પ્રિયનંદાનો પત્તો લાગશે ત્યારે જ મ્હારી વિચારશક્તિ પાછી આવશે. ભાઇ ! એ પ્રણયપ્રતિમાનું દર્શન હવે ક્યારે થશે ? જો તેનું દર્શન નહિ થાય તો હું ઝુરી ઝુરીને મરીશ. બસ હું આજથી પણ કરૂં છું કે લગ્ન કરીશ તો તેની સાથે જ, કરીશ નહિ તો જીંદગી સુધી કૌમાર્યવ્રત ધારણ કરીશ. પ્રિયનંદા સિવાય સંસારની સર્વ સ્ત્રીઓ મ્હારી ધર્મની ભગિની બરાબર છે."

તેને આવી રીતે બોલતો જોઇને દિનકર વચમાં જ બોલી ઉઠયાઃ–" હાંહાં કુમાર ! તમે આ શું બોલો છો ? દુર્દૈવે કદાચ પ્રિયનંદાનો પત્તો નહિ લાગે તો જીંદગી સુધી તમે દુઃખી થશો કે ?"

કુમાર—હા ભાઇ ! પ્રિયનંદા સિવાય બીજી સ્ત્રી સાથે કાળાંતરે પણ હું લગ્ન કરીશ નહિ.

દિનકર—કદાચ પિતાશ્રી જ લગ્ન કરવાની ફરજ પાડશે તો શું કરશો ?

કુમાર—આત્મહત્યા કરીશ પણ બીજીને તો નહિ જ પરણું.

દિનકર—ના ના, ઓ મ્હારા વ્હાલા બંધુ ! કોટી ઉપાયે પણ હું તેમ થવા દઇશ નહિ. પાપાત્માએ પાતાળમાં છુપાવી હશે તો પણ હું તેને શોધી કાઢીશ ને જો પાપાત્મા ધૈર્યસિંહ વચમાં અડચણ કરશે તો તે હરામી આ વીરની સમશેરથી ઠાર થશે. ગમે તેમ કરીને પણ પ્રિયનંદાનું લગ્ન હું તમારી સાથે કરાવીશ. આત્મહત્યા કરવાની કાંઇ જરૂર નથી. ચાલો કુમાર ! હું પણ તમારી સાથે આવું છું ને પાપીને શોધીને પાતાળમાં ચાંપું છું. ચાલો તૈયાર થાઓ.

કુમારે કહ્યુંઃ–" ભાઇ ! જવામાં એક મોટી હરકત નડે છે."

દિનકરે પૂછયુંઃ—" શી હરકત નડે છે ?"

કુમારઃ-એક તરફ પિતૃભક્તિ નડે છે અને બીજી તરફથી પ્રિયનંદાનો શુદ્ધ પ્રેમ આકર્ષે છે. જો પિતાશ્રીની રજા લેવા જઇશ તો તેઓ અત્રેથી જવાની રજા નહિ આપે. વળી જો રજા વિના જાઉં છું તો મ્હારી પિતૃભક્તિને આંચ આવે છે. તે જ મ્હોટી હરકત છે.

દિનકરઃ—ભાઇ ! મ્હારી પાસે તેનો એક ઉપાય છે. તમે બેફિકર રહો. હું પિતાશ્રી પાસેથી રજા લઇશ. તેઓ પ્રસન્નતાપૂર્વક રજા આપશે.

કુમારઃ—ભાઇ! એ ઉપાય શો છે તે મ્હને સત્વર કહે ને મ્હારા અધીરા મનને શાન્ત કર. હું ત્હારો ઉપકાર કદાપિ ભૂલીશ નહિ. કહે, જલ્દી કહે ?

દિનકરઃ—વડિલ ભ્રાતા! આપ ઉપકાર શબ્દનો ઉચ્ચાર ન કર. આપ મ્હારા વડિલ બંધુ છો. એક રીતે જોવા જતાં અન્નદાતા પણ છો. કનિષ્ટ બંધુનો વડિલ બંધુ પ્રત્યે એવો ધર્મ છે કે, હમ્મેશાં તેનું વચન પાળવું. કોઇ દિવસ વડિલ ભાઇનું વચન ઉથાપવું નહિ. હમ્મેશાં તેને પોતાના પિતા તુલ્ય ગણી તેની સેવા કરવી એ કનિષ્ઠનો ધર્મ છે. હું મ્હારો ધર્મ બજાવું છું, આપે આજે જ પિતાશ્રીની હાજરીમાં નગરશેઠની પુત્રીની તપાસ કરીને થોડા દિવસમાં જ તેનો પત્તો મેળવવાની પ્રતિજ્ઞા કરી છે એ આપ ભૂલી ગયા છો કે શું? એ પ્રતિજ્ઞા આ પ્રસંગે આપણા ગમનમાં ઘણી ઉપયોગી થઇ પડે તેમ છે.

આ વાત સાંભળતાં જ કુમારના હર્ષનો પાર રહ્યો નહિ. તે એકાએક બોલી ઉઠયોઃ-" ભાઇ ! આ વાત તો મ્હારા મગજમાંથી નીકળી ગઇ હતી. બરાબર યાદ કરી આપ્યું. ચાલ ત્યારે હવે મ્હને રજા આપ. પિતાશ્રીને મળી હું રસ્તે પડું છું."

દિનકર બોલ્યોઃ-" અને પછી હું શું કરીશ? તમે જંગલની અંદર દુઃખ ભોગવી રખડો ને હું અહીં સુખેથી રહું? તેમ કદાપિ નહિ બને. રામચંદ્ર વનમાં ગયા ત્યારે તેમના કનિષ્ઠ ભ્રાતા લક્ષ્મણજી તેમની સાથે જ રાજસુખ ત્યાગીને ગયા હતા ને ભરતજીએ બંધુપ્રેમને લીધે રાજસિંહાસનનો ત્યાગ કરીને ચૌદ વર્ષ સૂધી કઠિન તપ કર્યું હતું. હું પણ તમારા સુખે સુખીને દુઃખે દુઃખી છું. હું તમારી સાથે જ આવીશ."

કુમાર—ભાઇ! જેવી ત્હારી ઇચ્છા. ચાલ હવે કપડાં પહેરીને તૈયાર થા. પછી આપણે પિતાશ્રીની પાસે જઇને તેમની રજા લઇએ. એક પંથ ને દો કાજ. પદ્મિની ને પણ એ જ પાપાત્મા ઉપાડી ગયો છે.

દિનકર ઉભો થયો ને પોતાને મકાને જઇ કપડાં પહેરી ત્વરિતગતિથી કુમાર પાસે પાછો આવ્યો. દિનકરના આવ્યા પહેલાં કુમાર પણ તૈયાર થઇ ગયો હતો અને તેમ કરતાં ગમે તે ઉપાયે પ્રિયનંદાને ખોળી કાઢવાનો-ગમે તેટલાં સંકટો આવી પડે તે વેઠવાનો-બન્ને મિત્રોએ પોતાના મનમાં નિશ્ચય કર્યો હતો.

સ્હામી બાજૂના દિવાનખાનામાં મહારાજા સૂર્યસિંહ, પ્રધાન રણજીતસિંહ, સેનાનાયક પ્રતાપસિંહ વગેરે બેઠા બેઠા વિચાર કરતા હતા કે હવે કયો રસ્તો લેવો? કુમારનું લગ્ન કરવું કે નહિ? છેવટે પ્રધાન રણજીતસિંહ બોલી ઉઠયા કેઃ—"મહારાજ! છ માસ સુધી રાહ જુઓ. એ સમય દરમ્યાન પ્રિયનંદાનો પત્તો ન લાગે તો પછી કુમારનાં લગ્ન અન્ય સ્થળે કરજો."

મ્હારાજા બોલ્યાઃ-"ભાઇ રણજીતસિંહ! પ્રિયનંદા ગૂમ થયાની વાત સર્વ રાજ્યોમાં સત્વર ફેલાઇ જશે. એ વાત જાણી કોઇ રાજા પોતાની પુત્રીનું લગ્ન મ્હારા કુંવર સાથે કરવા આવે તો શું તેને ના પાડવી? ધારો કે કદાચ આપણે ના પાડી ને પ્રિયનંદાનો પત્તો પણ ન લાગ્યો તો પછી સ્હામો રાજા પોતાની પુત્રીને બીજે ઠેકાણે પરણાવી દે ને આવેલું માગું પાછું જાય. આમ હોવાથી મ્હારો વિચાર એવો છે કે, કોઇ યોગ્ય માગું આવે તો તરત જ તેને વધાવી લેવું. બોલો રણજીતસિંહ! આ વિચાર તમને ઠીક જણાય છે કે નહિ?"

પ્રધાનજી—મહારાજ! કુમારશ્રીનો વિચાર પ્રથમ જાણવો જોઇએ. આપનું કહેવું એકંદરે બરાબર છે; પણ આપના પુત્રની સાથે સગપણ કરેલી કન્યાને બીજો કોઇ ઉપાડી જાય તે આપણે જોઇ રહીએ તો આપણા કુળને કલંક લાગે. પછી તો આપ વડિલબંધુની જેવી ઇચ્છા.

મહારાજ બોલ્યાઃ—" ભાઇ! એ વાત જો કે બરાબર છે; પણ જો પ્રિયનંદાનો પત્તો લાગશે તો આપણે તેને પાછી મેળવીશું."

રણજીતસિંહઃ—તેમ નહિ. આપણે ખુદ તેની તપાસ કરવી જોઇએ ને તેને ઉપાડી જનાર હરામીને યોગ્ય શિક્ષા કરીને તેના કરેલા ગુન્હાનું ફળ તેને ચખાડવું જ જોઇએ. વળી તેજ કન્યાને કુમાર સાથે પરણાવી આપણા કુળને ઉજ્વળ કરવું જોઇએ. શું સિંહના શિકારને કોઇ અન્ય પ્રાણી લઇ શકે છે? બે દિવસ પછી હું જ પ્રિયનંદાની તપાસ કરવા જવા ઇચ્છું છું. આપણી કુળદીપક વધૂને ગમે ત્યાંથી હું શોધી કાઢી તેનો ઉદ્ધાર કરી લાવીશ.

આ પ્રમાણે વાતચિત ચાલતી હતી એવામાં પાટવી કુમાર કેશરીસિંહ તથા કુમાર દિનકર ત્યાં ઉપસ્થિત થયા. મહારાજા બન્ને કુમારોને પ્રયાણ માટે સજજ થઇ આવેલા જોઇ આશ્ચર્ય પામ્યા. બન્ને કુમારોએ આવીને મહારાજાના ખોળામાં મસ્તક નમાવ્યાં. પછી કેશરીસિંહે નમ્રતાથી કહ્યું:—" પિતાશ્રી! હું આજે જ મ્હારૂં પણ પૂર્ણ કરવાને જાઉંછું. આપ મ્હને આશીષ આપો. વળી ભાઇ દિનકર પણ મ્હારી સાથે જ આવે છે."

મહારાજા બોલ્યાઃ—" ભાઇ! તું ક્યાં જવાની ઇચ્છા રાખે છે તે મ્હને જણાવ."

દિનકર—પિતાશ્રી, નગરશેઠ બુદ્ધિપ્રસાદની પુત્રી પદ્મિનીની તપાસ કરવા અમે જઇએ છીએ. આપ પ્રસન્નતાપૂર્વક અમને રજા આપો.

મહારાજ—ભાઇ! સુખેથી જાઓ ને તમારા ક્ષત્રિયત્વને બતાવી આપો.

તરતજ બન્ને રાજકુમારો અશ્વ ઉપર સ્વારી કરીને નર્મદાનાં ભયંકર કોતરોમાં ચાલ્યા ગયા. મહારાજાએ પણ પ્રધાનજીને જવાની આજ્ઞા આપી. એટલે પ્રધાનજી તથા સેનાનાયક પોતાના મહેલ તરફ ચાલ્યા ગયા. પછી મહારાજા પોતાના શયનગૃહમાં ગયા.

## પ્રકરણ ૨૯ મું

### વીરસિંહનો વિચાર

પ્રિય પાઠકો! હવે આપણે વીરસિંહ તરફ વળીએ. વીરસિંહ પોતાના અશ્વને પુરપાટ દોડાવતો દોડાવતો આગળ ચાલ્યો જતો હતો. તેણે પ્રિયનંદાની તપાસ કરવાનું નક્કી કર્યું હતું. તેનો અશ્વ ચારે પગે ઉછળી રહ્યો હતો. વીરસિંહે છેવટે પોતાના અશ્વનો વેગ ઓછો કર્યો તથા તે અશ્વને ધીમે ધીમે ચલાવવા લાગ્યો. છેવટે તે નર્મદા નદીના પ્રવાહ આગળ ઉપસ્થિત થયો. ત્યાં તેણે અશ્વને પાણી પાયું તથા પોતે પણ પી લીધું. પછી અશ્વને જરા છુટો ચરવા મૂકીને પોતે પણ થોડે છેટે પડેલી એક પત્થરની શિલા ઉપર બેઠો. પોતાની સહચરી વ્હાલી સમશેરને પોતાની સ્હામે નીચે મૂકીને તે વિચારવમળમાં ગોથાં ખાવા લાગ્યો. તે મન સાથે વિચાર કરવા લાગ્યો. કે: "પ્રિયનંદાને કોણ ઉપાડી ગયો હશે? પ્રિયનંદાની પથારી નીચેથી જે કાપલી મળી હતી તેમાં તો દુષ્ટ ધૈર્યસિંહના જ હસ્તાક્ષર હતા. તે પાપી હમણાં ક્યાં રહેતો હશે? હાય ઓ વિભુ! ત્હેં શું ધાર્યું હશે તેની કોને ખબર પડે? હશે, જે થવાનું

હશે તે થયા જ કરશે; પણ હું મ્હારી વ્હાલી વ્હેન પ્રિયનંદાનો પત્તો તો મેળવીશ જ. ઓ ધૈર્યસિંહ! ત્હેં પણ શું કરવા ધાર્યું છે? મહારાજ જે ત્હારા પિતા સમાન હોઈ ત્હારા પાળક અને અન્નદાતા છે તેમને દુઃખી કરવા જતાં ઇશ્વરનો કોપ ત્હારા ઉપર અવશ્ય ઉતરશે; છેવટે જ્યારે ત્હારાં પાપોના પ્રાયશ્ચિત્તનો સમય ઉપસ્થિત થશે ત્યારે ત્હારા પશ્ચાત્તાપનો પાર રહેશે નહિ. વળી જ્યાં સૂધી આ વીરસિંહ હયાત છે ત્યાં સૂધી મહારાજના એક વાળને પણ તું વાંકો કરી શકનાર નથી. અરે ઓ વિષયલંપટ હયવાન! હવે ત્હારો કાળ ત્હારી નજીક આવે છે. નરાધમ! ત્હેં પ્રિયનંદાને પાતાળમાં છુપાવી હશે તો પણ હું ત્હારો પત્તો મેળવીશ. ઓ નાલાયક નામર્દ વ્હાયલા, તું એક વખત મ્હારી નજરે પડે એટલીજ વાર છે. એ પ્રભુ! તું મ્હને મદદ કર. આમ બોલતો વીરસિંહ ઇશ્વરનું સ્મરણ કરી મૃદુ સ્વરે સ્વગત ગાવા લાગ્યો.

"દીન પર દયા કરોને દયાળ, તમે છો ભક્ત તણા પ્રતિપાળ;
સેવક વા'રે વિભુજી ચઢજો, આપ તણું આ બાળ.
સરજનહાર હે વ્હેન વિયોગે, બંધુ જીવન સુકાય;
પાપીને શિક્ષા દીધા વિણ, શાન્ત ન અંતર થાય.
ધર્મ ચુકું ના, કર્મ ચુકું ના, મ્હારું એજ નિશાન;
વ્હેન બચાવા માટે મ્હારાં, અર્પું જીવન મન પ્રાણ.
વીર પિતાનો વીરનંદન હું, વીરતાનું સ્તનપાન;
વીરત્વ મ્હારૂં દર્શાવીને, લઉં શત્રુનો જાન."

આ ગીત ગાઇ રહ્યા પછી વીરસિંહે સૂર્યને નમસ્કાર કર્યા ને પાછો તે વિચારમાં પડ્યો. તે પોતાના મન સાથે વિચાર કરવા લાગ્યો કેઃ—"હવે પ્રિયનંદાની તપાસ ક્યાંથી મેળવવી? ઓ મ્હારા

વ્હાલા પિતાશ્રી, હાલમાં તમે ક્યાં નિવાસ કરતા હશો? હાય! જે નરરાક્ષસે તમારૂં ખૂન કર્યું છે તે દુષ્ટનું લોહી રેડીશ ત્યારે જ મ્હારા અંતરમાં સળગી ઉઠેલો વેરનો પ્રચંડ જ્વાળામુખી શાન્ત થશે. બ્હેન પ્રિયનંદાને પણ તેજ પાપી ઉપાડી ગયો છે એમાં લેશ પણ સંદેહ નથી. પણ તે દુષ્ટ ક્યાં રહેતો હશે? શું તે પાપાત્મા નર્મદાનાં કોતરોમાં જ રહેતો હશે? બીજા કોઇ ગુપ્ત ઠેકાણે તો તે નહિ રહેતો હોય? તે ગમે ત્યાં રહેતો હશે તો પણ હું તેનો પત્તો અવશ્ય મેળવીશ. દુષ્ટાત્મા ધૈર્યસિંહ તું નરાધમ નીચ છે. ત્હારાં પાપ અમાપ છે. ત્હેં ન કરવાનાં કામો કર્યાં છે; પણ જ્યારે ત્હારાં પાપનો કુંભ ભરાઇ જશે ત્યારે ત્હારો નાશ આ વીરસિંહને હાથે જ થશે. ઓ હરામી, હવે ત્હેં આ સૂતેલા સિંહને જાણી જોઇ જાગ્રત કર્યો છે. ત્હારા આ કાર્યનું કેવું ફળ મળે છે તેનો અનુભવ હવે કરી જોજે.”

આટલું બોલતાં બોલતાં તેનું શરીર શૌર્યથી કંપવા લાગ્યું. તેની ભ્રુકુટી વચ્ચે કરચલીઓ પડવા લાગી. તેનાં બન્ને નેત્રોમાંથી જાણે અગ્નિકણાની વૃષ્ટિ થવા લાગી.

---

## પ્રકરણ ૩૦ મું

---

## યોગિનીનો પ્રપંચ

હવે આપણે યોગિની તરફ વળીએ. તેણે પોતાની સુંદર આંગળીઓ સીતાર ઉપર ફેરવી ગાવાનું શરૂ કર્યું. તે ગાયન પૂર્ણ કરી રહી તો પણ સ્હામે બેઠેલા યુવકનું લક્ષ્ય તેના તરફ આકર્ષાયું નહિ. યોગિનીએ યુવક તરફ જોયું તો એ યુવક પોતાનાં નેત્રો નીચે ઢા-

ળીને વિચારમાં તલ્લીન થઇ ગયેલો દેખાયો. હવે યોગિની વિચારવા લાગી કે: "અરે ! મ્હેં આવું મધુર ગાયન ગાયું તો પણ તે યુવકની નજર મ્હારા તરફ આકર્ષાઇ નહિ. તેને સપડાવતાં બહુ મુશ્કેલી નડશે એમ લાગે છે. હવે તેને હું પાસે કેવી રીતે બોલાવું ? ગાયન સાંભળી તે મ્હારી પાસે આવે તેમ લાગતું નથી ત્યારે હવે હું શું કરૂં ? ( થોડો વખત વિચાર કરી ) ચાલ, તેની પાસે જાઉં." આમ વિચારી યોગિની ઉભી થઇને પોતાનાં કપડાં ઠીક કરીને તેણે સીતાર ખભે ભરાવી દીધું ને તે હંસગતિથી ધીમે ધીમે સ્હામે બેઠેલા યુવક તરફ જવા લાગી. છેવટે તે યુવકની નજીક જઇ પહોંચી ને પછવાડે ઉભી રહી. તેણે મન સાથે વિચાર કર્યો કે, "આ યુવકને બોલાવવો કે નહિ ? બોલાવ્યા સિવાય બીજો માર્ગ નથી." આમ વિચારી તેણે બેઠેલા યુવકના ખભા ઉપર પોતાના સુકોમળ હસ્તનો સ્પર્શ કર્યો. વિચારગ્રસ્ત બેઠેલા યુવકને રમણીના કોમળ હસ્તનો સ્પર્શ થતાં જ તેણે ચમકીને પાછું જોયું તો ભગવા વેષમાં એક યોગિનીને તેણે જોઈ. તેને જોતાં જ તે ઉભો થઇ ગયો તથા ભેદકદૃષ્ટિથી તેના સ્હામું જોયું. હવે યોગિની બોલી:-"કુમાર ! હું પૂછું તેનો યોગ્ય ઉત્તર આપશો કે ?"

યુવક--બોલો દેવિ ! આપ મ્હને શું પૂછવા ઇચ્છો છો ?

યોગિની--યુવક ! આપનું નિવાસસ્થાન ક્યાં છે તથા આપ કોણ છો તે મ્હને જણાવો.

યુવક--જ્યાં સૂધી આપની ઓળખ મળી નથી ત્યાં સૂધી હું મ્હારી ઓળખ આપી શકું તેમ નથી.

યોગિની--કુમાર ! હું એક સાધ્વી સ્ત્રી છું ને આ સંસાર ઉપર તિરસ્કાર ઉપજવાથી મ્હેં આ સંસારની માયાનો ત્યાગ કર્યો છે. મ્હારે માટે આપ નિશ્ચિંત રહો ને જણાવો કે આપ કોણ છો ?

યુવક—દેવિ! હું મ્હારી ઓળખ આપવાને અસમર્થ છું તો તે માટે મ્હને માફ કરશો. જ્યાં સૂધી મ્હને આપની સંપૂર્ણ ઓળખ નહિ મળે ત્યાં સૂધી હું આપને મ્હારી ઓળખ નહિ આપી શકું.

યોગિની—જેવી તમારી ઇચ્છા. હું એક વખત તો કહી ચુકી છું કે મ્હેં ભેખ ધારણ કરેલો છે. મ્હારા ઉપર શક લાવવાની શી જરૂર છે?

યુવક—તે વાત ખરી, પણ મ્હારો અત્યારે સમય જ એવો છે કે તમે તો શું પણ સ્વયં પાર્વતી માતા પોતાનું સ્વરૂપ બદલી મ્હારી ઓળખ માગે તો પણ હું તેમના તે ગુપ્ત વેષને મ્હારી ઓળખ ન આપી શકું. અત્યારે એવો સમય છે કે કોઇને ફસાવવાને પુરૂષો પણ સ્ત્રીવેષ ધારણ કરે છે. તેથી જ હું આપને મ્હારી ઓળખ આપી શકતો નથી.

યોગિની—શું હું પુરૂષ છું? તમે આવું જ અવલોકન કરો છો કે? એક વખત ઊંચી નજરૂ કરીને જુઓ તો ખરા કે હું કોણ છું?

યુવક—દેવ! તમે ગમે તે હો; પણ પરસ્ત્રી તરફ નજર કરી તેના અવયવો ન જોવા એજ હું મ્હારો ધર્મ સમજું છું.

યોગિની—કુમાર! તમે ભૂલો છો. કુદરતી રચનાનું અવલોકન પ્રત્યેક મનુષ્યે કરવું જ જોઇએ.

કુમાર—દેવિ! આપ આ શું બોલો છો? સ્ત્રીજાતિમાં એવી મોહિની ભરેલી છે કે જો તેના અવયવોનું બારીકીથી અવલોકન કરીએ તો અંતરમાં વિકારભાવ ઉત્પન્ન થાય. એવા કુવિચારોને મગજમાં આવવા દેવા તે પણ એક જાતનો વ્યભિચાર છે માટે આપના દેહાવયવનું નિરીક્ષણ કરવાની મ્હારે કંઇ જરૂર નથી.

યોગિની—ત્યારે તમે તમારી ઓળખ નહિ જ આપો ?

યુવક—ના.

દેવી—તેનું કારણુ ?

યુવક—તે જાણુવાની તમને શી જરૂર છે ?

દેવી—જ્યારથી આ સંસારને તિલાંજલિ આપી છે ત્યારથી જ મ્હેં એવું પણુ કરેલું છે કે આ આખા સંસારમાં ભ્રમણુ કરવું તથા જો કોઇ દુઃખી માણુસ હોય તો તેને યથાશક્તિ મદદ કરવી. તમે પણુ મ્હને દુઃખી જણુાઓ છો. આમ માનવાનું કારણુ એજ છે કે અત્યારે આવી વિકટ જગ્યાએ તમે ચિંતામગ્ન બેઠેલા છો ને વળી મ્હેં એકાદ પ્રભુભજન ગાયું તો તે પણુ તમે સાંભળ્યું નહિ. આ- ટલા ઉપરથી તમે દુઃખશોકથી શોકાતુર છો એમ સ્પષ્ટ સમજી શકાય છે. સંસારના શોકતાપથી દુઃખી થતા માનવને યથાશક્તિ સહાયતા કરવી એજ મ્હારા આ સંસારત્યાગી જીવનનું મુખ્ય વ્રત છે.

તેનું આવું બોલવું સાંભળીને વીરસિંહ ક્ષણુ કાળ માટે સ્તબ્ધ બની ગયો ને પોતાના મન સાથે વિચારવા લાગ્યોઃ " શું આ ખરે. ખર દેવી જ હશે ? ના ના, તેનું મુખ જોતાં તો તે કપટી જ લાગે છે. હવે મ્હારે તેને શો જવાબ આપવો ? શું તેને મ્હારી ઓળખ આપવી ? ના ના, તે દેવી હોય તો પણુ આવા કટાકટીના સમયમાં પરિચય આપવો શ્રેયષ્કર નથી. " આમ વિચારી તેણુે પાછું એક વખત યોગિનીના સ્હામે જોયું ને મુખ નીચું કરી વિચારવા લાગ્યોઃ- " આ પુરૂષ નથી તે વાત નક્કી છે. આનું મુખ તથા સઘળા શા- રીરિક અવયવો સ્ત્રીના જેવા જ છે; આમ છતાં તેને ઓળખ આપવી ઉચિત નથી. "

વીરસિંહને આવી રીતે વિચારમાં પડેલો જોઇને યોગિની મૃદુ

મૃદુ હસતી બોલી: "શા વિચારમાં પડેલા છો ? હવે મ્હને ઓળખ આપશો કે ?"

યુવક—ના, મ્હારી ઓળખ તો આપને નહિ જ મળે.

યોગિની—હજી તમને મ્હારા ઉપર ભરોંસો નથી આવતો કે શું ?

યુવક—ભરોંસો તો આવે છે; પણ મ્હારો એવો નિયમ છે કે આવા કટોકટીના સમયમાં અપરિચિત માણસને પોતાનો પરિચય ન આપવો. એમ કરવામાં જ કલ્યાણ છે.

યોગિની—કુમાર ! આપે ચાલાકી તો બહુ જ વાપરી હોં. પણ હું તમને ઓળખી ગઇ છું, સમજ્યાને ? શું આ તમારી દાસી તમને ઓળખ્યા વિના રહે ખરી કે ?

આટલું બોલતાં તો યોગિનીને ભયની કંપારી છૂટી. તેનું કારણ એ હતું કે યોગિની આ યુવકને પુરેપુરી રીતે ઓળખતી નહોતી પણ તેની પાસે જે પ્રમાણો હતાં તે બધાં આ યુવકને જોતાં જ મળી ગયાં હતાં. તેથી જ તેણે કહ્યું હતું કે 'હું આપને ઓળખું છું.' પણ તેને ભય પામવાનું કારણ એટલું જ હતું કે વખતે આ કોઇ પોતાના ધારેલા પુરૂષ કરતાં જૂદો નીકળે તો તો તેને તેના આગળ લાચાર બનવું પડે !

યોગિનીના શબ્દો સાંભળી યુવક વિચારમાં પડયો. તેણે વિચાર્યું કે, "આ યોગિની શું વદે છે ? તે કહે છે કે 'હું આપને ઓળખું છું. આ તમારી દાસી તમને ઓળખ્યા વિના રહે ખરી ?" કે તેને આવું બોલવાનું શું કારણ હશે ? આ એક યોગિની છે. તે હમણાં જ કહેતી હતી કે 'મ્હને સંસાર ઉપર વિરાગ ઉપજવાથી જ મ્હેં ભેખ ધારણ કરેલો છે.' વળી સંસારનાં દુઃખી મનુષ્યોનાં દુઃખ દૂર કરવાનું તેણે પણ લીધેલું છે. આમ છતાં તે આવું કેમ વદે છે ? પૂરતો

વિચાર કરતાં એમ લાગે છે કે એ કોઇ વેશધારિણી છે. મ્હારો પરિચય આપવાની જરૂર નથી. મ્હારો પરિચય મેળવવા માટે જ તે આવી પ્રપંચજાળ પાથરે છે એ નિસ્સંદેહ છે. ઠીક, હું પણ હવે જોઉં કે શું થાય છે ?"

યુવકને વિચારમાં પડેલો જોઇને યોગિની બોલી:-"બોલતા કેમ નથી ? ભદ્રપુરના મહુમ દીવાન વીરકેતુના વીરપુત્ર વીરસિંહ તે આપજ કે કોઇ બીજા ?"

અપરિચિત મનુષ્યના મુખથી પોતાનું નામ સાંભળીને વીરસિંહ આશ્ચર્ય પામ્યો.

યોગિની બોલી:-" કેમ કુમાર ! આપ જ વીરસિંહ છો ને ?"

યુવક--દેવિ ! આપ ભૂલતાં હશો. પરપુરૂષને વીરસિંહની ઉપમા આપતાં શરમાતાં નથી ?

આ સાંભળીને યોગિની વિચારમાં પડી ગઇ; પણ પાછી હીંમત ધરીને બોલી:-" વાહ વાહ ! વીરસિંહજી ! આપને બધાં ભૂલે પણ આ આપના સ્નેહની તરસી સેવિકા આપને ભૂલે ખરી કે ?"

આ શબ્દો સાંભળી વીરસિંહથી બીજું કંઇ બોલી શકાયું નહિ. તે બોલ્યો કે:-" હા દેવિ ! હું પોતે જ વીરસિંહ છું તથા મ્હારી પ્રિય બગિની પ્રિયનંદાની શોધમાં હું નીકળ્યો છું."

યોગિની—તમારી તપાસમાં પરમાત્મા તમને યશસ્વી કરો એવી મ્હારી એ પ્રભુના ચરણોમાં પ્રાર્થના છે.

કુમાર—યોગિનિ ! તમે મ્હને ઓળખી કાઢ્યો ખરો; પણ હું તમને ઓળખી શકતો નથી.

યોગિની—કુમાર ! તમે કોઇ દિવસે વિલાસવતીનું નામ સાંભળ્યું છે કે ?

વીરસિંહ--ના દેવિ! એ નામ તો હું આજે જ સાંભળું છું. કહો જોઇએ કે તમે કોણ છો ?

યોગિની--હું એક રાજ્યની પ્રધાનપુત્રી છું. તમારાં યશોગાન સાંભળીને તમારી મોહનમૂર્તિને મ્હેં મ્હારા હૃદયમાં સ્થાન આપ્યું છે. તમને મળવાના હેતુથી જ મ્હેં આ વેષ લીધો છે. તમે કૃપા કરી મ્હારો સ્વીકાર કરો.

યુવક--પણ તમે કયા રાજ્યનાં પ્રધાનપુત્રી છો તે મ્હને કહો. ત્યાર પછી હું તમારી માગણીનો વિચાર કરીશ.

યોગિની--વીરસિંહ! હું સૂર્યપુરના પ્રધાન રણજીતસિંહની પુત્રી છું તથા મ્હારા ભાઇનું નામ દિનકરરાય છે. તે તમને બહુ તિરસ્કારે છે તથા હું તમારી સાથે લગ્નથી જોડાઉં એ વાત તેને બિલ્કુલ પસંદ નથી. હમણાં રાજકુમાર તથા મ્હારા ભાઇ અમારા નગરશેઠની પુત્રી પદ્મિનીની તપાસ અર્થે ગયા છે. એ સમયનો લાભ લઇને હું આવા વેષે આપને મળવા માટે આવી છું. આપ મ્હારો સ્વીકાર કરો.

તેનું આવું બોલવું સાંભળીને આપણો ચાલાક વીરસિંહ વિચારવા લાગ્યો કે-“ નક્કી આમાં કાંઇ ભેદ સમાયલો છે. દિનકરરાય ઘણી વખત મ્હને મળેલો છે. પણ મ્હેં તેના મુખથી કોઇ દિવસે સાંભળ્યું નથી કે તેને એક વિલાસવતી નામે બ્હેન છે! વળી આ તો કહે છે કે દિનકર મ્હારો ઘણો તિરસ્કાર કરે છે. એ વાત પણ સર્વથા અશક્ય છે. કારણ કે દિનકર કાળાંતરે પણ મ્હારો તિરસ્કાર કરે તેમ નથી. નક્કી આ શત્રુનું જ કોઇ માણસ છે. મ્હને સપડાવવાને માટે પાપાત્મા ધૈર્યસિંહ જ આ કોઇ પાપિણીને મોકલી હોવી જોઇએ. પણ જ્યારે હું તેને ફસાવું ત્યારે જ મ્હારૂં નામ વીરસિંહ.”

આમ વિચારીને વીરસિંહ બોલ્યોઃ-“ શું તમે પ્રધાન રણજીતસિંહની

કન્યા છો ? ત્યારે તમે મ્હને પ્રથમથી જ તમારી ઓળખાણ કેમ ન આપી ? તમારે આત્મગોપન કરવાનું શું પ્રોજન હતું ?"

યોગિની—વીરસિંહજી, આપની ચાલાકીની પરીક્ષા કરવા માટે જ મ્હેં થોડા વખત આત્મગોપન કર્યું હતું.

વીરસિંહ—ઠીક ત્યારે. મ્હારી પરીક્ષા કરી તમે શા નિર્ણય ઉપર આવ્યાં ?

યોગિની—ઓ વીરસિંહ ! તમે મ્હારી મશ્કરી કરવાનું છોડી દ્યો ને મ્હારા હૃદયને શાન્ત કરો.

વીરસિંહ—તમને શી વેદના થાય છે તે મ્હને જણાવો. જો તમારી વેદના મ્હારાથી દૂર થાય તેવી હશે તો હું તે અવશ્ય દૂર કરીશ.

યોગિની—વીરસિંહ ! આપ મ્હારો સ્વીકાર કરો તથા મુખમાંથી એક વખત એમ કહો કે 'તું મ્હારી દાસી થવાને લાયક છે.'

વીરસિંહ—તમે જે કહો છો તે બની શકે તેમ નથી. તમે જાણતાં હશો કે મ્હારૂં હૃદય મ્હારી વ્હાલી કાન્તાને હું અર્પણ કરી ચુકયો છું.

યોગિની—શું તમે પેલી લુચ્ચી કાન્તાનો તમારો પ્રેમ અર્પણ કર્યો છે ? સ્રીજાતિની તમે આવી જ પરીક્ષા કરો છો કે ? કાન્તા ઘણી લુચ્ચી છે. તેની સાથે પ્યારમાં પડી તમે ઘણું અનુચિત કામ કર્યું છે. મ્હારૂં કહ્યું માની તેને હમ્મેશાંને માટે છોડી દ્યો ને તેની સાથે લગ્ન કરવાનો વિચાર હોય તો તે માંડી વાળો.

આ સાંભળીને વીરસિંહ પાછો વિચાર કરવા લાગ્યો: "વાહ ! આ રાંડ ચાલાકી વાપરવામાં તો ઘણી પહોંચેલી દેખાય છે. પણ એ રાંડને ક્યાં ખબર છે કે આ વીરસિંહ તેના માથાનો છે. તે એક સાથે દિનકર અને કાન્તા ઉપરથી મ્હારૂં મન ઉઠી જાય એવો

પ્રપંચ કરે છે; છતાં દુષ્ટા જાણુતી નથી કે આ વીરસિંહ કોઇથી પણુ છેતરાય તેમ નથી. સ્વયં ઉર્વશી, રંભા કે મેનકા આવે તો પણુ આ વીરસિંહનું મન કદાપિ ચલાયમાન થાય તેમ નથી. આ રાંડની શી ગુંજાસ છે કે તે મ્હારા જેવા અડગ હૃદયના યુવકને પોતાની પ્રપંચજાળમાં ફસાવી શકે? ચાલ, હું પણુ તેની સાથે પ્રપંચ બાજી રમવાની શરૂઆત કરૂં ને જોઉં કે તે હવે શું કરવા ઇચ્છે છે?"

વીરસિંહને વિચારમાં પડેલો જોઇને યોગિની મૃદુ મૃદુ હસતી હસતી વિચારવા લાગીઃ—" મ્હારી જાળની અસર આ માછલા ઉપર બરાબર થઇ છે તથા તે હવે મ્હારી જાળમાં બરાબર સપડાય તેવું લાગે છે."

આ પ્રમાણે ઉભયના અંતરમાં એકબીજાંને ફસાવવાના વિચારો ચાલતા હતા. થોડા સમય પછી યોગિની ઉચ્ચ સ્વરે બોલીઃ—" વીરસિંહજી, તમે શા વિચારમાં પડી ગયા છો?"

વીરસિંહ——તમે કહો છો કે કાન્તા કુલટા છે એ વાત શું ખરી છે? તમે જૂઠું તો બોલતાં નથી ને?

યોગિની——ના ના, મ્હારે જૂઠું બોલવાનું શું કારણુ છે?

વીરસિંહ——જો એમજ હોય તો હું આજથી જ કાન્તાના પ્યારને તિલાંજલિ આપું છું ને હું અત્યારે જ નગરમાં જાઉં છું. કાન્તાને હું બરાબર શિક્ષા કરીશ ત્યારે જ મ્હારો જીવ શાન્ત થશે.

યોગિની——ના ના કુમાર! એમ કરવાની કાંઇ જરૂર નથી. હવે રાત્રિ પડવાની તૈયારી છે. અહીંથી તમારૂં નગર દૂર હોવું જોઇએ. ચાલો, અહીંથી થોડે દૂર એક મ્હારો પરિચિત ભીલ રહે છે. તેની ઝુંપડીમાં આજની રાત્રિ આપણે બન્ને પસાર કરીએ.

વીરસિંહ——ના ના, મ્હારૂં નગર અંહીંથી ફક્ત ત્રણુ ગાઉ દૂર છે. રાત્રિ પડતાં પહેલાં હું મ્હારા નગરમાં પહોંચી જઇશ તથા સ્હ-

વારમાં હું તમને આવી મળીશ. વળી તમે મ્હારી સાથે આવવા ઇચ્છતાં હો તો બેલાશક ચાલો. તમારે ત્યાં વિશેષ અડચણ વેઠવી પડશે નહિ. તમારે ફક્ત કેદ જ ભોગવવી પડશે.

યોગિની--કુમાર ! મ્હારે કેદ ભોગવવી પડશે કે ?

વીરસિંહ---હાસ્તો.

યોગિની--તેનું કારણ ?

કુમાર--તમે મ્હારા જેવાનું પણ મન હરણ કરી લીધું છે તેના બદલામાં તમારે મ્હારા હૃદયમંદિરમાં કેદ થઇ રહેવું પડશે.

આ શબ્દો સાંભળી યોગિની હસી પડીને બોલીઃ-" વાહ વાહ કુમાર! તમે બોલવામાં ઘણા ચાલાક જણાઓછો. પણ મ્હારાથી આજે તમારા નગરમાં આવી શકાશે નહિ; કારણ કે જો મ્હને કોઇ ઓળખે તો મ્હારે માથે કલંક લાગ્યા સિવાય રહે નહિ."

વીરસિંહ--જેવી! તમારી ઇચ્છા. લ્યો, હવે હું રજા લઇશ ને સ્હવારે તમને મળીશ.

યોગિનીએ કહ્યુંઃ-" વારૂ. "

તરત જ વીરસિંહે પોતાનો અશ્વ તૈયાર કર્યો ને તે તેના ઉપર સ્વાર થયો એટલે યોગિની બોલીઃ-" નાથ ! તમે મ્હને સ્હવારે આવી મળવાનું કહો છો પણ હું મધ્યરાત્રિ સૂધી તમારી વાટ જોઇશ. તમે ત્યાં સૂધીમાં નહિ આવો તો હું મ્હારો પ્રાણનો ત્યાગ કરીશ."

તેનું આવું બોલવું સાંભળીને વીરસિંહે કહ્યુંઃ-" હું મધ્યરાત્રેજ અહીં આવીશ." આમ કહી વીરસિંહે પોતાના અશ્વને ભયંકર તેજ આગળ દોડાવી મૂકયો તથા યોગિનીએ પણ વીરસિંહના ગયા પછી પોતાનો રસ્તો લીધો.

# પ્રકરણ ૩૧ મું

## નવીન સેનાધિપતિ

સાંજના ચારેક વાગ્યાનો સમય થઈ ગયો હતો. પક્ષીઓ આમથી તેમ ઉડી પોતાનો ચારો ચરી રહ્યાં હતાં. નર્મદાના પ્રવાહનો પ્રચંડ ધ્વનિ સાંભળવામાં આવતો હતો. નર્મદાની બાજૂમાં એક ભયંકર નેળ આવેલી હતી. એ નેળ ભયંકર કોતર અથવા ધોધના નામે ઓળખાતી હતી; કારણ કે તે અત્યંત ભયંકર હતી તથા તેની અંદર અનેક જાતનાં હિંસક પશુઓનો વાસ હતો. એ નેળનું વર્ણન આ વાર્તામાં આવી ગયેલું હોવાથી અત્રે તેનો પુનરૂલ્લેખ કરવાની જરૂર નથી. તે ભયંકર નેળના મુખ આગળ એક પચીસ વર્ષનો બળવાન બાંધાનો યુવક બેઠેલો હતો. તેણે મસ્તક ઉપર એક ગુલાબી રંગનો સોનેરી રેશમી સાફો બાંધેલો હતો તથા બદન ઉપર રેશમી લીલા રંગનો પાયજામો ધારણ કરેલો હતો. તેની કમરે તલ્વાર ઝૂલી રહી હતી. કમરપટ્ટામાંતમંચો, કટાર વગેરે શસ્ત્રાસ્ત્રો ખોસેલાં હતાં. તેની આંખો મોહક તથા સુંદર દેખાતી હતી. તેના વાંકડીઆ વાળ પીઠ ઉપર લટકતા હતા. તે અત્યારે નીચું મુખ કરીને વિચારમાં પડેલો જણાતો હતો. તે સ્વગત બોલવા લાગ્યોઃ—" હજી સૂધી કુમાર વીરસિંહ કેમ આવ્યા નહિ હોય ? શું તે દુષ્ટોના પ્રપંચનો ભોગ તો નહિ થયા હોય ? વખત તો ક્યારનો થઈ ગયો છે ને સાંજ પડતાં પહેલાં મ્હારે નગરમાં પહોંચવું જ જોઇએ. હવે મ્હારે શું કરવું ? '

એ યુવક આ પ્રમાણે વિચાર કરતો હતો તેવામાં દૂર એક યોગિની તેની નજરે પડી. તે યોગિની એક અશ્વ ઉપર સ્વાર થઈ હતી. ગુલાબસિંહે યોગિનીને જોઇ તથા તેનો અશ્વ પણ જોયો.

તેનાં ચપળ ચક્ષુઓએ તરત જ અશ્વને ઓળખી કાઢ્યો ને તે બોલ્યોઃ–" અરે ! આ તો મ્હારો જ અશ્વ છે ! શું મ્હારો અશ્વ લઇને એ યોગિની ચાલી જાય છે ! ચાલ હું તેની પાસે જઇ પરવસ્તુ-હરણનું ફળ તેને ચખાડું." સ્વગત આમ કહી પોતાની સમશેર સજ્જ કરી તે ઉભો થયો. જોયું તો યોગિનીએ અશ્વને પૂરપાટ દોડાવ્યો હતો. અશ્વ ક્ષણે ક્ષણે પોતાનો વેગ કમી કરી પાછળ હઠવાનો પ્રયત્ન કરતો હતો; પણ યોગિની તેને એક ઝાડની ડાળીથી મારતી હતી. પ્રહાર થવાથી અશ્વ ચારે પગે ઉછળતો હતો. ગુલાબસિંહે આવો પ્રકાર જોઇ સ્વગત વિચાર્યું કે, " એ યોગિની દૂર જતી રહેલી હોવાથી તેને પકડી શકાય તેમ નથી. ઘોડેસ્વાર હોવાથી પગે ચાલી તેની પુઠ લેવાથી પકડાશે નહિ. તેને આ પીસ્તોલથી ઠાર કરવાની જરૂર છે." આમ વિચારી તરત જ પોતાની વ્હાલી પીસ્તોલ કમરપટ્ટામાંથી તેણે બ્હાર ખેંચી કાઢી તથા યોગિની તરફ નેમ તાકીને ઘોડો પાડયો. ઘોડો પડતાં જ એક મ્હોટો અવાજ થયો ને આખી નેળ ગર્જી ઉઠી. તે ગોળી સનનન કરતી યોગિનીની બાજૂમાં થઇને નીકળી ગઇ. અવાજ થતાં જ યોગિની ચેતી ગઇ કે 'ઘોડાનો માલિક નજીક આવેલો છે.' આમ વિચારી ઘોડાને તેણે પૂરપાટ દોડાવ્યો. પીસ્તો-લના અવાજથી આખી નેળમાં તેનો ભયંકર પ્રત્યાઘાત થયો. નેળમાં વસતાં હિંસક પ્રાણીઓ ખળભળી ઉઠયાં તથા એક દીપડો ઘુરઘુર અવાજ કરતો નેળ બ્હાર આવ્યો. તેણે આપણા યુવકને ઉભેલો જોયો. એ યુવક ગુલાબસિંહ હતો. દીપડો ગુલાબસિંહની નજીક આવ્યો. ગુલાબસિંહનું લક્ષ્ય પોતાના અશ્વ તરફજ હતું. દીપડો તેને ઝાલવાની તૈયારીમાં હતો. દીપડો જેવો ઉછળ્યો કે બીજી બાજૂએથી એક અશ્વારોહી ત્યાં આવી પહોંચ્યો ને અશ્વ ઉપરથી છલંગ મારી પોતાની સમશેરથી તેણે દીપડાના અંગના બે ભાગ કરી

નાખ્યા. દીપડો તરત જ રામશરણ થઇ ગયો. હવે આવનાર યુવકે તે પુરૂષ તરફ જોયું તો તરતજ તેને ઓળખ્યો ને વિચારવા લાગ્યો:– "ગુલાબસિંહે અવાજ શા માટે કર્યો હશે તથા તે હાથમાં પીસ્તોલ પકડીને સજ્જ થઇને કેમ ઉભો હશે?" ગુલાબસિંહને હજી ખબર નહોતી કે પોતાની પછવાડે કોણ ઉભું છે? છેવટે આવનાર યુવક બોલ્યો:-"ભાઇ ગુલાબસિંહ! તમે તમારા દેહનું રક્ષણ આવી રીતેજ કરો છો કે?" આ શબ્દો સાંભળીને ગુલાબસિંહ ચમક્યો તથા પાછળ મુખ ફેરવીને જોયું તો તો પોતાના પ્રિય મીત્ર વીરસિંહને તેણે જોયો. તેને જોતાં જ ગુલાબસિંહના હર્ષનો પાર રહ્યો નહિ. આનંદના આવેશથી તે વીરસિંહને ભેટી પડયો ને બોલ્યો:– "કુમાર! તમે અત્યાર સૂધી ક્યાં ગયા હતા? દુષ્ટોનો પત્તો મળ્યો કે નહિ?"

વીરસિંહ—ભાઇ ધીરજ ધરો. આજે સાધારણ પત્તો મળ્યો છે માટે જ હું તમારી પાસે આવ્યો નહિ. જો તેમ ન હોત તો તમને ક્યારનોય મળ્યો હોત.

એમ કહીને પોતાને વીતેલી સઘળી વાત તેણે ગુલાબસિંહને કહી સંભળાવી ને યોગિની તથા પોતાની વચ્ચે થયેલી વાતચિત પણ તેણે તેને સંભળાવી. હવે જ ગુલાબસિંહને ખબર પડી કે, દીપડાએ તેના ઉપર હુમલો કર્યો હતો ને એ પ્રસંગમાંથી કુમારે તેનો બચાવ કર્યો હતો. વીરસિંહની સઘળી હકીકત સાંભળીને ગુલાબસિંહ બોલ્યો:– "ભાઇ! નક્કી તે દુષ્ટનું જ માણસ હોવું જોઇએ. હું સારી રીતે જાણું છું કે, દિનકરરાયને બ્હેન છે જ નહિ."

વીરસિંહ—ભાઇ! તમારે અત્યારે અત્રે જ રહેવું પડશે; કારણ કે તે દુષ્ટ મધ્યરાત્રે પુનઃ મ્હને અહીં જ મળનાર છે. હું તેને જે સ્થળે મળ્યો હતો તે જ સ્થળે એ બેસી રહી હશે!

ગુલાબસિંહ—રામ રામ કરો. તે દુષ્ટા મ્હારોજ અશ્વ લઇને અહીંથી પલાયન કરી ગઇ છે. તેને મારવાની ખાતર જ મ્હેં પીસ્તોલ છોડી હતી. મ્હારૂં ચિત્ત તેના તરફ હોવાથી દીપડાના હુમલાનું મ્હને ભાન નહોતું.

ચાલો પાઠકો! આપણે આ બન્નેને અહીં મૂકીને યોગિની તરફ વળીએ. વીરસિંહના ગયા બાદ યોગિનીયે વિચાર્યું:-"હવે મ્હારે શું કરવું? વીરસિંહ તો મ્હારી પ્રપંચજાળમાં સપડાયો છે. હવે તેને કેદ કેવી રીતે કરવો? હું એક પણ માણુસ સાથે લાવી નથી તથા અહીંથી મ્હારી ગુફા પણ દૂર છે. મ્હારી પાસે અશ્વ પણ નથી. તે વખતે કંઇ હરકત થાય તો શું કરવું?" એવામાં તેનાથી થોડે દૂર એક પલાણ માંડેલો અશ્વ તેની નજરે પડયો. તે જોઇને યોગિનીએ વિચાર્યું કે:-"પેલો અશ્વ કોનો હશે? ચાલ ત્યાં જઇને જોઉં કે એ અશ્વનો માલિક કોણ મુઓ છે!"

અશ્વ તરફ વળી ને ચારે તરફ નજર કરી તો અશ્વને તેણે એકલો ચરતો દીઠો. અશ્વને એકલો જોતાં જ યોગિનીમાં હિમ્મત આવી તથા એક છલંગ મારી તે અશ્વ ઉપર સ્વાર થઈ. અશ્વે અજાણ્યો સ્વાર જોઇ પહેલાં બહુજ તોફાન કર્યું પણ યોગિનીએ અશ્વને વશ કર્યો તથા પોતાના રસ્તા ઉપર અશ્વને પૂરપાટ દોડાવી મૂક્યો. તે થોડે દૂર ગઈ હશે એવામાંજ એક ગોળી સનનન કરતી તેની બાજૂમાંથી ચાલી ગઇ. આથી તે તરતજ ચેતી ગઇ. તેણે અશ્વને પૂરપાટ દોડાવી મૂકયો. થોડા સમયમાંજ તે નિર્વિઘ્ને પોતાની ગુફામાં જઇ પહોંચી. ત્યાં જઇને જોતાં ધૈર્યસિંહ નજરે નહિ પડવાથી ભીલ સરદાર પાસે જઇ તેણે તેને સઘળી હકીકતથી વાકેફ કર્યો. તરતજ ભીલ સરદાર પોતાના ચાર બહાદુર ભીલોને સાથે લઇ

યોગિની સાથે જવા તૈયાર થયો. વિના વિલંબે તેણે ચાર ભીલો બોલાવ્યા. પોતાના માલિકની આજ્ઞા સાંભળવા તેઓ ઉભા રહ્યા. છેવટે ભીલ સરદાર વીહોજી બોલ્યો:—"ભાઇઓ! આજે આપણે નામદાર સરદાર બહાદુર ધૈર્યસિંહજીનું કામ કરવાને જવાનું છે. એ કામનો વિષય હું તમને ત્યાં જણાવીશ માટે હથિયારથી સજ્જ થઇને મ્હારી સાથે ચાલો. વળી મ્હારે માટે અશ્વ તૈયાર કરી લાવો."

પોતાના સરદારની વાત સાંભળી નમન કરી એ ભીલો ચાલ્યા ગયા તથા થોડી જ વારમાં હાથમાં તીર કામઠાં તથા તલ્વાર વગેરે હથિયારો લઇ અશ્વ ઉપર સ્વારી કરીને ત્યાં આવ્યા. સરદારે પણ અશ્વારોહણ કર્યું તથા યોગિની તરફ જોઇ તે બોલ્યો: "દેવિ! ચાલો. હવે આપણે કયી તરફ ચાલવાનું છે તે જણાવો."

યોગિની બોલી:—"સરદાર! આ તરફ ચાલો. એ તરફ જ આપણો કટ્ટો દુશ્મન બેઠેલો છે." આખું ટોળું યોગિનીએ બતાવેલા રસ્તા તરફ ચાલ્યું. વીહોજી આ વખતે એક રાક્ષસ સમાન દેખાતો હતો. તેના શરીરનો રંગ અમાવાસ્યાની કાળરાત્રિ જેવો હતો. તેનું શરીર હૃષ્ટપુષ્ટ હતું. કદે તે સહજ ઠીંગણો હતો. તેના ઓષ્ઠ જાડા હતા. તેની આંખો લાલચોળ દેખાતી હતી. તેના શરીરની ચામડી ઘણી જાડી હોઇ કવચની ગરજ સારે તેવી હતી. તેણે પોતાના માથા ઉપર જાડું ફાળીયું બાંધ્યું હતું તથા મયૂરપિચ્છની કલગી મૂકેલી હતી. ખભા ઉપર તીર કામઠું ભરાવેલું હતું. તેને જોતાં જ ભલ ભલા ડરી જાય એવો સંભવ હતો. એની મદદથી જ કરૂણાશંકર હરેક કાર્યમાં વિજય મેળવી શકતો હતો. તેની સાથે આવેલા ભીલો પણ તેના જેવા જ દેખાતા હતા. તેઓ પણ અત્યંત બીહામણા લાગતા

હતા. આપણી વેશધારિણી યોગિની ચંદ્રમુખી હતી. તેણે વીરસિંહને સપડાવવાને માટે જ આ બધો પ્રપંચ રચ્યો હતો. આ ટોળી ધીમે ધીમે ચાલતી હતી. કોઈના મુખમાંથી એક શબ્દનો પણ ઉચ્ચાર થતો નહોતો. એ અરણ્ય અત્યારે અતિ ભયાનક ભાસતું હતું તો પણ આ ટોળી કોઈનો ડર રાખ્યા સિવાય ચાલી જતી હતી. હિંસક પશુઓ ભીલ સરદારને જોતાં જ ચાલ્યાં જતાં હતાં. આવી રીતે માર્ગક્રમણ કરતાં તેઓ અંતે નર્મદાના પ્રવાહ નજીક ઉપસ્થિત થયાં. તેમણે ત્યાં અશ્વોને પાણી પાયું તથા તેમને એક સ્થળે બાંધી દીધા. ત્યાર પછી વીહોજી બોલ્યોઃ "ચંદ્રમુખિ! બોલો, હવે અમારે શું કરવાનું છે?"

ચંદ્રમુખી—સરદાર! હું તમને છુપાવું ત્યાં તમારે છુપાઈ રહેવું તથા હું જ્યારે કારમી ચીસ પાડું ત્યારે તમારે તત્કાળ મ્હારી સમક્ષ હાજર થઈ આપણા મહાન્ શત્રુને પકડી પાડવો. પછી તમારે વિશેષ કાંઈ કરવાનું નથી. બીજી જે સૂચના હશે તે હું યથાપ્રસંગે કરીશ.

ભીલ સરદારઃ—બસ એટલું જ કામ છે? એક માણસને પકડવા માટે આટલા માણસની શી જરૂર હતી? તેમાં વળી અઢાર વર્ષની વયના નાદાન છોકરાને પકડવામાં તે શી મ્હોટી બહાદુરી બતાવવી હતી? ભલ ભલા મુછો ઉપર લિંબુ ઠેરવનારાઓ બહાદુર ગણાતા જવાંમર્દોનું પાણી પણ મ્હેં એક પળમાં જ ઉતારી નાખ્યું છે તો પછી આવા એક છોકરાને મ્હાત કરવો એમાં તે શું મ્હોટો વાઘ મારવો છે!

ચંદ્રમુખી—સરદાર! તમારૂં કહેવું ખરૂંછે; પણ આ યુવક ઘણો બળવાન્ છે. સરદાર ધૈર્યસિંહજી કહેતા હતા કે 'મ્હેં તેને એક

વખત થયો હતો. તે વખતે મ્હારી મદદે વીસ સૈનિકો હતા ને તે એકલો હતો તો પણુ તેણે વીસ સૈનિકોનો અલ્પકાળમાં વિનાશ કર્યો હતો.' એવા વીરત્વની આપણે એનાં શત્રુ હોવા છતાં પ્રશંસા કરવી જોઇએ.

ભીલ સરદાર—ઠીક છે, હું પણ જોઇશ કે તે છોકરામાં કેટલું પાણી છે! તેને માટે મ્હારો એક જ હાથ પુરતો છે.

યોગિની—તે તો ત્યાં ગયા પછી ખબર પડશે કે તેનામાં કેટલું પાણી છે!

આમ કહીને યોગિની ત્યાંથી વિદાય થઇ. હવે ચાલો પાઠકો! આપણે વીરસિંહ તરફ વળીએ. ગુલાબસિંહની હકીકત સાંભળીને વીરસિંહ બોલ્યો: "ભાઇ! તમારો અશ્વ પણુ તે દુષ્ટા લઇ ગઇ કે?"

ગુલાબસિંહ—ભાઇ એ કામ કુટિલ કુલટાએજ કર્યું છે.

વીરસિંહ—આજની રાત્રિ અહીં તમારે ગાળવી પડશે. તે દુષ્ટાને પકડીને કેદ કરવી જોઇએ. તેમ કરી ભય બતાવવાથી આપણા દુશ્મનનો પત્તો જરૂર તેની પાસેથી મળશે એવી મ્હારી ધારણા છે. તે દુષ્ટા આપણો અશ્વ લઇ ગયેલી હોવાથી તે પોતાના માણુસો સાથે અવસ્ય આવશે. હવે આપણે ઘણી સાવધાનતા રાખવાની છે.

ગુલાબસિંહ—ભાઇ! તે દુષ્ટા ગમે તેટલાં માણુસો લઇને આવશે તો પણુ તેમને પુરાં કરવાને તમારો આ દાસ પુરતો જ છે. એ રંડા મ્હારો જ અશ્વ લઇ ગઇ છે એમાં કાંઇ સંદેહ નથી.

વીરસિંહ—જો, તે તમારો જ અશ્વ હશે તો હમણાં માલૂમ પડશે. હવે હું કહું છું તેમ કરવા તૈયાર થાઓ. હું જે યુક્તિ તમને બતાવું તે યુક્તિથી જ આપણે આપણું કામ પાર પાડવાનું છે.

તરતજ ગુલાબસિંહ ઉભો થયો તથા વીરસિંહની સાથે ચાલવા લાગ્યો. વિના વિલંબે તેઓ બન્ને પ્રચ્છિત સ્થળે ઉપસ્થિત થયા. એ સ્થળે વાંસનું જાળું હતું. વીરસિંહે પોતાની સમશેરથી એક માણુસ પેસી શકે એટલું બાકોરૂં તેમાં પાડયું. પછી અંદર પેસીને નીચેની જગ્યા સાફ કરી તે બોલ્યોઃ–"ભાઇ! તમે આ સ્થળે છુપાઇ રહેજો. હું એ કુલટાને ફસાવી લાવું છું. જો તે પોતાનાં માણુસો લાવી હશે ને મ્હને અડચણુ આવશે તો હું ત્રણુ તાળી પાડીશ. તે સાંભળી તમે આ પીસ્તોલનો મારો ચલાવજો ને તેના અનુચરોનો નાશ કરજો. ચાલો તૈયાર થાઓ તથા તમારી પીસ્તોલ તૈયાર કરી સજ્જ થઇ આ જાળામાં છુપાઇ બેસો. હું બે પીસ્તોલ લાવેલો છું તેમાંની એક મ્હારી પાસે રાખું છું ને મ્હારી પાસેની એક તથા તમારી મળી બે પીસ્તોલો તૈયાર કરી તમે છુપાઇ જાઓ. કહો જોઇએ મ્હારો વિચાર યોગ્ય છે કે નહિ?"

વીરસિંહની યુક્તિ જોઈ ગુલાબસિંહ આશ્ચર્યચકિત થઇ જઇ વિચારવા લાગ્યોઃ–"વાહ કુમાર! ઉમ્મરના પ્રમાણુમાં તમારી બુદ્ધિ ઘણી તીક્ષ્ણુ છે. જે કામ બળથી નથી થતું તે બુદ્ધિબળથી થાય છે. આવી બુદ્ધિ હોય તો પછી ગમે તેટલાં માણુસોને પણુ જીતી શકાય એમાં શક નથી. તમારૂં વીરત્વ પણુ મ્હેં જોયલું છે. પચાસ માણુસોને તમે એકલા જ પુરા પડી શકો તેમ છો." તે આવા વિચાર કરતો હતો. પોતાને ઉત્તર નહિ મળવાથી વીરસિંહ બોલ્યોઃ–"ભાઇ! કેમ ચુપ રહ્યા છો?"

ગુલાબસિંહ—ભાઇ! હું તમારી અગાધ બુદ્ધિના જ વિચાર કરૂં છું.

વીરસિંહ—અત્યારે વિચારો કરવાનું છોડી દઇ કહો કે આ

યુક્તિ બરાબર છે કે નહિ ? કપાળે કપાળે જૂદી મતિ. આપણે બન્ને એક બીજાની સલાહથી કામ કરીએ એ વિશેષ ઉત્તમ છે.

ગુલાબસિંહ—ભાઇ તમારી યુક્તિ બરાબર છે. આપણી યુક્તિમાં એ કુલટા જરૂર ફસાશે અને તેની સઘળી પ્રપંચ બાજી ઉંધી વળી જશે.

વીરસિંહ—જો તમને મ્હારી યુક્તિ પસંદ પડી હોય તો હવે વખત ગુમાવવાની જરૂર નથી. તમે આ ગુફામાં છુપાઇ જાઓ તથા હું અહીં બેસું છું. જો કદાચ તે વિશેષ માણસો સાથે આવી હશે મેં જરૂર જણાશે તો હું તાળી પાડીશ એટલે તમે પીસ્તોલમાં મારો ચલાવજો.

તેનું બોલવું સાંભળી ગુલાબસિંહ વાંકો નમી વાંસની ગુફામાં પેઠો તથા પોતાનાં હથિયારો તૈયાર કર્યાં. હાથમાં પીસ્તોલો પકડી તે સજ્જ થઇ ગયો. બીજી તરફથી વીરસિંહે પણ પીસ્તોલ બરાબર કરી પોતાના કમરપટ્ટામાં ખોસી દીધી. ત્યાર પછી તે યોગિનીની વાટ જોતો બેઠો. એવામાં જ ઘોડાની ખરીઓનો અવાજ સંભળાયો.

## પ્રકરણ ૩૨ મું

### જંગલમાં ઝપાઝપી.

ચંદ્રમુખી પોતાના માણસોને છુપાવીને ગુલાબસિંહના જ અશ્વ ઉપર સ્વારી કરી વીરસિંહ તરફ ચાલી. તેણે દૂરથી જ વીરસિંહને બેઠેલો જોયો. તેને જોતાં જ ચંદ્રમુખીના આનંદનો પાર રહ્યો નહિ. તે સ્વગત વિચારવા લાગી:–" બસ, હવે બેડો પાર છે. વીરસિંહજી

કહેતા હતા કે 'છોકરો બહુ ચાલાક છે. તેને પકડવો એ કાંઇ છોકરાંની રમત નથી.' પણ આને પકડવો તે સહજ બાબત છે. વિશ્વસંસારમાં સ્ત્રીજાતિ શું નથી કરી શકતી ? તે ધારે તે કરવાને સમર્થ છે. સ્ત્રીના ચરિત્ર સમક્ષ જ્યારે તેનો ભરથાર ભૂલાવો ખાય છે ત્યારે પછી પરાયા માણસને સપડાવવો એમાં તે શી મ્હોટી ધાડ મારવાની હતી ? જો આવાં મહાન્ કાર્યો પુરૂષોથી જ થતાં હોત તો પછી સ્ત્રીજાતિનો ભાવ કોણ પૂછત ? પણ પરમાત્માએ ઇચ્છા-પૂર્વક જ સ્ત્રીજાતિમાં પ્રપંચ વિશેષ પ્રમાણમાં મૂકેલો છે. આ મહાન્ કાર્યની ખબર જયારે મ્હારા સરદાર ધૈર્યસિંહને પડશે ત્યારે તેમને કેટલો બધો આનંદ થશે ? તેઓ મ્હને કેટલો બધો ધન્યવાદ આપશે ? પછી તો તેઓ હંમેશાં મ્હને પોતાની પાસે જ રાખશે ને જ્યારે તેઓ ભદ્રપુરના સિંહાસન ઉપર બેસશે ત્યારે મ્હને આ કાર્યના પુર-સ્કારમાં રાજરાજેશ્વરીની પદવી આપશે. આ બીચારો યુવક તો શું પણ ભલભલા ભડવીરના ટેક મ્હારા કટાક્ષ માત્રથી ડગી જાય તેમ છે."

આવી રીતે એ દુષ્ટા હવાઇ કિલ્લાઓ બાંધતી બાંધતી વીર-સિંહની નજીક જઈ પહોંચી. વીરસિંહ પણ તેની રાહ જોઇને જ બેઠેલો હતો. ચંદ્રમુખી અશ્વને વાંસના ઝાળા સાથે બાંધી વીરસિંહ પાસે આવીને બોલી:-" વ્હાલા ! આપશ્રી મ્હારી પહેલાં પધાર્યા છો કે શું ? "

વીરસિંહ—હા દેવિ ! તમે તો કહેતાં હતાં કે, ' હું તમે આવશો ત્યાં સુધી અર્થાત્ મધ્યરાત્રિપર્યંત અત્રે જ રહીશ ' પણ હું આવ્યો ત્યારે તો તમે અહીં નહોતાં. વળી તમે આ અશ્વ ઉપર ક્યાંથી સ્વાર થઈ આવ્યાં ?

ચંદ્રમુખી—મ્હારા વ્હાલા વીરસિંહજી, મ્હને એકલીને અહીં

ઘણો ભય લાગ્યો તેથી જ હું પેલા મ્હારા પરિચિત ભીલ પાસે ગઈ હતી. તે ભીલને ત્યાં જ મ્હેં મ્હારો અશ્વ રાખ્યો હતો. ત્યાં ભોજન વગેરે કરતાં મ્હને વખત લાગ્યો. વળી અત્રે આવતાં વિલંબ ન થઇ જાય એ કારણથી જ હું અશ્વ ઉપર બેસી આપને મળવા અધીરતાથી અત્રે આવી પહોંચી છું.

આ વાક્યો સાંભળી અંદર બેઠેલા ગુલાબસિંહને ઘણો ક્રોધ ચઢયો. તે પોતાના મન સાથે બડબડવા લાગ્યોઃ–"રાંડ! તું સ્ત્રી-ચરિત્ર ભજવવામાં કંઈ પણ કસર રાખતી નથી. ત્હારી પ્રપંચજાળમાં વીરસિંહને સપડાવવા તું મહેનત કરે છે; પણ ત્હારી પ્રપંચજાળમાં ત્હારે જ સપડાવું પડશે."

વળી પાછો વીરસિંહનો અવાજ કર્ણગોચર થયો એટલે ગુ-લાબસિંહ ધ્યાન દઈ સાંભળવા લાગ્યો.

વીરસિંહ—વ્હાલી, ત્હારી વાત ખરી પડી છે. ત્હારા કહેવા પ્રમાણે કાન્તા ખરેખર કુલટા જ નીકળી છે. હું તેનો ત્યાગ કરી રાજ્યને પણ તિલાંજલિ આપી અહીં આવ્યો છું.

આ બધી વાતચિત વાંસના જાળાની પાછળ ઉભી રહી એક કાળી આકૃતિ સાંભળતી હતી. એ જાળામાં કોણ છુપાયું હતું તે તે જાણતી નહોતી. તે તો ફક્ત એટલું જ જાણતી હતી કે, અહીં ફક્ત બે જ માણસો છે. તે કાળી આકૃતિ કાન્તાની જ હતી. તે ગુલા-બસિંહનો પત્તો મેળવવા આવી હતી; કારણ કે રાત્રે ગુલાબસિંહ નહિ આવવાથી મહારાજાની ચિંતા ઘણી વધી ગઇ હતી. તે ચિં-તાનો નાશ કરવાને જ કાન્તા ગુલાબસિંહનો પત્તો મેળવવા આવી હતી. તે જાણતી હતી કે તેઓ ભયંકર નેળ આગળ અથવા તેની આસપાસ હશે; પણ ગુલાબસિંહને બદલે પોતાના જ પ્રિયતમને

તેણે પરનારીના પ્રેમમાં પડેલો જોયો ! પોતાની થતી નિંદા સાંભળીને તે અંતરના ઊંડાણમાંથી નિશ્વાસ નાખતી હતી. પોતાની થતી નિંદાથી તેનું મન દુભાતું હતું તથા વીરસિંહનું ચિત્ત સ્વસ્થ હશે કે કેમ તેનો તે વિચાર કરતી હતી. તેણે વિચાર્યું "શું વીરસિંહ દુશ્મનોને તો નહિ મળી ગયા હોય ? ના ના, તેમ કાળાંતરે પણ બને જ નહિ. ત્યારે તેઓ શા હેતુથી આમ બોલતા હશે ? જે હશે તે બધું હમણાં જ જણાઇ આવશે." આમ વિચારી તે પોતાના મનને શાન્ત કરી તેમની વાતચિત સાંભળવા લાગી. વીરસિંહ બોલ્યોઃ-"મહારાજાને મારી નાખી તેમના તખ્ત ઉપર વિરાજમાન થવું ને તને મારા હૃદયમંદિરની દેવી બનાવવી એ જ હવે મ્હારા મનનો દૃઢ નિશ્ચય છે."

યોગિની—પ્રિયતમ ! તમારો ખરેખર આવો જ વિચાર છે કે

વીરસિંહ—હા, કારણ કે મ્હારા આખા રાજ્યની રાજ્યેશ્વરી થવાને લાયક ત્હારા જેવી સુંદર બાળા બીજી કોઈ નથી. રાજરાણી થવાને કેવળ તું જ લાયક છે.

યોગિની—ત્યારે હવે કૃપા કરી કામજ્વરથી સળગી જતા મ્હારા શરીરને સ્નેહસુધાના સિંચનથી શાન્ત કરો.

વીરસિંહ—તેટલા માટે જ મ્હેં આ વાંસનું જાળું અંદરથી કાપીને સાફ કર્યું છે; તેમાં તમે પ્રવેશ કરો.

આ સમયે કાન્તાને એવો વિચાર થયો કે, 'ચાલ મ્હારા પ્રિય વીરસિંહને દુષ્ટ કર્મ કરતાં અટકાવું; નહિ તો તેમનો દેહ કલંકિત થશે, તે ધારશે તો સમસ્ત રાજ્યને ઊંધું વાળી નાખશે, પણ પાછો વિચાર આવ્યો કે, 'જોઉં તો ખરી કે હવે શું બને છે ? વખતે અત્યારે તેની પાસે જાઉં તો તે મ્હારો ઘાત કર્યા સિવાય રહેશે

નહિ; અરે પણ ભલેને મ્હારો ઘાત કરે તોપણ તેને દુષ્કર્મ કરતાં અટકાવવો જોઇએ.' કાન્તા આ પ્રમાણે વિચાર કરતી હતી એવામાં યોગિનીએ પેલા જાળામાં પ્રવેશ કર્યો તો અંદર તેણે ગુલાબસિંહને જોયો. તેને જોતાં જ યોગિની બીધી તથા બોલી કેઃ-"વ્હાલા! આમાં તો ભૂત છે!" આમ બોલી તે જેવી બહાર નીકળવા ગઈ કે તરત જ વીરસિંહે પોતાના કમરપટ્ટામાંથી પીસ્તોલ બહાર ખેંચી કાઢી. પછી તે બોલ્યોઃ-"ખબરદાર દુષ્ટા! જો હવે અંદરથી બ્હાર નીકળીશ તો હું આ પીસ્તોલથી તને ઠાર કરીશ શું તને પહેલાંથી જ ખબર નહોતી કે વીરસિંહને સપડાવતાં તું પોતે જ સપડાઇશ. ઓ દુષ્ટા! મ્હારી જીવિતેશ્વરી કાન્તા ઉપર ખોટું આળ ચઢાવી અમને વિખુટાં પાડવાનો ત્હારો વિચાર હતો કેમ? હવે જો કે ત્હારી કેવી દશા થાય છે! (ગુલાબસિંહ તરફ જોઇ) ગુલાબસિંહ! આ દુષ્ટાને મજબૂત બાંધી ઘો."

પેલી બાજુએ કાન્તા તો આ બધો દેખાવ જોઇને સ્તબ્ધ જ બની ગઈ. તેણે વિચાર્યું કે, "આ બધો શો મામલો છે? નક્કી, આ સઘળો પ્રપંચ છે."

હવે ગુલાબસિંહ એકદમ ઉભો થયો તથા હાથમાં પીસ્તોલ પકડીને તેણે દુષ્ટાને તેનાં જ કપડાંથી મજબૂત બાંધી દીધી. પછી તે તેના મુખમાં જેવો ડુચો ખોસવા લાગ્યો એટલે તરત જ યોગિનીએ પોતાની મદદ માટે એક બૂમ પાડી. તે બૂમનો અવાજ કોતરમાં સુતેલા વીહોજીએ સાંભળ્યો. વીહોજી ઉભો થયો તથા પોતાના ચારે ભીલોને આવેલા અવાજની દિશા તરફ ત્વરિત ગતિથી જવાની આજ્ઞા ફરમાવી.

વીરસિંહ દુષ્ટાને બૂમો પાડતી જોઇને અંદર આવ્યો તથા તેણે

તેના મુખમાં ડુચો માર્યો. પછી તેને જાળામાં સુવાડીને તે બન્ને યુવકો બહાર નીકળ્યા. આ વખતે કંઈ ખખડાટ થતો તેમના સાંભળવામાં આવ્યો. અલ્પકાળમાં જ એક તીર સરસર કરતું ગુલાબસિંહની બાજુમાં થઇને ચાલ્યું ગયું. તેવું જોઇને વીરસિંહ બોલ્યોઃ-" ભાઇ! ગુલાબસિંહ ! આ દુષ્ટોના મદદગાર નજીક આવી પહોંચ્યા હોય તેમ જણાય છે. આપણે હવે સાવધ રહેવું જોઇએ." એવામાં જ પાંચ ભીલોએ આવીને વીરસિંહ અને ગુલાબસિંહને ઘેરી લીધા. તેમને ત્યાં આવેલા જોતાં જ વીરસિંહ પોતાની સમશેર ઉપર હાથ નાખી બોલ્યો કેઃ-" તમે લોકો કોણ છો તથા અમને આવી રીતે ઘેરીને ઉભા રહેવાનું શું કારણ છે તે કહો ને અહીંથી ચાલ્યા જાઓ."

તેનું આવું ભાષણ સાંભળીને વીહોજી બોલ્યોઃ-" છોકરા ! ત્હેં અમારાં બાઇસાહેબને દુઃખી કરી કેદ કર્યાં છે. તું તેમને અમારે સ્વાધીન કર. નહિ તો ત્હારે ભયંકર વેદના સહન કરવી પડશે."

વીરસિંહ—અરે ભાઈ! અમારે માથે તું નકામી ચોરી શા માટે ચઢાવે છે ? બાઇસાહેબ અહીં હોયતો બતાવ.

વીહોજી—આ અશ્વ અમારાં બાઈસાહેબનો છે ને તમે લોકોએ તેમને ગૂમ કરી દીધાં છે. જલ્દીથી તેમને બતાવો નહિ તો હું તમારા ટુકડે ટુકડા કરી ચારે દિશાના દિગ્પાળોને હું તમારૂં બળિદાન આપીશ.

વીરસિંહ—દુષ્ટાત્મા ! શું તું અમારા ટુકડા કરીશ ? જા જા, નરાધમ! મ્હેં ત્હારી બાઇને જોઇ નથી. આ અશ્વ તો મારા આ ઉભેલા મિત્રનો છે.

એવામાં ગુફામાં કેદ કરેલી યોગનીએ યુક્તિથી પોતાના મુખમાંથી ડુચો કાઢી નાખ્યો ને ચીસ પાડીને બોલી કેઃ-" વિહાજી !

મ્હને આ દુષ્ટોના પંઝામાંથી છોડાવો. હરામીઓએ મ્હને બાંધીને અહીં રાખેલી છે."

યોગિનીનાં વચન સાંભળીને વીહોજી તે બાળા તરફ ચાલ્યો. તેને વચમાં જ અટકાવીને ગુલાબસિંહ બોલ્યોઃ–"ખબરદાર! જો સહજ પણ આગળ વધીશ તો ત્હારો નાશ થશે."

વીહોજી––ત્યારે હરામીઓ એમ ભસી મરોને કે તેમને તમે જ કેદ કર્યાં છે.

વીરસિંહ––હા હા દુષ્ટાત્મા! તેને અમે જ કેદ કરી છે ને તેને છોડાવવાની કોઇનામાં શક્તિ નથી.

વીહોજી––એ બળના ગર્વમાં ફુલેલા છોકરા! આ ત્હારી સાથે બોલનાર ધૈર્યસિંહ નથી પણ તેનો ભીલ સરદાર છે. એક જ હાથે મ્હેં ત્હારા જેવા અનેકને જમીનદોસ્ત કરેલા છે. ત્હારી શું ગુંજાસ છે કે મ્હારાં બાઇસાહેબને પકડી જાય!

વીરસિંહ—તે જોઈ લેવાશે. અત્યારે તો તે અમારી સત્તામાં છે. જ્યાં સૂધી અમારા દેહમાં જીવ છે ત્યાં સૂધી તું ત્હારી બાઇને મેળવવા ભાગ્યશાળી નહિ થાય.

વીહોજી—છોકરા! તું મ્હારૂં કહેવું નહિ માને કે?

વીરસિંહ––નહિ તો તું શું કરીશ!

વીહોજી––આ મ્હારી લાંબી સમશેરથી તને ઠાર કરીશ.

વીરસિંહ––જો ત્હારી એટલી સત્તા હોય તો ચાલ સમશેર ચલાવ ને આ વીરનો પણ અનુભવ લે.

એક તરફ આવો સંવાદ ચાલતો હતો ત્યારે બીજી તરફ યોગિની વિચારમાં પડી હતી કે, "હાય! વીરસિંહને ફસાવવા જતાં

મ્હારે જ ફસાવું પડયું. સરદાર ધૈર્યસિંહ કહેતા હતા કે તે છોકરાને પકડવો એ કંઇ ન્હાના છોકરાનો ખેલ નથી. બરાબર તેમજ છે. વીરસિંહે મ્હને જ મ્હારી પાથરેલી જાળમાં ફસાવી છે. હાય ! હવે શું થશે ? મ્હેં પહેલાંથી ધૈર્યસિંહનું કહેવું માન્યું હોત તો મ્હારી આ દશા થવા ન પામત. મ્હેં મ્હારો મમત મૂકયો નહિ તેથી જ મ્હારી આવી દુર્દશા થઇ છે. અત્યારે વીરસિંહ ઘણા ક્રોધમાં છે. તેની આંખ કારમી લાગે છે. તેના મુખ તરફ જોતાં જ મ્હારું શરીર કંપી ઉઠે છે. વીરસિંહનું સ્વરૂપ હમણાં ઘણું ભયંકર દેખાય છે. વળી તેની સાથે આવેલો આ બીજો પુરૂષ કોણ હશે ? તે પણ તેના જેવો જ બળવાન્ લાગે છે. વીરસિંહ કદાચ મ્હારા સરદા-દારોનો નાશ કરશે તો પછી મ્હારી કેવી સ્થિતિ થશે ? તે મ્હને નક્કી જીવન પર્યંત કેદમાં રાખશે અને મ્હારાં સઘળાં પોગળો ખુલ્લાં થઇ જશે. મ્હારી પ્રતિષ્ઠા ઉપર પાણી ફરી વળશે. હાય ! હવે હું શું કરૂં ? હાલમાં હું બંધનમાં છું નહિ તો પીસ્તોલથી તેમને બન્નેને ઠાર કરત."

હવે પેલી તરફ કાન્તા દિંગ્મૂઢ બની જઇ આ બધો પ્રકાર અવલોકતી હતી. તેને બીજી બાજુનું ભાન નહોતું. પેલી બાજુએ વીરસિંહનું વાકય સાંભળીને વીહોજીએ પોતાના ભીલોને આજ્ઞા આપી દીધી એટલે તરત જ પોતાની સમશેરો ખેંચીને ગુલાબ-સિંહ તથા વીરસિંહની ઉપર તેઓ તુટી પડયા. જંગલમાં બન્ને પક્ષ વચ્ચે ઝપાઝપી શરૂ થઇ. ગુલાબસિંહ તથા વીરસિંહ પોતાની સમશેરો ચલાવી ચાલાકીથી દુશ્મનોના ઘા ચુકવવા લાગ્યા; વીહો-જીએ વિચાર્યું કે, 'આ છોકરાઓની સાથે આવી રીતે લઢવાથી ભાગ્યે જ વિજયી થવાશે.' આમ વિચારી તરત પોતાના ભલા

ઉપરથી વાંસનું બનાવેલું કામઠું ઉતારીને તેને તૈયાર કર્યું અને તે ઉપર તીર ચઢાવીને બહાદુર વીરસિંહ તરફ ફેંક્યું. તે તીર વીરસિંહના કાંડામાં આબાદ વાગ્યું પણ તેણે તેને બિલ્કુલ ગણકાર્યું નહિ. ગુસ્સામાં આવી જઇ એક છલંગ મારીને તેણે દુષ્ટના એક ભીલને ઠાર કર્યો ને ત્યાંથી બીજી છલગે વીહોજીની પાસે ગયો. પોતાની સમશેરના એક જ ઝટકે વીહોજીના અશ્વના તેણે બે ભાગ કરી નાખ્યા. અશ્વને પડતાં જ વીહોજી નીચે ગબડી પડયો. પણ તે પાછો ઉભો થયો ને પોતાની સ્હામે ઉભેલા વીરસિંહને પકડી પાડી પોતાનાં હથિયાર ફેંકી દઇ તેના હાથમાંની તલ્વાર તેણે છીનવી લઇ દૂર ફેંકી દીધી. વીરસિંહ પણ તેની સાથે દ્વંદ્વ યુદ્ધ કરવા લાગ્યો. બીજી બાજુ ગુલાબસિંહને ત્રણ ભીલોએ ઘેરી લીધો હતો. ભીલો બળવાન્ હતા. ગુલાબસિંહના શરીર ઉપર પણ બે ઘા થયા હતા. ભીલો અશ્વ ઉપર હતા તો ગુલાબસિંહ પગપાળો હતો. આમ છતાં ગુલાબસિંહે એકને તો ઠાર કર્યો. બીજાનો પણ જલ્દીથી વિનાશ કરવાનો વિચાર હતો પણ ભીલો કંઇ તેનાથી ગાંજ્યા જાય તેમ નહોતા. આ ત્રણે ભીલો બળવાન્ હતા. તેઓ પણ ગુલાબસિંહનો વિનાશ કરવાનો લાગ તપાસતા હતા. પણ ગુલાબસિંહ તેમને ફાવવા દેતો નહિ. કાન્તા ભયથી વ્યાકુળ બનીને આ બધો પ્રકાર અવલોકી રહી હતી. પેલી તરફ વીરસિંહ તથા વીહોજી એક એકને પાડવાનો વિચાર કરતા હતા તથા એક બીજાના કેશ પકડીને ખેંચતા હતા. એક બીજાને પગની આંટીયો ભરાવીને નીચે નાખવાનો તેઓ પ્રયત્ન કરતા હતા. છેવટે વીહોજીએ વીરસિંહને કમરમાંથી પકડી લીધો ને તેને ઉંધા માથે ઉંચકવાનો પ્રયત્ન કરવા લાગ્યો. વીરસિંહે એકદમ નમી જઇને વીહોજીના બન્ને પગને મજ-

ખૂત પકડીને એક જોરથી આંચકો માર્યો. વીરસિંહ એકજ આંચકાથી છૂટો થઇ ગયો. હવે વીરસિંહ નીચે પડયો ને પાપી પણ ગબડી પડયો. પાછા બન્ને યોદ્ધાઓ ઉભા થઇને લડવા લાગ્યા. વીહોજી સ્વગત વિચારવા લાગ્યો કે, "મ્હેં અનેક યોદ્ધાઓ જોઇ નાખ્યા પણ મ્હને આજ સુધીમાં આવો એક પણ યોદ્ધો મળ્યો નથી. હવે મ્હારો આ છોકરાના હાથે જ નાશ થશે ને મ્હારાં ઘોળાંમાં ધૂળ પડશે. ચંદ્રમુખી કહેશે કે 'તમે આટલા બળવાન્ હતા તો પણ એક ન્હાના છોકરાથી હારી ગયા?' માટે ગમે તે ઉપાયે આ છોકરાને પરલોકનો માર્ગ બતાવવો જ જોઇએ."

આમ વિચારીને વીહોજીએ એકદમ પોતાનું સઘળું બળ એકત્ર કરી વીરસિંહની ઉપર હલ્લો કર્યો. વીરસિંહ પણ તેનો જવાબ વાળવા તૈયાર જ હતો. પણ આ વખતે વીહોજીનો હલ્લો મજબૂત હતો. એક ક્ષણ વારમાં વીરસિંહને જમીન ઉપર પટકી તે તેની છાતી ઉપર ચઢી બેઠો ને બોલ્યો કેઃ–"છોકરા! હવે ત્હારૂં બળ બતાવ." વીરસિંહ નીચે પડયો એટલે તેને અત્યંત ક્રોધ ચઢયો. પોતાના બે પગમાં વીહોજીનું મસ્તક બરાબર પકડી, એક મજબૂત ગુલાંટ મારી તે દુષ્ટને તેણે નીચે ગબડાવી પાડયો ને સુતાં સુતાં જ તે જોર કરીને એક ઉછાળો મારી વીહોજીની છાતી ઉપર ચઢી બેઠો. પછી તે બોલ્યોઃ–"દુષ્ટાત્મા! હવે ત્હારૂં જોર જણાવ."

વીહોજીએ છુટા થવા માટે અત્યંત મહેનત કરી પણ આપણો બહાદુર વીરસિંહ જરા પણ ડગ્યો નહિ. પછી વીરસિંહ તેના મસ્તક ઉપર મુષ્ટિપ્રહાર કરવા લાગ્યો. તેના મુષ્ટિપ્રહારથી વીહોજી બેભાન બની ગયો ત્યારે જ વીરસિંહ તેની છાતી ઉપરથી નીચે ઉતર્યો તથા ગુલાબસિંહની તરફ નજર કરી તો તેણે તેને ઘેરાયેલો જોયો.

આવું જોતાં જ તેના ક્રોધનો પાર રહ્યો નહિ. તેણે પોતાની દૂર પડેલી સમશેર ઊંચકી લીધી. એટલામાં જ ગુલાબસિંહે પોતાની તેજસ્વી તલ્વારને એક ભીલનો ભોગ આપ્યો. હવે બાકી એક ભીલ રહ્યો. તેણે વિચાર્યું કે, 'હવે બંને જણા નવરા પડયા છે માટે મ્હને ઠાર મારશે. અત્રેથી હવે છ પાંચ અગીઆર ગણી જવામાં જ ડહાપણ છે.' એમ વિચારી અશ્વને અરણ્ય તરફ ફેરવ્યો ને ગુલાબસિંહની નજર ચુકાવીને તે નાઠો. તરત જ ગુલાબસિંહે તેની પુંઠ પકડી પણ વીરસિંહે તેને પાછો વાળ્યો.

આ બાજુએ ગુફામાં કેદ થયેલી યોગિનીએ યુક્તિથી પોતાના બંધ છોડી નાખ્યા. પછી જેવી તે નાસવા જતી હતી તેવામાં પછ-વાડેથી કાંન્તા હાથમાં કટારી પકડીને તેના તરફ આવી. તે બોલી કેઃ-" ખબરદાર ! એક પણ ડગલું જો આગળ ભરીશ તો આ જીવલેણ કટારી ત્હારી છાતી વીંધીને આરપાર નીકળી જશે ને કુલટા! તું હતી ન હતી થઈ જશે."

કાન્તાને એકાએક આવેલી જોઇને યોગિની ગભરાઈ ગઈ ને ત્યાંથી તેનો એક પણ પગ ઉપડી શક્યો નહિ. મુખમાંથી એક શબ્દનો પણ ઉચ્ચાર તે કરી શકી નહિ. હવે વીરસિંહ તથા ગુલાબસિંહ પાછા વળી તે યોગિની પાસે આવ્યા ને યોગિનીને ન જોતાં જ તેઓ દિંગ્મૂઢ બની ગયા. વીરસિંહ બોલ્યો;-" ભાઈ ગુલાબ ! એ રંડા આપણી આંખોમાં ધૂળ નાંખીને ચાલી ગઈ કે શું ?"

તરત જ પાછળથી અવાજ આવ્યો કેઃ-" કુમાર! તમારી આંખમાં ધૂળ નાખનાર કોઈ નથી." આ ગંભીર વચન સાંભળીને વીરસિંહ બોલ્યોઃ-" ગુલાબ ! જો તો ખરો, કે આ ગંભીર અવાજ ક્યાંથી આવ્યો ?"

તરત જ ગુલાબસિંહ તે અવાજ તરફ વળ્યો તો ત્યાં યોગિની

વિચારશૂન્ય થઇને ઉભી ઉભી ધ્રુજતી હતી તથા તેની સ્હામે શ્યામવસ્ત્ર-ધારિણી એક વ્યક્તિ હાથમાં કટારી પકડીને લાલચોળ નેત્રો કરી ઉભી હતી. આ જોઇને ગુલાબસિંહ બોલ્યોઃ-" કુમાર! આ તરફ આવો. અહીં જ તમારી યોગિનીબાઈ ઉભાં છે."

વીરસિંહ બોલ્યોઃ-" ભાઈ મ્હારી પ્રિયતમા કિંવા રણજીત-સિંહની કન્યા વિલાસવતી ત્યાં જ ઉભી છે કે?" વીરસિંહ આમ બોલતો ત્યાં આવ્યો તો તે પેલી શ્યામવસ્ત્રધારિણી વ્યક્તિ જોઇને બોલ્યોઃ-" કોણ છો? નાશી જતી અમારી દુશ્મનને તમે અટકાવી છે તેને માટે હું તમારો ઉપકાર માનું છું."

કાન્તા--કુમાર! તેમાં ઉપકાર માનવાની આવશ્યક્તા નથી. આપ મ્હને ઓળખો છો કે?

વીરસિંહ--તમારો અવાજ પરિચિત લાગે છે; પણ તમારા મુખારવિંદનું દર્શન કર્યા સિવાય તમને હું કેવી રીતે ઓળખી શકું?

કાન્તાએ તરત જ પોતાના શરીરૂ ઉપરનો કાળો ઝબ્બો દૂર કર્યો એટલે તેનું મુખ ચન્દ્રના આછા પ્રકાશમાં ચમકવા લાગ્યું. તેનું મુખ જોતાં જ વીરસિંહ બોલી ઉઠયોઃ-" કોણ? મ્હારી વ્હાલી કાન્તા કે?"

કાન્તા--હા મ્હારા પ્રાણેશ! આ આપની જ કાન્તા છે.

વીરસિંહ--વ્હાલી, તું અત્યારે અહીં ક્યાંથી તથા ક્યારની આવી છે?

કાન્તા—નાથ! જ્યારથી આપનો તથા આ દુષ્ટાનો સંવાદ ચાલતો હતો ત્યારથી હું આવી છું. હું ભાઇ ગુલાબસિંહને મળવા આવી હતી. તેઓ રાત્રે પાછા આવ્યા નહિ તેથી મહારાજાની ચિંતા વધી ગઇ હતી. તેથી જ હું મહારાજાની આજ્ઞા લઇને ગુલા-

બસિંહનો પત્તો મેળવવા આવી હતી. પણ ગુલાબસિંહને બદલે મ્હેં આપને જ આ કુલટા સાથે વાત કરતા જોયા. તમારી ઉભયની વાતચિત મ્હેં સાંભળી. ત્યાર પછી જે કાંઇ બન્યું તે સઘળું મ્હેં જોયું. દુષ્ટાંના માણુસો સાથે તમારી ઝપાઝપી થતી હતી એ વખતનો લાભ લઇને કુલટાએ યુક્તિથી પોતાના બંધ છોડી નાખ્યા ને તે પલાયન કરી જવા લાગી. તેને નાશી જતી જોઇને મ્હેં અટકાવી.

વીરસિંહ—કાન્તા! ત્યારે તો તું મ્હારો બધો પ્રપંચ જાણી ગઇ છે.

કાન્તા—નાથ! પહેલાં તો મ્હને એમજ લાગ્યું કે તમે એ માયાવિની પાપીયસીની માયાજાળમાં સર્વાંશે ફસાયા છો; પરંતુ પછીથી તમે જ્યારે એ કુલટાને કેદ કરી ત્યારે જ મ્હને જણાયું કે, તેને કેદ કરવા માટે જ તમે સઘળો પ્રપંચ રચેલો છે. નાથ! આપના આ બધા પ્રપંચો જોઇને મ્હને ઘણી જ અજાયબી થાય છે. સ્ત્રીજાતિના ચરિત્રનો ભેદ સમજી જવામાં કોઇ તમારી હરિફાઇ કરી શકે તેમ નથી.

વીરસિંહ—તે વાત જવા દે. હું ત્હારે માટે જે કંઇ બોલ્યો છું તેથી તને માઠું તો લાગ્યું નથી ને?

કાન્તા—પ્રાણેશ્વર! પહેલાં તો મ્હને ઘણું માઠું લાગ્યું હતું. પણ સઘળી ખરી હકીકત જાણવામાં આવ્યા પછી મ્હને અપાર આનંદ થયો છે.

વીરસિંહ—પ્હેલાં માઠું લાગ્યું ને પછીથી આનંદ થયો તેનું કારણ તું મ્હને જણાવ.

કાન્તા—પહેલાં હું એમ ધારતી હતી કે આપશ્રી કોઇ પરનારીના પ્રેમમાં પડયા છો; પણ જ્યારે મ્હેં આપનું કાર્ય પુરે પુરૂં

જોયું ત્યારે આપે બધું દુષ્ટાને પકડવા જ કર્યું હતું એમ હું સમજી શકી. આપની અગાધ બુદ્ધિ તથા આપનું વીરત્વ જોઇ હું આશ્ચર્ય-ચકિત બની ગઇ છું.

વીરસિંહ—ઠીક કાન્તા! તું તથા ગુલાબસિંહ આ દુષ્ટાને લઇને આપણા નગરમાં જાઓ તથા દુષ્ટાની પાસેથી સઘળી બાતમી મેળવીને મ્હને સત્વર જણાવજો.

ગુલાબસિંહ—જેવી આજ્ઞા. અમે તેને શિક્ષા કરીને પણ દુષ્ટ લોકોની બાતમી મેળવીશું.

તેમની વાતચિત સાંભળીને યોગિની તો અજાયબ જ થઇ ગઇ હતી. તે વિચારવા લાગી કે, 'વીરસિંહને કાન્તા જેવી અતિ સૌંદર્યશાલિની તથા તેના જેવી જ બહાદુર સ્ત્રી ભાગ્યયોગથી મળેલી છે. તેથી જ બીજી સ્ત્રી તરફ તેનું અંતર આકર્ષાય તેમ નથી.' આમ વિચાર કરીને તે બોલી:-"ભાઇઓ! તમે મ્હને શા માટે રોકો છો? મ્હને કૃપા કરી નિર્વિઘ્ને મ્હારા મકાને જવા દો."

વીરસિંહ—અરે! તમારે ક્યાં જવું છે? શું તમારે રાજરાણી નથી થવું?

યોગિની—અરે કુમાર! તમે તમારાં વાગ્બાણોથી મ્હારું અંતર વીંધી નાખો છો.

વીરસિંહ—હજી તું બરાબર વીંધાઇ નથી. જા મ્હારા આ સરદાર તને જે કહે તેમ ચું કે ચાં કર્યા સિવાય કરજે. તેમની ઇચ્છા વિરુદ્ધ વર્તીશ તો જીવથી જઇશ.

યોગિનીએ વીરસિંહ તરફ જોયું તો તે તેને અત્યંત ભયંકર દેખાવા લાગ્યો. તે વિચારવા લાગી કે, 'જો હું અત્યારે તેની આજ્ઞાને આધીન નહિ થાઉં તો અવશ્ય મ્હારો વિનાશ કરશે;

માટે હમણાં તેની આજ્ઞા માનવામાં જ શ્રેય છે. જીવતો નર ભદ્રા પામે.' આમ વિચારીને તે બોલી:—"વીરસિંહજી, હું જાઉં છું. આપ ક્રોધ કરશો નહિ."

તરતજ યોગિની આગળ ચાલવા લાગી તથા ગુલાબસિંહ પછવાડે પીસ્તોલ પકડીને ચાલ્યો. પાછળથી કાન્તાએ વીરસિંહ તરફ એક વખત પ્રેમપૂર્ણ દૃષ્ટિથી જોયું. પ્રિયતમના મુખનું દર્શન કરી એક નિશ્વાસ મૂકીને તે આગળ ચાલી. તેઓ જોત જોતાંમાં અદ્રશ્ય થઇ ગયાં. ત્યાર પછી વીરસિંહ પણ પોતાના અશ્વ ઉપર સ્વાર થઇ નર્મદાના ધોધ તરફ ચાલ્યો ગયો. ત્યાં આગળ ફક્ત વીહોજી તથા તેના ત્રણ ભીલ સરદારો પડયા હતા. થોડા સમય પછી વીહોજી શુદ્ધિમાં આવ્યો તો ત્યાં આગળ કોઇ માણસ તેની નજરે પડયું નહિ. તેણે પાછાં પોતાનાં નેત્રો મીંચી દીધાં. હજી તેનામાં ઉભા થવાની શક્તિ આવી નહોતી. તેનાં હાડેહાડ ભાંગી ગયાં હતાં તેથી તે અફસોસ કરતો ત્યાંજ પડી રહ્યો.

## પ્રકરણ ૩૩ મું

### સતી બાળાનો ટેક

રાત્રિનું સામ્રાજ્ય સઘળે સ્થળે છવાયલું હતું. ચંદ્રદેવે પોતાના ધવલ પ્રકાશથી સમસ્ત પૃથ્વીને સફેદ ઉજવળ બનાવી દીધી હતી. સર્વત્ર શાન્તિનું ગંભીર સામ્રાજ્ય છવાયલું હતું અને એ શાંતિનો ક્વચિત્ નિશાચર પશુઓના અવાજથી અલ્પકાળ માટે ભંગ થતો હતો. રાત્રિના પહેલા પ્રહરનો અમલ ઉતરીને બીજા પ્રહરનો આરંભ થયો હતો. આખા દિવસના પરિશ્રમથી પશુ પક્ષીઓ તથા

મનુષ્યો નિદ્રાધીન થઇ ગયાં હતાં. આવી રીતે સઘળે શાન્તિનું સામ્રાજ્ય છવાયલું હતું; પણ નર્મદા નદીથી થોડેક દૂર આવેલી ઍબી ગુફામાં એક બાળા અવ્યવસ્થિત શરીરે આમથી તેમ પોતાની શય્યામાં આળોટતી હતી. તેની ઉમ્મર ભાગ્યે જ સોળેક વર્ષની હશે. તેનું સર્વાંગ અત્યારે અસ્વસ્થ બની ગયું હોય એમ લાગતું હતું. તે બાળા અત્યંત સુકોમળ હતી; પણ અત્યારે તેનું સૌન્દર્ય મલિન થઇ ગયું હતું. તેના ગુલે ગુલાબી ગાલ ફીક્કા પડી ગયા હતા. તેનાં મોહક તેજસ્વી નેત્રો લાલ થઇ ગયાં હતાં. તે ક્ષણે ક્ષણે નિશ્વાસ નાખતી હતી. તેનું મન વિચારગ્રસ્ત હતું. તેનું મુખ ભયભીત લાગતું હતું. થોડા સમય સૂધી નેત્રો મીંચીને તે શય્યામાં પડી રહી પણ નિદ્રાદેવીને તેના ઉપર દયા આવી નહિ. આથી તે શય્યાનો ત્યાગ કરી બેઠી થઇ ને સ્વગત કહેવા લાગીઃ–

“અરેરે! નિદ્રાદેવી પણ મ્હારા ઉપર કઠોર થયેલાં હોય એમ લાગે છે. હાય, દુષ્ટના આગમનના મ્હને ભણકારા વાગે છે. ‘એ આવ્યો–એ આવ્યો’ એમ થયા કરે છે, એ દુષ્ટાત્મા હવે શું કરશે? તેનો આજનો વાયદો છે. મ્હને વિચાર કરવાની જે મુદ્દત આપી હતી તે પૂર્ણ થઇ છે. હવે દુષ્ટાત્મા પાછો આવીને મ્હને સતાવશે. અરેરે! હવે હું શું કરૂં? મ્હારા પ્રિયતમ પણ નિર્દય હૃદયના થયા હોય એમ ભાસે છે. નહિ તો અત્યાર સૂધી તેઓ મ્હને છોડાવ્યા સિવાય રહે નહિ. પણ તેઓ શું કરે? મ્હને ક્યાં કેદ કરી છે, હું જીવું છું કે મરી ગઇ છું એ સંબંધી તેઓ કાંઇ જાણતા જ નહિં હોય. પાપી ધૈર્યસિંહ! હવે તું શું કરવાને માગે છે? એક વીર ક્ષત્રિયાણીનો સતીત્વ ટેક છોડાવી તું તેના શીયળનો નાશ કરવા ઇચ્છે છે? ના–ના, દુષ્ટાત્મા! ત્હારી એ પાપી ઇચ્છા

કાળાંતરે પણ સફળ થશે નહિ. આ વીર પુત્રી કદાપિ ત્હારે સ્વાધીન થશે નહિ. ઓ મ્હારા વહાલા કેશરી, હાલમાં તમે ક્યાં હશો? આવો આવો, અહીં આવીને આ તમારી તલસતી દાસીને સંકટ મુક્ત કરો: હે વલ્લભ! તમારા વિયોગથી હું ઝુરૂં છું. જળ વિનાની માછલીની માફક તરફડું છું. ચંદ્રના વિના જેમ કુમુદનું પુષ્પ ખીલતું નથી તેમ તમારા વિયોગથી હું શોકાતુર છું. અરે ઓ પૃથ્વી માતા! તમે આ તમારી કન્યા ઉપર કરૂણા કરી તેને તમારા ઉદરમાં સમાવી લ્યો—તેને હમ્મેશાંને માટે દુઃખમાંથી મુક્ત કરો.

પ્રિય પાઠકો! આ બાળા ભદ્રપુરની રાજનંદિની પ્રિયનંદા હતી. તેને ધૈર્યસિંહે પહેલા જ દિવસે ઘણી સતાવી હતી; પણ સન્નારી પ્રિયનંદાએ પોતાનો ટેક છોડયો નહોતો. છેવટે તેને બે દિવસની મુદત આપીને પાપી ધૈર્યસિંહે કહ્યું હતું કે:–"પ્રિયનંદા! હું તને આજથી બે દિવસની મુદત આપું છું; આ બે દિવસમાં તું સઘળો વિચાર કરીને ઉત્તર આપજે. નહિ તો ત્હારે ભયંકર દુઃખ ભોગવવું પડશે. આ પ્રમાણે કહીને તે દિવસે તો પાપી ચાલ્યો ગયો હતો. પ્રિયનંદાએ બે દિવસથી બિલ્કુલ અન્ન લીધું નહોતું. અત્યંત ચિંતાથી તેનું મુખ લેવાઇ ગયું હતું. રડવાથી તેનાં નેત્રો સૂઝી ગયાં હતાં. બે દિવસની મુદત પુરી થઇ હતી. તેથી જ તેને નિદ્રા આવી નહોતી. તે વિચારતી હતી કે, "હવે પાપી શું કરશે? શું તે મ્હને રીબાવી રીબાવીને મારશે? ભલેને અનેક સંકટોનો વરસાદ વરસાવી પાપી મ્હને કચડી નાખે અથવા સળગતા અગ્નિમાં જીવતી બાળી મૂકે. હું તે નરાધમની પાપી ઇચ્છા કોઇ પ્રકારે પૂર્ણ થવા દઇશ નહિ. આવી રીતે વીરબાળા અનેક સંકલ્પ કરતી કરતી છેવટે નિદ્રાધીન થઇ. રાત્રિ સમસમ કરતી પોતાનું કાર્ય કરી રહી હતી. તંદ્રા

વસ્થામાં સ્વપ્ન આવવાથી પ્રિયનંદા જાગી ઉઠી. પાછી તે શય્યામાં પડી રહી; પણ પુનઃ તેને નિદ્રા આવી નહિ. ધીમે ધીમે પ્રભાતકાળનો ક્ષીણ પ્રકાશ પૂર્વાકાશમાં પ્રસરવા લાગ્યો. ભાસ્કર ભગવાન સમસ્ત પૃથ્વીનાં પાપ પુણ્યનું દર્શન કરવાને ક્ષિતિજની અંદર દેખાવા લાગ્યા. ધીમે ધીમે પોતાનાં કિરણો ફેલાવતા ફેલાવતા પોતાની ગતિ ઉપર ફરવા લાગ્યા. પક્ષીઓ કલરવ કરી રહ્યાં હતાં ને પોતાનો ચારો શોધવાને આ ઝૅબી ગુફામાં આમથી તેમ ઉડવા લાગ્યાં હતાં. મોર પોતાની કળા કરીને નૃત્ય કરવા લાગ્યા. કોયલ પોતાના મધુર સ્વરથી એ ઉપવનને ગજાવવા લાગી. સારસ પક્ષી પોતાની માદા સાથે કલ્લોલ કરવા લાગ્યાં. ઝરાના કિનારા ઉપર બેઠેલા બગલાઓ ધ્યાનસ્થ થયા હોય તેવો ઢોંગ કરીને પોતાના શિકારને પકડવા લાગ્યા. અત્યારે કુદરતી ખેલ એવો જામેલો હતો કે ગમે તેવો દુઃખી માણસ પણ પોતાનું દુઃખ અલ્પકાળ માટે ભૂલી જાય; પણ પ્રિયનંદાને તો આથી ઉલટું દુઃખ થવા લાગ્યું. પુનઃ તેને પોતાનાં માતા પિતા યાદ આવ્યાં ને તેણે રૂદન કરીને પોતાના હૃદયને હલકું કર્યું. શાન્ત થયા પછી તે પાછી આમથી તેમ આંટા મારવા લાગી. એવામાં એકદમ અવાજ થયો ને ગુપ્તદ્વાર ઉઘડયું. એક હંસગતિથી ચાલતી બાળા હાથમાં થાળી લઇને ત્યાં દાખલ થઇ. પ્રિયનંદા ઘણું આશ્ચર્ય પામી. તેને આશ્ચર્યચકિત બની ગયેલી જોઇ આવનાર બાળા બોલી કેઃ–" વ્હેન! તમે આમ આશ્ચર્યચકિત કેમ થાઓ છો? લ્યો, પહેલાં આ ભોજન જમી લ્યો. જો તમે ભોજન નહિ કરો તો તમારી સુકોમળ દેહલતા કેવી રીતે ટકી શકશે? વ્હેન! ચિંતા દૂર કરી જે ભાવે તે થોડું જમી લ્યો." તેનાં આવાં માયાળુ વચન સાંભળી પ્રિયનંદા બોલીઃ– "વ્હેન! હું ચિંતાને કેવી રીતે દૂર કરૂં? આ દુષ્ટ મ્હને જંપવા દેતો

નથી. હવે તો મ્હારે માટે આત્મ હત્યા સિવાય. અન્ય ઉપાય નથી. મ્હને અન્ન ઉપર બિલ્કુલ રૂચિ થતી નથી. શું કરૂં બ્હેન ! આ મ્હારો પાપી પ્રાણ હજી આ દેહપિંજરને છોડી જતો નથી."

આમ બોલતાં બોલતાં તેનાં નેત્રોમાં અશ્રુઓ ભરાઇ આવ્યાં. આ જોઇને આવનાર બાળા બોલી કે:-"બ્હેન ! એક વીર પુત્રી થઇને તમે આમ ગભરાઓ છો શા માટે ? હું પણ તમારા જેવી જ દુઃખી છું. મ્હને પણ તે દુષ્ટ તમારી માફક જ ઉપાડી લાવ્યો છે. પણ મ્હેં તે દુષ્ટને અવળું સમજાવી વશ કરી મ્હારૂં અમૂલ્ય શીયળ સાચવ્યું છે."

આમ કહી તેણે પોતાની વીતકવાર્તા પ્રિયનંદાને કહી સંભળાવી. એ સાંભળી પ્રિયનંદાને હીંમત આવી. તેણે ભોજન કરી લીધું. પછી તે બોલી કે:-"બ્હેન ! હવે મ્હને તમારો જ આશારો છે. તમે કૃપા ભાવે મ્હારી સંભાળ રાખજો."

બાળા—બ્હેન ! હમણાં તમને કાંઇ હરકત નથી; કારણ કે આ ગુફામાં એક ભયંકર રાક્ષસી રહે છે. તેના કહેવા પ્રમાણે દુષ્ટ સેનાધિપતિ વર્તે છે. એ નારીરૂપિણી રાક્ષસી તમારા પ્રધાનપુત્રને સપડાવવા ગઇ હતી પણ ચાલાક વીરસિંહે તરત જ તે રંડાને ઓળખી કાઢીને પોતાની પ્રપંચજાળમાં તેને સપડાવી હતી. તેમણે તેને કેદ કરીને ભદ્રપુર મોકલી દીધી છે તેવી વાત મ્હારા સાંભળવામાં આવી છે. માટે હાલમાં તમે નિર્ભય છો તથા વીરસિંહ તમારી તપાસમાં ફરે છે. તેમને હું મદદ કરીશ ને તમારો છુટકો હવે થોડા દિવસમાં જ કરાવીશ." આ વચન સાંભળીને પ્રિયનંદાને ધીરજ આવી. એવામાં દુષ્ટ સેનાધિપતિને દૂરથી આવતો જોઇ બાળા બોલી કે:- "લ્યો હવે હું રજા લઉં છું; કારણ કે પાપીત્મા અત્રે આવી ચઢયો છે. તમે હવે સાવધ રહેજો." આમ બોલતી તે બાળા ત્યાંથી ચાલી

ગઇ ને થોડી વારમાં જ ધૈર્યસિંહ પ્રિયનંદા સમક્ષ ઉપસ્થિત થયો. તેને જોતાં જ પ્રિયનંદાએ તેના તરફ તિરસ્કાર ભરી એક નજર નાખીને તરત જ આડું જોયું. તેને આડું જોતી જોઇને ધૈર્યસિંહ બોલ્યોઃ-"રાજકુમારી, ભલેને તમે મ્હારા તરફ તિરસ્કારની નજરે જુઓ; પણ તમારી આંખોમાં જાદુ ભરેલો છે. તમારા ભુવનમોહન સૌંદર્યે મ્હારા મનને જીતી લીધું છે તેથી જ હું તમારા સિવાય બીજા કોઇને જોઈ શકતો નથી. બોલો હવે તમારો શો વિચાર છે?"

પ્રિયનંદા—મ્હારો વિચાર ફક્ત કેશરીને મળવાનો છે.

ધૈર્યસિંહ—આ ત્હારો વિચાર નકામો છે.

પ્રિયનંદા—તે જોઇ લેવાશે. પરમાત્મા મ્હારો મદદગાર છે.

ધૈર્યસિંહ—પરમાત્માને હું ઓળખતો જ નથી.

પ્રિયનંદા—તેની ઓળખ તને પછીથી પડશે.

ધૈર્યસિંહ—શું ત્યારે તું નહિ માને કે?

પ્રિયનંદા—ના ઓ વ્યભિચારી કૂતરા! મ્હેં તને અનેક વખત કહ્યું છે છતાં વારંવાર કૂતરાની માફક મ્હારી પાસે કેમ આવે છે?

ધૈર્યસિંહ—અરે! તું ગમે તે કહે પણ એક વખત તો હું ત્હારા શીયળનો ભંગ અવશ્ય કરીશ.

પ્રિયનંદા—ઓ દુષ્ટ! શું તું મ્હારા શીયળનું ભંગ કરવાની શક્તિ ધરાવે છે?

ધૈર્યસિંહ—હા, મ્હારી શક્તિનો તને અનુભવ નથી.

પ્રિયનંદા—તું મ્હારા શીયળનો ભંગ કરે તે પહેલાં જ હું મ્હારા પ્રાણનો ત્યાગ કરીશ. ઓ દુષ્ટ! યાદ રાખ કે આ દેહની મ્હને બિલકુલ પરવા નથી. ક્ષત્રિયાણીઓ પોતાના શીયળ આગળ પ્રાણને પણ તુચ્છ સમજે છે.

ધૈર્યસિંહ—એ બધું જોઈ લેવાશે. હું ત્હારો ગર્વ ઉતારી ત્હારા શીયળનો ભંગ કરીશ. સમજ સમજ ઓ અભિમાની બાળા! સમજ ને નાલાયક કેશરીને છોડીને આ વીરનર સાથે સંસારસુખ ભોગવ. નહિ તો ત્હારે અપાર દુઃખ સહન કરવું પડશે.

પ્રિયનંદા—શું તું વીર છે? ના ના, નિર્દોષ મનુષ્યોનું લોહી રેડનાર તું એક નાલાયક લુંટારો છે.

ધૈર્યસિંહ—ચુપ કર છોકરી, તારી જીભને આગળ વધતી અટકાવ ને મ્હારૂં કહ્યું માની મ્હારે સ્વાધીન થા.

પ્રિયનંદા—ઓ દુષ્ટાત્મા! હું તને કેટલી વખત કહું કે મ્હેં આ દેહ કેશરીને અર્પણ કરી દીધો છે.

ધૈર્યસિંહ—તે દેહને મેળવવા હું શક્તિવાન છું.

પ્રિયનંદા—શું એક ક્ષત્રિયાણીનું શીયળ કોઇનાથી નાશ થયું છે? સતીને સંતાપતાં અગ્નિમાં હોમાવું પડે છે.

ધૈર્યસિંહ—ત્હારી સુકોમળ દેહલતા મેળવતાં ભલેને અગ્નિકુંડમાં હોમાવું પડે! તેની મ્હને બિલ્કુલ દરકાર નથી.

પ્રિયનંદા—ઓ દુષ્ટાત્મા! તેમાં ત્હારો વિનાશ જ થવાનો છે.

ધૈર્યસિંહ—ત્હારા જેવી લાવણ્યલતાને મેળવવા જતાં વિનાશને હું તૃણવત્ લેખું છું. માટે માન માન મ્હારી મધુરી મેંના! માની જઈ મ્હારા અંગની અનંગપીડાને શાન્ત કર.

પ્રિયનંદા—ઓ દુષ્ટ! આ વીરબાળા મરતાં સુધી પોતાના ટેકને છોડનાર નથી.

ધૈર્યસિંહ—તે ટેક ત્હારે છોડવો જ પડશે.

પ્રિયનંદા—ન છોડું તો તું શું કરીશ?

ધૈર્યસિંહ—રીબાવી રીબાવીને મારીશ.

પ્રિયનંદા—ઓ દુષ્ટ! હું મરણથી ડરતી જ નથી. હું મ્હારા પ્રાણ કરતાં શીયળને વિશેષ ચ્હાઉં છું.

ધૈર્યસિંહ—ઓ પામર છોકરી ત્હારા જેવી મ્હેં ઘણી બાળાઓનાં શીયળો નષ્ટ કર્યાં છે. બોલ પ્રિયનંદા! હવે તું શો જવાબ આપે છે? જ્યારે મહારાજા પોતે આ વીરની વીરહાકથી ધ્રુજે છે તો પછી તેની બાળક પુત્રીની મ્હારી સ્હામે થવાની શી શક્તિ છે? મ્હારૂં કહ્યું માની જા ને દુરાગ્રહનો ત્યાગ કર.

પ્રિયનંદા—ઓ નરરાક્ષસ! મ્હેં તને અનેક વખત કહ્યું છતાં તું શાનો જવાબ માગે છે?

ધૈર્યસિંહ—ત્હારા અધરામૃતનું પાન કરવાનો હું જવાબ માગું છું.

પ્રિયનંદા—તે કોટી ઉપાયે પણ થનાર નથી.

ધૈર્યસિંહ—તેમ કરવું જ પડશે.

પ્રિયનંદા—નહિ જ બને.

ધૈર્યસિંહ—પ્રિયનંદા! તું શા માટે મ્હને તલસાવે છે? બોલ, કેશરી અને મ્હારામાં શો તફાવત છે? તે માણસ છે અને હું પણ માણસ છું. તે રાજકુમાર છે તો હું થોડા દિવસ પછી સમસ્ત રાજ્યનો અધીશ્વર થઇશ. આમ છતાં તું મ્હને શા માટે તલસાવે છે?

પ્રિયનંદા—ઓ દુષ્ટ! મ્હારા કેશરી સાથે તું ત્હારી તુલના કરે છે? એક હંસને કાગડો બરાબર હોઇ શકે? શું એક શિયાળ વનરાજની બરાબરી કરી શકે? ઓ પાપી, સાંભળ, મ્હારો વ્હાલો કેશરી ક્યાં ને નિર્દોષ અસહાય મનુષ્યોના લોહીની સરિતા વહેવડાવનાર તું નરરાક્ષસ ક્યાં? મ્હારો કેશરી ઘણો શરીર હોઇ તે

ગૌબ્રાહ્મણનો પ્રતિપાળક છે અને એ દુષ્ટ! તું એક ગુપ્ત ભોંયરામાં સંતાઈ રહેનારો લુંટારો તેમજ ગૌબ્રાહ્મણનો ઘાતક છે. મ્હારો પ્રિય કેશરી અબળાઓનું રક્ષણ કરે છે ત્યારે તું અબળાઓની લાજ લુંટે છે. કેશરી શત્રુઓની સ્હામે થઇ તેમનાં કાળજાં કંપાવે છે અને તું એક ગુફામાં છુપાઇ રહીને નિર્દોષ જનોને સંતાપે છે. કેશરી પોતાના ધર્મમાં અડગ રહીને તેનું પાલન કરે છે અને તું ધર્મને ઠોકરે ઉડાવે છે. બોલ પાપી, તું કેશરીની બરાબરી કરી શકવાને લાયક છે? ના ના, દુષ્ટ! ત્હારામાં ને કેશરીમાં આકાશ પાતાળનો ફેર છે.

ધૈર્યસિંહ—અરે ઓ અભિમાની બાળા! ત્હારા લાંબાં ટાયલાંથી મ્હારૂં મગજ ભ્રમિત થાય છે. માટે મને સાફ જવાબ આપી દે.

પ્રિયનંદા—દુષ્ટાત્મા! મ્હેં તને પ્રથમથી જ જવાબ આપેલો છે. વારંવાર તું મ્હને શું પૂછ્યા કરે છે? ઓ નરઘાતકી! મ્હને મ્હારા પ્રાણની પરવાહ નથી. તું ત્હારાથી થાય તે કરી લે.

ધૈર્યસિંહઃ—ઠીક છે, ઓ હઠીલી, હું પણ જોઉં છું કે ત્હારી હઠ ક્યાં સુધી ટકે છે?

પ્રિયનંદા—જ્યાં સુધી મ્હારા દેહમાં પ્રાણ હયાત હશે ત્યાં સુધી મ્હારી હઠ કાયમ રહેશે.

ધૈર્યસિંહઃ—વારૂ, ત્હારી હઠ જોઇ લેવાશે. તું કેશરી કેશરી કરે છે. પણ ત્હારા કેશરીને પકડીને ત્હારી સમક્ષ જ તેનો શિરચ્છેદ કરવામાં આવશે.

પ્રિયનંદા—ઓ દુષ્ટાત્મા! જ્યારે એક વીરસિંહને પકડવા

જતાં તુંજ પકડાયો હતો ત્યારે પછી કેશરીનો વાંકો વાળ કરવાની ત્હારામાં શી શક્તિ છે?

ધૈર્યસિંહ—ઠીક પ્રિયનંદા! અત્યારે તો હું જાઉં છું પણ પાછો ત્રણ દિવસ પછી ત્હારો વિચાર જાણવાને ત્હારી સમક્ષ ઉપસ્થિત થઇશ. તે વખતે જો તું મ્હારો પ્રેમ સ્વીકારીશ તો હું તને સુખી કરીશ ને જો મ્હારા પ્રેમનો તિરસ્કાર કરીશ તો ત્હારે ભયંકર દુઃખ ભોગવવું પડશે. છેવટે તારે યમપુરીનો રસ્તો લેવો પડશે.

પ્રિયનંદા—તે જોઇ લેવાશે. જા ત્હારાથી જે થાય તે કરી લે. તું મ્હને ત્રણ દિવસનો વાયદો બતાવે છે પણ આ વીર બાળા ત્રણ દિવસ પછી પણ પોતાનો ઉત્તર ફેરવનાર નથી. સતી સ્ત્રી પ્રાણાંતે પણ અધર્મ આચરનાર નથી. અત્યારે જ તું મ્હને યમપુરીનો રસ્તો બતાવી દે, એટલે પાપાત્મા ત્હારા પાપી મુખને મ્હારે પુનઃ જોવું ન પડે.

ધૈર્યસિંહ—પ્રિયનંદા! તને રીબાવી રીબાવીને મારવાનો મ્હારો વિચાર છે.

પ્રિયનંદા—ઓ વ્યભિચારી કૂતરા! ત્હારાથી થાય તે કરી લે. હું મરણથી બિલ્કુલ ડરતી જ નથી.

ધૈર્યસિંહ—ઠીક છે, અત્યારે તો હું જાઉં છું.

આમ બોલતો ધૈર્યસિંહ ક્રોધાવેશથી ધરાને ધ્રુજાવતો ધ્રુજાવતો ગુપ્ત દ્વારમાં થઇને ચાલ્યો ગયો ને પ્રિયનંદા પોતાની શય્યામાં પડી અનેક પ્રકારના તર્ક વિતર્ક કરવા લાગી.

# પ્રકરણ ૩૪ મું

## વિયોગ.

ચંદ્રદેવના ધવલ પ્રકાશમાં નર્મદા નદીનાં કોતરોમાં બે અશ્વારોહીઓ માર્ગક્રમણ કરતા હતા. તેઓ એક ઉંડા કોતરમાં ઉતરી પડયા ને તે કોતરમાં પોતાના બન્ને અશ્વોને બાંધી વિશ્રાંતિ લેવા માટે તેમણે ત્યાં મુકામ કર્યો. પાઠકો! એ અશ્વારોહીઓ સૂર્યપુરના બંને કુમારો હતા. તેઓ નગરશેઠની પુત્રીની તપાસમાં ચાલી નીકળ્યા હતા. તેઓ ચાલતા ચાલતા રાત્રે એક ઉંડા કોતરમાં આવી પહોંચ્યા ત્યારે કુમારને એકદમ તૃષા લાગવાથી તેનો કંઠ સુકાઇ ગયો. તે ઘણો આકુળ વ્યાકુળ થઇ ગયો ને દિનકરને ઉદ્દેશી બોલ્યો કે:-" ભાઇ! હવે મ્હારો જીવ આલોકનો ત્યાગ કરી જશે; કારણ કે મ્હને ઘણી તૃષા લાગી છે."

દિનકરે કહ્યું:-" વડિલબંધુ! તમે અહીં થોડો વખત વિશ્રાંતિ લ્યો. હું તમારે માટે નર્મદા નદીનું નિર્મળ જળ ભરી લાવું છું."

આમ બોલી દિનકરે ઘોડાનો ઘાસીયો પાથરીને તેના ઉપર કુમારને બેસવાનું કહ્યું. પછી તે નર્મદા તરફ ચાલી નીકળ્યો. કુમારથી બેસી રહેવાયું નહિ. તે કોતરમાં ફરવા લાગ્યો ને ફરતો ફરતો તે ઘણે દૂર નીકળી ગયો. હવે તે જે જગ્યાએ બેઠેલો હતો તે જગ્યાએ એક મગરમચ્છ સુવર આવી પહોંચ્યો ને કુમારના બન્ને અશ્વોને પોતાની તીણી કાતીથી તેણે ચીરી નાખ્યા. એવામાં જ દિનકર એક પાંદડાના મ્હોટા પડીઆમાં નિર્મળ જળ લઇ ત્યાં આવ્યો તેણે આ સુવરને પોતાના અશ્વોને ચીરતો જોયો. આથી દિનકરને અત્યંત ક્રોધ ચઢયો ને પોતાની સમશેરથી તેનો નાશ કર્યો. કુમારને

તેણે ક્યાંય પણ જોયો નહિ. આથી તેના હૃદયમાં એક જાતનો અનુકંપ થયો. તેણે વિચાર્યું કે, " શું કુમારને કોઇ જંગલી પશુએ મારી નાખ્યો કે કોઇ રાક્ષસ ઉપાડી ગયો ? હાય, હવે હું રાજ્યમાં જઇને શું મુખ બતાવીશ ? પિતાશ્રી પૂછશે કે કુમારશ્રી ક્યાં ગયા તો હું તેમને શો ઉત્તર આપીશ ? રાજકુમારી પ્રિયનંદાનો પત્તો લાગશે ત્યારે તે મ્હને પૂછશે કે ' તમારા વડિલ ભ્રાતા ક્યાં ગયા ? ' ત્યારે હું તેમને શો જવાબ આપીશ ? ઓ મ્હારા વ્હાલા ભાઇ ! તું ક્યાં ગયો ? ત્હારા આ ન્હાના ભાઇની દયા લાવીને એક વખત દર્શન આપ. ત્હારા વિના હું ઝુરી ઝુરીને મરીશ. ઓ ભ્રાતા ! રાજસિંહાસન ત્હારા સિવાય ખાલી પડશે. શું તને દુષ્ટ લોકો તો ઉપાડી ગયા નહિ હોય ! જો તેમ થયું હશે તો ત્હારો આ કનિષ્ટ ભ્રાત તેમને રોળશે ને ત્હારો છુટકારો કરશે. આજથી જ્યારે રાજકુમારનો પત્તો લાગશે ત્યારે જ હું મારા મસ્તકે આ શિરપેચ ધારણ કરીશ. " આમ બોલી દિનકરરાયે પોતાનો શિરપેચ ઉતારીને એક વૃક્ષની ઘટામાં સંતાડી દીધો તથા પોતાનાં હથિયારો સજ્જ કરીને કુમારની તપાસ અર્થે નર્મદાનાં ઉંડાં કોતરોમાં ઉતરી પડયો. હવે રાજકુમાર ચાલતો કોતરોમાં થઇને નર્મદાના પ્રવાહ સુધી જઇ પહોંચ્યો ત્યારે જ તેને પોતાના દેહનું ભાન આવ્યું ને તેણે વિચાર્યું કે " અરે ! મ્હેં દિનકરને જળ લેવાને મોકલ્યો છે ને હું તો અહીં નીકળી આવ્યો ! દિનકર મ્હારી વાટ જોતો બેઠો હશે." આમ વિચારીને તેણે જળ પી લીધું ને ત્વરિત ગતિથી પોતાના નિવાસસ્થાને જઇને જોયું તો પોતાના અશ્વ સાથે એક વિકાળ ડુક્કરને જમીનદોસ્ત થયેલો તેણે જોયો. આવો બનાવ જોતાં જ તેનાં ગાત્રો શિથિલ થઇ ગયાં ને તેણે પોતાના મન સાથે વિચાર્યું કેઃ-" હાય મ્હારા

વ્હાલા બંધુનો નાશ થયો! નક્કી આ જંગલી પશુએ એનો ઘાત જ કરેલો હોવો જોઇએ. ઓ વિભુ! હજી મ્હને પ્રિયનંદાના ગુમ થવાનો ઘા તાજો જ છે. વળી પાછો આ મ્હારો પ્રિય ભ્રાતા પણ ગયો. ઓ દયાળુ દેવ! ત્હેં શું ધાર્યું હશે? ત્હારી લીલા અગમ્ય છે. તેની કંઇ પણ સમજ પડતી નથી. ઓ મ્હારા પ્રિય બંધુ! હવે હું ત્હારા વિના કેવી રીતે મ્હારા દિવસો વીતાડીશ? ઓ ભાઇ! ત્હારા વિના હું હવે પ્રિયનંદાને કેવી રીતે મેળવીશ? હાય! હવે મ્હને ધૈર્ય કોણ આપશે? ત્હારા વિના મ્હારૂં રાજસિંહાસન કેવી રીતે દીપશે? ત્હારા વિના હવે મ્હારી આખી જીંદગી દુઃખમય બનશે. અરે! ત્હારો વિનાશ જંગલી પશુએ કર્યો હશે કે? ના ના, તેમ બને જ. નહિ. મ્હારા બહાદુર દિનકરને એક તો શું પણ એવાં ચાર પશુઓ આવે તો પણ મારવાને સમર્થ નથી. તેનું શબ પણ અહીંયાં નજરે પડતું નથી. વખતે જળ લેવા ગયો હોય ને આ જંગલી પશુએ અમારા અશ્વોનો વિનાશ કર્યો હોય તથા તે તેમના મૃત દેહનું ભક્ષણ કરતું હોય ને તેજ અરસામાં દિનકર આવેલો હોવો જોઇએ. તેણેજ વનરાજને પુરો કરેલો ને મ્હને નહિ જોતાં તે મ્હારી શોધ કરવા ગયેલો હોવો જોઇએ. અહા કુદરત! ત્હારી કેવી લીલા છે! અમે બન્ને ભાઇઓ કદાપિ વિખુટા પડતા નહોતા; છતાં આજે ત્હેં એક ક્ષણ માત્ર અમને વિખુટા પાડી દીધા. હાય! હવે દિનકર વિના મ્હારૂં જીવતર વૃથા છે. નક્કી તે સપડાઇ ગયેલો હોવો જોઇએ." આમ વિચારી તેણે એક કોતર ઉપર ચઢવાનું શરૂ કર્યું. તે કોતર ઉપર ચઢયો ને ચારે તરફ નજર ફેરવી દિનકરની તપાસ કરવા લાગ્યો. તેણે દરેક તરફ ઘણે દૂર સૂધી દૃષ્ટિ ફેંકી પણ દિનકર તેની નજરે પડયો નહિ. પાછો તે નીચે

બેઠો. તેનું હૃદય અસ્થિર થઇ ગયું. હવે તેને કાંઇ વિચાર સૂઝતો નહોતો. તેનું હૃદય શૂન્યકાર ભાસતું હતું. રાત પોતાનું કામ કર્યે જતી હતી. અંતે કુમારે વિચાર્યું કેઃ–" હવે મ્હારે ક્યાં જવું ને કયો ઉપાય યોજવો ? મ્હારા પરમ પ્રિય ભ્રાતાનો પત્તો ક્યાંથી મેળવવો ? તેના વિના હું ઝુરી ઝુરીને મરીશ. ચાલ હું પણ તેની પછવાડે નર્મદાજીમાં આ દેહનો ત્યાગ કરૂં છું."

આમ બોલતો રાજકુમાર ઉભો થયો ને આગળ ચાલવા લાગ્યો. આ વખતે એક ટોળાને ઉપર ચઢતું તેણે જોયું. આ જોતાં જ કુમાર અટકી ગયો. અસ્તુઃ

## પ્રકરણ ૩૫ મું

### અપરિચિત બાળા

ભાસ્કર ભગવાન મધ્યાકાશમાં ઉદિત થઇ પોતાનાં પ્રખર કિરણો ફેલાવતા ફેલાવતા પોતાની ગતિ ઉપર ફરતા હતા. જેમ જેમ વખત વીતવા લાગ્યો તેમ તેમ તેમનાં કિરણો વિશેષ ગરમીનો અનુભવ કરાવવા લાગ્યાં. સમસ્ત પૃથ્વી તપી જવા લાગી અને જમીનમાંથી ઉની વરાળો નીકળવા લાગી. આવા ખરા મધ્યાન્હકાળે એક લાવણ્યમયી બાળા ત્વરિત ગતિથી પોતાનો રસ્તો કાપતી માલૂમ પડતી હતી. તેની સુકોમળ દેહલતા સખ્ત ગરમીથી લાલચોળ બની ગઇ હતી. તેનો કૃષ્ણકેશકલાપ તેની પીઠ ઉપર ઝૂલી રહ્યો હતો. કેશ કલાપના કેટલાક ગુંચ્છ પવનથી આમતેમ ઉડતા હતા. પસીનાની રેલથી એ બાળાનું સર્વાંગ ભીંજાઇ ગયું હતું. તેના સુકોમળ પગ શ્રમથી થાકી ગયા હતા. તો પણ તે પોતાનો માર્ગ કાપતી

હતી. તેની વય ભાગ્યે જ સોળ વર્ષની હશે. તે શરીરે પાતળી હોઇ ઉમ્મરના પ્રમાણમાં તેની ઉંચાઇ સમાન જ હતી. આ બાળા ચાલતાં ચાલતાં અત્યંત શ્રમિત થઇ ગઇ હતી તેથી તેણે બપોર ગાળવાનો વિચાર કર્યો. તે એક લીમડાના વૃક્ષ નીચે બેઠી. તેના હાથમાં એક ન્હાની પોટલી હતી. પોટલીનું ઉશિકું કરી બાળા ત્યાં સુઇ ગઇ. અત્યંત શ્રમથી તે થોડી વારમાં નિદ્રાધીન થઇ ગઇ. પરમાત્માના આશ્રય નીચે વિકટ અરણ્યમાં અનેક ભયાનક પશુઓની જ વચમાં હાથનું ઉશિકું કરી પૃથ્વીની પથારી કરી આકાશની ચાદર ઓઢીને એ બાળા નિદ્રાસુખ અનુભવવા લાગી. તેને નિદ્રાધીન થયાને થોડોક વખત થયો હશે એવામાં ચાર માણસો ફરતા ફરતા ત્યાં આગળ આવી પહોંચ્યા. એ ચારે માણસોની ઉમ્મર લગભગ ત્રીસ વર્ષની અંદર હતી. સર્વેના પહેરવેશ ઉપરથી એમ માલૂમ પડતું હતું કે તેઓ જાતે તુર્ક હોવા જોઇએ. તેમની દરેકની કમરે સમશેર લટકતી હતી. તેઓ વાતચિત કરતા કરતા પેલી બાળા જે વૃક્ષ નીચે સુઇ રહેલી હતી ત્યાં ઉપસ્થિત થયા. ત્યાં એક યુવાન બાળાને સુતેલી જોઇને ચારે જણા ચમક્યા ને આપસઆપસમાં વાત કરવા લાગ્યા. એક જણુ બોલી ઉઠયો કેઃ–" દેખતો યાર ! યહ કયસી ગુલબદન ઇધર ઝોપને લગી હય ? "

બીજો—હા યાર હય તો ગુલબદન. ખુદાએ અપના સરદારકે લિયે યહ ખૂબસુરત પરીજાન ભેજી હય. અપન ઇસકુ ઉઠા કર લે જાયેંગે. યહ ગુલબદન પાકર સરદાર અપનેકુ અચ્છા ઇનામ દેગા.

ત્રીજો—અરે યાર! મેરેકુ ઇનામકી કુચ્છ પરવા નહિ હય. યહ પરીજાન દિલ્લગીકી સાથ એક બોસા લેને દે તો ઇનામકી કુચ્છ પરવાહ નહિ હય.

ચોથો—સચ હય. ઇસકી શકલ આસમાનકી હુરી જૈસી હય. ખુદાને બહુત અચ્છી સુરત બનવાઇ હય.

પહેલો—ચલો યાર! ઉસકુ જગાઓ ઔર અપની સાથ લે ચલો.

આ લોકોની વાતચિતથી વૃક્ષની છાયા નીચે સૂઇ રહેલી બાળા સફાળી જાગી ઉઠી ને પોતાનાં નેત્રો ચારે તરફ ફેરવવા લાગી. તેને જાગેલી જોઇને એક માણસ બોલી ઉઠયોઃ "દેખો યારો! અપનેકુ તકલીફ ઉઠાનેકી જરૂરત નહીં રહી હય. નિંદસે વો આપહી બેઠી હુઇ હય. અપન ઉસકુ અપના સરદારકી પાસ લે ચલો."

આ વાકયો સાંભળીને બાળાએ ઉપસ્થિત થયેલા ચાર બળવાન્ તુર્ક પુરુષો તરફ સાશંક દૃષ્ટિથી જોયું. તેમને જોતાં જ બાળા ગભરાઇ; પણ અલ્પકાળમાં જ હિમ્મત લાવી બોલીઃ—"ઓ હરામીઓ! તમે કોણ છો તથા આવી રીતે તમે મ્હને શામાટે ઘેરી લીધી છે?"

બાળાના શબ્દ સાંભળીને એક તુર્ક બોલી ઉઠયોઃ—"અરે યાર! ઇસકી જબાન કયસી મધુર હય? ઇસકી તીરે નજરમેં જાદુ ભરા હય." પછી પાછો બાળા તરફ જોઇ તે બોલ્યોઃ—"ગુલબદન, તું હમેરી સાથ ચલ. હમેરા સરદાર નજીકહી રહતા હય. વો તેરી સાથ શાદી કરકે તુઝે બેહસ્તકા સુખ દેંગે. તેરા કિસમત ખુલ જાયગા." તેનું આવું બોલવું સાંભળીને યુવાન બાળાનાં નેત્રોમાંથી અગ્નિકણો ઝરવા લાગ્યા. તેનું બદન ક્રોધની વિશેષતાથી ધ્રુજવા લાગ્યું. એક ભયંકર ત્રાડ મારી તે બોલી ઉઠીઃ—"ખબરદાર દુષ્ટાત્મા! જો વિશેષ લવારી કરી તો જીભ ખેંચી નાખીશ. જો જીવ બચાવવાની તમારી ઇચ્છા હોય તો સીધા સીધા પલાયન કરી જાઓ."

તેનું આવું બોલવું સાંભળીને ચારે જણા હસી પડયા. તેઓમાંથી એક જણ બોલી ઉઠયો કેઃ—"યહ પરી કયા બોલ રહી હય?

ચલો યાર! ઉસકુ મુસ્કેટાટ બાંધ દો. સીધી તરહ ચલનેસે કામ નહીં હો સકેગા." પછી એ તુર્કો તેને બાંધવા જવા લાગ્યા એટલે બાળાએ તરતજ પોતાની કમરમાંથી કટારી ખેંચી કાઢી, ક્રોધકંપિત કંઠે કહ્યું:-" ખબરદાર! જો નજીક આવશો તો જીવથી જશો."

બાળાએ દર્શાવેલા ભય તરફ ધ્યાન નહિ આપતાં એક તુર્ક તેની નજીક ગયો એટલે બાળાએ તેના કાળજામાં કટારી ભોંકી દીધી. તરત જ એ તુર્ક જમીન ઉપર પડયો ને ખુદાનો ઉચ્ચાર કરી તેના દરબારમાં પહોંચી ગયો. પોતાનો એક સોબતી મરી જવાથી બીજા તુર્કો રાતાપીળા થઇ ગયા. તેમણે એકી સાથે એ બાળા ઉપર આક્રમણ કરી તેને પકડી તેના હાથમાંની કટારી છીનવી લીધી. પછી બાળાને મજબૂતાઇથી બાંધી તેની પોટલી તેના હાથમાં આપીને એક માણસ બોલ્યો કેઃ-" હમેરા એક સાથી કો માર તુંને બહુત ગજબ કિયા હય, મગર ઉસકા બહુત બુરા નતીજા તુઝકો મિલેગા."

હવે બાળા ભયભીત બની ગઇ. તરત જ તુર્કોએ તેને ચાલવાનું ફરમાવ્યું પણ આપણી અપરિચિત બાળાએ તેમની સાથે ચાલવાનો અસ્વીકાર કર્યો. આથી એક જણનો મિજાજ ગયો ને તેણે બાળાને એક સજજડ તમાચો લગાવી દઇ કહ્યું:-" જલ્દ ચલ, ચલતી હયકે દુસરા તમાચા ખાનેકા ઇરાદા હય?"

બાળાએ વિચાર્યું કે, હવે આનાકાની કરવામાં માલ નથી. એમ વિચારી તે તરતજ ચાલવા લાગી. થોડો માર્ગ કાપવામાં આ-વતાં સોદાગરનો તંબૂ નજરે પડયો. એ તંબૂની આસપાસ ખુલ્લી સમશેર લઈ કેટલાક પહેરેગીરો પહેરો ભરતા હતા. તેની આસપાસ બસો માણસોનો કાફલો પડેલો હતો. તેમના પણ ઠેકાણે ઠેકાણે ન્હાના ન્હાના તંબૂઓ જેવામાં આવતા હતા. વળી ત્યાં ઘણા અશ્વો,

ઉટો, બે હાથી વગેરે દેખાતાં હતાં. સઘળા તંબૂઓની વચ્ચે બે મોટા જરીના તંબૂઓ નજરે પડતા હતા. હીરામાણેક રત્ન વગેરે જવાહીરોથી ભરેલી બંને તંબની ઝાલરો શોભી રહી હતી. એ ઝાલરો ઉપર સૂર્યનાં કિરણો ઉપર પડવાથી તે ચળકાટ મારી રહીં હતી. પેલા ત્રણ તુર્ક યુવાન બાળાને લઇને તેજ તંબુની નજીક જઇ પહોંચ્યા ને સઘળા ત્યાં જઇને ઉભા રહ્યા. એક જણે અંદર પ્રવેશ કર્યો. મશરૂની ગાદી ઉપર એક મજબૂત બાંધાનો સોદાગર ઉઘાડા મસ્તકે બેઠેલો હતો. તે શરીરે હષ્ટપુષ્ટ હતો. તેનાં નેત્રોમાં વિલાસનો ભાવ દેખાતો હતો. તેની મુછોના થોભીઆથી તેનું મુખ ઘણું ભયંકર લાગતું હતું. તેના ગળામાં એક કીમતી મોતીની માળા લટકતી હતી. એક સેવક રત્નજડિત સુવર્ણના હાથાવાળા પંખાથી વાયુ ઢોળતો હતો. એ સોદાગર રાજા મહારાજા કરતાં પણ અધિક સુખ ભોગવતો હતો. તેની નજીકમાં એક મ્હોટા તંબૂમાં આશરે સાઠ લાવણ્યમયી લલનાઓ નિવાસ કરતી હતી. એ સઘળી સ્ત્રીઓને ઉપરોક્ત તુર્કોજ ભિન્ન ભિન્ન સ્થળેથી પકડી લાવ્યા હતા. બદલામાં સોદાગર તેમને મ્હોટું ઇનામ આપતો હતો. આ ચારે જણા એજ ધંધો કરતા હતા. વારંવાર ભોળી અબળાઓને ફસાવીને આ સોદાગરને તેઓ ભેટ આપતા હતા. સોદાગર સુંદર સ્ત્રીઓને પોતાની પાસે રાખતો હતો ને કદરૂપી સ્ત્રીઓને ગુલામડી તરીકે વેચી અપાર દ્રવ્ય મેળવતો હતો. તે તુર્કસ્થાનનો રહેવાસી હોઇ ગુજરાતી બોલી પણ સારી રીતે જાણતો હતો. જે તુર્કે તંબૂમાં પ્રવેશ કર્યો હતો તે નીચો નમીને ત્રણ સલામ ભરી હાથ જોડીને ઉભો રહ્યો. તેને જોઈ સોદાગર બોલ્યોઃ–"મુજફ્ફર! તુમ કિસ કામ કે લિયે અભી મેરી પાસ આયા હય?"

મુજફ્ફર—પરવરદિગાર ! આપકે લિયે મૈંય એક બહુત અચ્છી ભેટ લાયા હું. વો ભેટ આપકી તહેનાતમેં પેશ કરનેકા હુકમ કિજીએ.

સોદાગર—કયસી ચીજ તુમ લાયા હય ?

મુજફ્ફર—નામદાર ! મૈંય એક બહુત હસીન નાજનીન લે આયા હું.

સોદાગર—કયા વો નાજનીન બહુત ખૂબસુરત હય ?

મુજફ્ફર—નામદાર ! ઉસ્કી બરાબરી ખુદાકી પરી ભી નહિ કર શકતી હય. ઉસકી આંખો જાદુ ભરી હય. ઇસિકા બ્યાન એક શાયરકી કવિતામેં મૈંય આપકી પાસ કરના અચ્છા સમજતા હું.

ગુલસે આરજ પુર સુખ નગેસ્ર તેરે,
તિરછી નજરેં ઓર નૈનાં મદ ભરે;
નાજ દિલ છિને અદા બિસમિલ કરે,
કયોં ન ઐસી શકલ પર આશક મરે ?
મન ન દીદમ્ર ચૂં તુ હરગિજ દિલ બરે,
સર કસે આશક કસે ગારત ગરે.

ઐસી વોહ હસીન હય; મગર ઇસકા મિજાજ બહુત ગરમ નજર આતા હય. જબ હમ ઉસકુ પકડનેકે ગિયા તો ઉસને અપના એ આદમીકો કટારકી ધારસે માર ડાલા. પીછે એક સાથ હુમલા કરકે હમ ઉસકુ ગિરફતાર કર ઇધર લે આયા.

સોદાગર—અચ્છા. ઉસકુ ઇધર ભેજ દો.

તરતજ મુજફ્ફર બહાર ગયો તથા તે બાળાને લઇને હાજર થયો. એ બાળાને જોઇને સોદાગર આશ્ચર્યચકિત થઇ ગયો. તે પોતાના મન સાથે વિચારવા લાગ્યોઃ-" અરે ! મ્હેં અનેક સુંદરીઓ જોઇ છે પણ એ બધીનું સૌંદર્ય આની આગળ તુચ્છ છે. હવે મ્હારૂં નસીબ ખીલી નીકળ્યું. "

આ પ્રમાણે પોતાના મન સાથે વિચાર કરી તે એકી નજરે બાળાના મુખ તરફ જોઇ રહ્યો. તેને આ પ્રમાણે જોતો જોઇ તે બાળાએ પોતાનું મુખ નીચું નમાવ્યું. તે પણ મન સાથે વિચારવા લાગી:–અરે હાય! હવે આ રાક્ષસના હાથમાંથી મ્હારો છુટકો કેવી રીતે થશે? એ પણ તેના માણસો જેવો જ લુચ્ચો લાગે છે.” એવામાં સોદાગર તેની સામે જોઇને હસતા મુખે ગુજરાતી ભાષામાં બોલ્યો:–
“ તમે કોણ છો તથા તમારે આવી વિકટ જગ્યાએ આવવાની શી જરૂર હતી ? ”

બાળા—તે પૂછવાનો આપને શો હક્ક છે ? મ્હને અહીંથી રસ્તે જવા દ્યો એટલે બસ છે. મ્હારે બીજી ત્રીજી કંઇ વાત સાંભળવી નથી. ”

સોદાગર—અરે મધુરી ! તમે આમ ગભરાઓ છો શામાટે ? હું કોણ છું તે તમે જાણો છો ?

બાળા—આપ કોણ છો તે મ્હારે જાણવાની શી જરૂર છે ?

સોદાગર—બાળા ! મ્હને લાગે છે કે તમે ઉન્માદિની બની ગયાં છો ?

બાળા—જો એમ જ હોય તો મ્હારા જેવી ગાંડી સ્ત્રીને પકડવામાં તમારો શો સ્વાર્થ છે ? મ્હારા ઉપર કરૂણા લાવી મ્હને અહીંથી જવા ઘો. હું આપનો ઉપકાર મરણપર્યંત પણ ભૂલીશ નહિ. આપના માણસોએ મ્હને બહુ દુ:ખી કરી છે.

સોદાગર—બાળા ! તમે જવા માગો છો ? મ્હારા માણસોએ તમને દુ:ખી કર્યાં છે ? ના–ના, તમે જ ઉલટો મ્હારા એક માણસને મારી નાંખ્યો છે.

બાળા—તે પાપી મ્હને સતાવવા આવ્યો એટલે મ્હેં મ્હારૂં

જીવન સાચવવાની ખાતર જ તે દુષ્ટને યમપુરીનો રસ્તો બતાવ્યો.

સોદાગર—એમ કરવા છતાં પણ તમે પકડાયાં. જેવી રીતે તમે મ્હારા માણુસનો જીવ લીધો છે તેવી રીતે હું કાંઇ તમારો જીવ લેવા નથી ઇચ્છતો.

બાળા—ત્યારે તમે મ્હને કયા સ્વાર્થની ખાતર અહીં પકડી મંગાવી છે?

સોદાગર—મ્હારા હૃદયમંદિરની મૂર્ત્તિ થવાને ખુદાએ આખી સૃષ્ટિમાં કેવળ તને જ સરજેલી છે. ખુદાની મેહેરબાનીથી જ તું મ્હારા માણુસોની નજરે પડી છે.

બાળા—ત્યારે તમે મ્હારું જીવન નષ્ટ કરવાને ઇરાદો નથી રાખ્યો?

સોદાગર—તેમાં તમારું જીવન નષ્ટ કેવી રીતે થશે? નહિ જ થાય. વળી તમે સુખના શિખરે પહોંચશો. જુઓ આ ઊંટ, ઘોડા, હાથી વગેરે સર્વ તમારું જ છે એમ સમજજો. મ્હારા આશ્રયમાં તમારા જેવી સાઠ સુંદર સ્ત્રીઓ છે. તેમનાં તમે પટ્ટરાણી થશો. તે સઘળી સ્ત્રીઓ તમારી દાસી થઇને રહેશે ને તમારા મુખમાંથી એક શબ્દ નીકળતાં તેઓ તમારો હુકમ ઉઠાવશે. હું સોદાગર છું. મ્હારી પાસે અઢળક દ્રવ્ય છે તેનો તમે મરજી પડે તેવો ઉપયોગ કરજો. તમારા જેવી લાવણ્યમયી સ્ત્રી આવા વિકટ જંગલમાં અનેક હિંસક પશુઓની વચ્ચે રહે એ શું વ્યાજબી છે? તમે મ્હારી પાસે સુખેથી રહો. હું પણ તમારો દાસ થઈ તમારી દરેક આજ્ઞા ઉઠાવીશ. એક બે દિવસમાં જ આપણે દેશમાં જઇશું."

સોદાગરનું આવું બોલવું સાંભળતાં જ યુવાન બાળાનું મસ્તક ભમી ગયું ને ક્રોધથી તેનું મુખ લાલચોળ બની ગયું. તેની ભ્રુકુટી સંકુચિત થઇ. આમ છતાં તેણે વખત વિચારી પોતાના ક્રોધને શાન્ત કરી કહ્યું:—"સોદાગર સાહેબ! મ્હારે તમારી સંપત્તિ નથી

જોઇતી. ક્ષણિક સુખ ભોગવવાની મ્હને ઇચ્છા નથી. સ્વધર્મશીલ સન્નારી પોતાના શીયળ આગળ તમારી આ સુખ સંપત્તિને તો શું પણ ઇંદ્રાસનને સુદ્ધાં ઠોકર મારે છે. તમે મેહેરબાની કરીને મ્હને જવા દ્યો. તમે એમ ધારશો નહિ કે હું પણ તમારા આશ્રયમાં જે સ્ત્રીઓ છે તેમના જેવી નીચ છું. હું લોભ લાલચને વશ થઇ મ્હારા ધર્મથી કાળાંતરે પણ વિમુખ નહિ થાઉં. તમારા આશ્રયમાં જે સ્ત્રીઓ છે તે સઘળી કુલટાઓ છે. તેઓ પોતાના શીયળની શું કિમ્મત જાણે! દયા લાવીને મ્હને અહીંથી રવાના કરી દ્યો."

બાળાનું છટાદાર ભાષણ સાંભળીને સોદાગરે વિચાર્યું કે, "આ બાળાને સહેલાઇથી સમજાવી શકાય તેમ નથી. હું તેને મ્હારી સાથે બળાત્કારે લઇ જઇશ. દેશમાં મ્હારો ઠાઠમાઠ જોઇ તે મ્હારી ઇચ્છા પૂર્ણ કરશે." આમ વિચારી તેણે તેને પહેરામાં રાખવાની ગોઠવણ કરી દીધી.

## પ્રકરણ ૩૬ મું

### નૌકાડુબી

પૂર્ણિમાનો ચંદ્ર આકાશપટમાં પ્રકાશી રહ્યો હતો. ચાંદની ઉજ્વળ ભાવથી ખીલી હતી. વન જંગલની ગંભીર શાન્તિનો ભંગ કરી, રાત્રિનો બિહામણો ઝીમ ઝીમ અવાજ સંભળાતો હતો. દૂરથી તરંગરંગમયી પરમ પવિત્ર નર્મદા નદીના જળનો તટ સાથે અથડાવાથી ધમ્મ ધમ્મ અવાજ સંભળાતો હતો. આસપાસનાં જંગલી પશુ પ્રાણીઓ મનોહર તેમજ ભયંકર રાત્રિના પ્રભાવને જોઇ શાન્ત થઇ ગયાં હતાં.

મધ્યરાત્રિનો સમય થયો હતો. સરિતાના તટ ઉપર એક મ્હોટી નૌકા ઝોલાં ખાતી જડ દેહથી સજીવન જીવોને જાણે જીવન ઝોલાં ખાતું છે એવી સૂચના કરતી હોય તેમ બન્ને બાજૂએ ઝૂકતી ઉભી રહી હતી. અગાધ જળરાશી ઉપર ઉભી રહેલી હોવા છતાં એક કુટિલ વ્યવસ્થાતંત્ર ઉપર રહેલા રાજસિંહાસન માફક ડોલતી હતી. નૌકાની અંદર એક ક્ષીણ તેજવાળો દીપક સળગતો હતો. એક માછી અને તેનું કુટુંબ ગતદિવસના અભ્યાસથી સરિતાના તટ ઉપર રહેલી એ નૌકાને પોતાના જીવન સૂધીનું આશ્રય સ્થાન સમજી તેમાં વસ્યું હતું. માછીની બાર વર્ષની છોકરીએ કહ્યુંઃ "બાપા! ભરતીનું જોર વધારે છે. સ્હામો માર્ગ કેવી રીતે કપાશે?"

એવડાબાજ માછીએ કહ્યુંઃ–" દુનિયા જહન્નમમાં જશે. આપણને સૌને તરતાં આવડે છે છતાં ભરતીની બીક રાખી હાથમાં આવેલાં સોનાનાં પતીકાં શા માટે જવા દેવાં જોઇએ? દામ આગળ રામ સલામ કરે તો પછી વગર માગ્યે આવેલો લાડવો કોને ન ભાવે?"

આ વખતે દૂરથી અદ્રશ્ય વાણી થઇ. માત્ર એટલા જ શબ્દો સંભળાયા કે, "લોભ એ પાપનું મૂળ છે."

માછીમાર બોલ્યોઃ–" સાધુ થઇ કોણે સુખ ભોગવ્યું? દુનિયામાં સાધુતાની કિંમત નથી. જર ચાહે સો કર એજ કળિયુગની મહાકથાનો મહામંત્ર છે." આમ કહી લગભગ ચાળીસ વર્ષની ઉમ્મરના માછીએ પોતાની પચીસ વર્ષની ઉમરની નવીન પત્ની તરફ જોઇને પૂછ્યુંઃ– "કેમ, ત્હારો શો વિચાર છે? ત્હારે ચટમકતી ચાંદીનાં ઝાંઝરીયાં જોઇએ છે કે આ હોડીમાં સુઇ રહી પૈસાવાળાઓનાં સ્વપ્નાં જોવાં છે?"

પતિનાં વાક્ય સાંભળી પત્નીનામાં લોભના સોનાની લાલચ લાગી. તેણે કહ્યું–" જાઓ જાઓ, અમારાથી તમારી શોભા છે.

ચાંદીના બદલે સોનાનાં ઝાંઝરીયાં લાવો તોય ઓછું છે. નહિ જોવા-ની રાત, નહિ જોવાનો દહાડો, નહિ જોવાનું કોઈ પણ માણસને ! બળ્યું આ પાણી જ પાણી. તમારા જેવાની સાથે પરણે તેનો તે કંઇ અવતાર છે ?!"

માછી—છાની રહે. મ્હારે માટે થોડુંક લાવ જોઇએ.

પત્ની—જાઓ જાઓ, પછી આ ચાંદીને સોનું બધુંએ ભૂલી જશો અને કયા હવાઇ વિમાન ઉપર ઉડશો તે કહી શકતી નથી. વળી જે કામ લીધું છે તે પાર પાડશો તો પૈસા મળશે નહિ તો રહ-વારના પહોરમાં આ રણચંડિકા ઝાડું લઇને તમારું મ્હોં સાફ કરશે.

માછી સ્ત્રીની પ્રકૃતિ જાણતો હતો. તેણે નમ્ર થઇ જઇને કહ્યું:–" બરાબર છે. જો ત્હારા જેવી સત્તા ચલાવનારી સ્ત્રી ન મળી હોત તો મ્હારું જીવતર નકામું હોત. જો સાંભળ, આપણને આજે વીસ સોનામહોરના સીક્કા મળવાના છે અને તેના બદલામાં ફક્ત એક સોદાગરને તેનાં માણસો સાથે પંદર ગાઉ દૂર લઈ જવાનો છે."

આટલી વાત થઇ હતી એવામાં નદી કિનારેથી કાળીઆના નામની બૂમ પડી. એ અવાજ ઓળખી જઇ માછી ઉર્ફે કાળીઓ બોલ્યો:–" આવ્યો હજુર ! આવ્યો નામદાર !"

આમ કહી કાળીઓ માછી બાયડીને ચુપ રહેવાની ઇશારત કરી કિનારે ગયો.

ત્યાં સોદાગર સાથે તેની મુલાકાત થઈ. સોદાગરે પૂછ્યું: "કેમ કાળીયા તૈયાર ?"

" ફક્ત પૈસાંની જ વાર."

સોદાગરે એક થેલી કાળીઆના હાથમાં આપી કહ્યું: " કેમ રાજી ?"

"પૈસા મળ્યા પછી બોલે નારાજી તેનો બાપ પાજી. ઉભા રહો કોથળીની તપાસ કરી આવું, પછી બીજી વાત." આમ કહી કાળીઓ હોડીમાં ગયો અને બાયડીના હાથમાં થેલી આપી તેણે કહ્યું: "આજે સોનાનો સૂરજ ઉગ્યો. બરાબર તપાસી જોઇ મ્હને જવાબ આપ." કાળીઆની સ્ત્રીએ થેલી ઉઘાડી અંદરની સિલ્લક તપાસી જોઇ. પછી તેણે કહ્યું: " બરાબર છે. કામ કરવાને હવે વાંધો નથી. "

સોદાગરે બે સોના મહોરો વધારે આપી હતી પરંતુ કાળીઆની બાયડીએ કાળીઆને એ વાત કહેવાની તકલીફ લીધી નહોતી.

એકાએક આસમાનમાં વાદળાં ચઢી આવવા લાગ્યાં. ચંદ્ર ધીમે ધીમે ઘેરાવા લાગ્યો. દક્ષિણ દિશાના ખુણા તરફ કવચિત્ કવચિત્. વિજળી ચમકવા લાગી. સોદાગરે કાળીઆને બોલાવી કહ્યું: "જો રાતનાં ચિહ્ન સારાં દેખાતાં નથી. જોખમ જેવું હોય તો અહીંથી નીકળવાનો વિચાર મુલ્તવી રાખું."

હાથમાં આવેલું સોનાનાણું સોદાગરને પાછું ન આપી દેવું પડે એ વિચારથી કાળિઆએ કહ્યું: " મહારાજ ! અમારી જીંદગી આ પાણીમાં ગઇ છે. ખરા ખોટા વખતને અમે ન જાણીએ તો બીજું કોણ જાણે ? તમારે બીક રાખવાની જરૂર નથી. સુખેથી હોડીમાં આવી બિરાજો."

વાંચનાર જાણે છે કે આ સોદાગર એકલો નહોતો. તેની સાથે આપણી અપરિચિત બાળા, બીજી સુંદરીઓ અને નોકરો ચાકરો હતાં. નોકરોના મુખ્ય સરદાર હુસેનમીયાંને પોતાની પાસે બોલાવી તેણે કહ્યું:–" હુસેન ! દેખો અપને સબ સાલા, સુંદરીઓ ઔર જનાવરોકો લે તુમ સીધી રાહસે અપની કોઠીપે ચલે આના ઔર મૈંય યહ નઇ લડકીકો સાથ લે જાતા હું વોહ બાત તુમ્હારી જુબાન

મેં સે બહાર મત નિકાલના. કસુર કરોગે તો જીસે જાઓગે. બન સકે વહાં તક જલ્દ આ પહોંચના ઔર દુસરા કોઈ અચ્છા શિકાર મીલે ઇસ્કુ બેલાશક બેખૌફ હમેરી પાસ લે આના."

હુસેન—બહુત ખુબ હજુર ! આપકા ફરમાનકા તાબેદારહું.

અપરિચિત બાળાને હાથે પગે આ નિષ્ઠુર રાક્ષસોએ દોરડાના મજબૂત બંધ બાંધ્યા હતા અને બે બળવાન પિશાચના અવતાર જેવા ક્રૂર હૃદયના જાલીમ રાક્ષસો તેની ઉપર પહેરો ભરતા હતા. પ્રકાશમયી રાત્રિ કાળરાત્રિ બની ગયેલી હોવા છતાં ખૂની ખંજરો જેવા દેખાતા અને જુલ્મી જાલીમો જેવા ભાસતા સાક્ષાત બે અવતારો જોઇને અપરિચિતા સુંદરીને આ સંસાર એ ઝેરી જમાનો છે અને એ જમાનાના જોર પાસે બહાદુર બાળાને પણ કેટલીક વખત લાચાર થવું પડે છે તેનો પ્રત્યક્ષ અનુભવ થતો હતો. તે નિરુપાય હતી. કેવળ અનાથોનો નાથ રંકનો બેલી શ્રીહરી તેનો સહાયકાર હતો. અનાથિનીનો આધાર કેવળ પરદુઃખભંજન પરમાત્મા હતો. અંતઃકરણમાં પ્રભુનું સ્મરણ કરતી કહેતી હતી કેઃ

" શામળીયાજી કરજો મ્હારી સહાયરે,
વહાલા ગરૂડે ચઢીને વહેલા આવજોરે. "

વાંચક! આપણી આ અપરિચિતા બાળાનો અવાજ શ્રીહરી સાંભળશે ? કોણ જાણે કે એની લલાટલિપિમાં વિધાતાએ શા શા લેખ લખ્યા છે.

બધાં હોડીમાં બેઠાં. બે પહેરેગીરોની સંભાળ નીચે અપરિચિતા બાળા પણ બેઠી. સોદાગરે શાગીર્દોને સૂચના કરીઃ "યાદ રખના જો યહ બેહસ્તકા ખજાના તુમેરી ગફલતસે એ આંખમેં મીલ જાયગા તો તુમેરા સર ધડસે જુદા હો જાયગા."

એક નોકરે કમરમાંથી નમી કુર્નિસ બજાવી કહ્યું: "બહુત ખુબ હજુર! આપ બેફિક રહીએ કીસી બાતકા અફસોસ મત કીજીએ."

માછીને આજ્ઞા મળી. તરંગરંગમયી પ્રબળજળકલ્લોલવાહિની પરમ પવિત્ર નર્મદાના પ્રચંડ જળતરંગો સાથે જાણે યુદ્ધ કરતી હોય તેવી રીતે નૌકા માર્ગ કાપવા લાગી.

માછી ગુજરાતનો રહેવાસી હતો. તેણે પ્રકૃતિના આ નગ્ન સ્વરૂપનું દર્શન કરી ગાવા માંડયું કે:—

" વસમી છેરે વાટ, માછીડા વસમી છેરે વાટ;
આભને ધરણી એક થયાં, સુઝે નહિ કો ઘાટ. માછીડા.
પાપ પુણ્યની નૌકા ભરીને ચાલ્યો સ્હામે તીર;
ભવસાગરને પાર તરે છે ધર્મધુરંધર વીર. માછીડા.

માછી ગાન ગાવામાં ગુલતાન હતો. માથાપર મહુડી ચઢેલી હોવાથી બેભાન જેવો હતો. તેની પત્ની સોનામહોરોની કોથળી સોડમાં રાખી સુઇ જઇને કુબેરભંડારીનાં સ્વપ્ન જોતી હતી. બાળકો નિદ્રાધીન થઇ ગયાં હતાં.

કલાકેક સૂધી નૌકાએ માર્ગ કાપ્યો. આકાશ હવે વધારે ઘેરાયું. વાયુ પ્રચંડગતિથી વિહરવા લાગ્યો. તેનું જોર ધીમે ધીમે એટલું બધું વધી ગયું કે નૌકા ઝોલાં ખાવા લાગી. સોદાગર ગભરાયો તેણે માછીને કહ્યું:—

"બદબખ્ત બેતમીઝ, મ્હેં તને અગાઉથી કહ્યું હતું છતાં તું આવા તોફાની વખતે શામાટે લઇ આવ્યો? યાદ રાખજે કે જો કાંઇ આંચ આવી છે તો પહેલાં ત્હારો જાન જશે."

માછીનું ચિત્ત ઠેકાણે નહોતું; છતાં આ ભયસૂચક વચનો

સાંભળી તેણે કહ્યું " મ્હારા સાહેબ ! આમ બાયડીની માફક ગભરાઇ શું જાઓ છો ? છાતી ઉપર હાથ ઠોકી આમ મર્દની માફક હિંમત રાખો. "

સોદાગરે માછીના ભાવને સમજી જઇ કહ્યું–"નાલાયક હયવાન ! ત્હારું ભેજું ઠેકાણે છે કે ગયબ થઇ ગયું છે? મ્હારે આગળ જવું નથી. નાવને કિનારે લઇ જા " માછીએ કંઇ ઉત્તર આપ્યો નહિ. આ વખતે પવનનું જોર એટલું બધું વધ્યું હતું કે એકદમ આસમાનમાંથી મુશળધાર વૃષ્ટિ થવા લાગી. દિશાઓ દેખાતી નહોતી. આસમાન કે જળ દેખાતું નહોતું. કિનારો સૂઝતો નહોતો. દશે દિશાએ જાણે કે કોઇ ભયંકર કાળરાત્રિએ પોતાના કાળા વેશનો વિસ્તાર કર્યો હોય એવો જ ભાસ થતો હતો. એ કાળસમુદ્રને ભેદી પાપપુણ્યનાં પ્રવાસીઓથી ભરેલી આપણી નૌકા જીવન મરણના ભેદને દર્શાવી ઝોકાં ખાતી હતી.

એકાએક આકાશમાંથી વજ્રપાત થયો. માછી ભાન ભૂલી પુત્ર પરિવારને ઝોકાં ખાતાં મૂકી નદીમાં પડયો અને વિધાતાના વિધાનથી એક પ્રચંડ મોજાના આવવા સાથે આખી નૌકા ડુબી ગઇ. વાંચક ! આપણી અપરિચિતા સુંદરીનું, પાપી સોદાગરનું તેમજ બીજાં પ્રવાસીઓનું કર્મફળ અને આ વાર્તાનાં બીજાં પાત્રોની અપૂર્ણ રહેલી હકીકત જાણવા માટે ત્હારી અધીરતા હોય તો આ નવલકથાનો બીજો ભાગ મંગાવી જીજ્ઞાસા તૃપ્ત કરજે.



